ઓખેથી બદ્રિનાથે.

# પંચકેદારની યાત્રા.



કર્તા,

રવિલાલ હરિલાલ કીકાણી.



મુંબઈ.

પ્રથમ આવૃત્તિ.

પ્રત ૧૦૦૦

સને ૧૯૨૧

મૂલ્ય રૂ. ૨-૦-૦ માત્ર.

# બૉમ્બેથી બદ્રિનાથ.

# પંચકેદારની યાત્રા.



કર્ત્તા.

રવિલાલ હરિલાલ ફીકાણી.



મુંબઈ.



પ્રથમ આવૃત્તિ.

પ્રત ૧૦૦૦

સને ૧૯૨૧

श्री.

# પ્રાસંગિક નોંધ.



**શ્રી પંચકેદારની** યાત્રા કર્યાં બાદ ઘણા લોકો તે તરફ જતાં પહેલાં તે તરફની માહીતી મેળવવા મારાપાસે આવેલા જેપરથી એટલું તો સીધ થાય છે કે તે તરફની માર્ગદર્શક નોંધ તરીકે જે ચોપડીઓ છાપવામાં આવી છે તે યાત્રીઓ તથા મુસાફરોને માટે કેટલેક અંશે અપુર્ણ હશેજ.

માહિતી મેળવનારને વખતો વખત મારી નિત્ય નોંધમાંથી પાનાં ફેરવી માહિતી આપવી પડતી હોવાથી તેમાં બંનેના વખતનો વ્યય થતો હતો, જેથી સદરહુ નિત્યનોંધ જન સમાજની સેવા ખાતર ચોપડીના આકારમાં છપાવી પ્રગટ કરવા કેટલાકોનો પૂર્ણ આગ્રહ થતાં મારી નિત્ય-નોંધ જે યાત્રા દરમીયાન જેમતેમ લખવામાં આવી હતી તે જન્મ મરણના ફેરામાંથી મુક્ત કરનારને તથા મુક્તિનો ખરો માર્ગ દેખાડનારને મારા અંતઃકરણના આભારની લાગણી સાથે અર્પણ કરી છપાવવા રજા લઉંછું.

જન સમાજને પોતાની યાત્રા અગર મુસાફરીમાં કંઈપણ અંશે આ પુસ્તક ઉપયોગી થશે યાતો તેઓની સગવડતા સચવાશે તો મારો શ્રમ સફળ થયો હું માનીશ અને ભરતખંડમાં આવેલી કેટલીક યાત્રાની બીજી જગ્યાઓની માહિતી એક બીજી ચોપડી દ્વારા આપીશ.

લી. સેવક,

રવિલાલ હરિલાલ કીકાણી.

# પ્રાસંગિક કવીતા.

## —હિંદનાં દ્વાદશ જ્યોર્તિલીંગ—

( રાગ દોહરો. )

દ્વાદશ જ્યોર્તિલીંગ જે, હિંદ વિશે લેખાય
નામ રટણ કરવા થકી, દુઃખ દર્દ દુર થાય. ૧
પંચનાથ પંચેશ્વર, શંકર અર્જુન સાથ
મળી થયા દ્વાદશ ખરે, પ્રણમું જોડી હાથ. ૨
પ્રથમ નમું **ૐકારને**, વસે નર્મદા તીર
પૂર્ણ પવિત્ર તીર્થ તે, નીર વહે ગંભીર. ૩
મનુષ્ય હૃદય બીચમાં રહે, હિંદ હૃદયની માંય
**વિશ્વનાથ** બીરાજતાં, ગંગા તટ શોભાય. ૪
હિમાચળના હિમમાં, વસે નાથ **કેદાર**
દર્શન ભેટ કરવા થકી, ઉપજે આનંદ અપાર. ૫
સુંદર દેશ સોહામણો, સોરઠ પ્રાંત ગણાય
**સોમનાથના** નામથી, દેશ વિશે પંખાય, ૬
**બૈજનાથ** બંગાળમાં, વસ્યા એકાંતે આપ
દર્શન પ્રેમથકી થયે, ટળે ત્રિવિધનો તાપ. ૭
ત્રંબકમાં **ત્રંબકેશ્વર**, વસે પહાડની પાસ
ધુધવતી ગોદાવરી, વહે દિનને રાત. ૮
**ધુષ્મેશ્વરના** નામથી, એલોરા શોભાય
હારબંધ ગુફા મહી, કૈલાસ બહુ પંખાય. ૯
જુની નગરી અવંતીકા, વીરવિક્રમનું રાજ
**મહાકાળેશ્વર** પ્રતાપથી, અવિચળ રહે દિનરાત. ૧૦
**રામેશ્વર નાગેશ્વર, મલીકાર્જુન** સાથ
દક્ષિણ દેશ દિપાવતા, વસ્યા વિશ્વના નાથ. ૧૧
ડાકીની દુર દેશ છે, પૂર્વ દિશાની પાસ
**ભીમાશંકર** જઈ વસ્યા, પૂરે મનની આશ. ૧૨
કરજોડી કરૂં વિનતી, ભોળા શંભુનાથ
કૃપાસિંધુ કરૂણા કરી, કાપો કષ્ટ અમાપ. ૧૩

શિવરાત્રી. મુ. ધુષ્મેશ્વર.
તા. ૭–૩–૨૧ સોમવાર.

ર. હ. કીકાણી.

# હિંદી વીરોને.

( રાગ–સવૈયા એકત્રીસા. )

જાલીમ જરમન જંગ મચ્યો આ, કૈસરનાં છે કારસ્તાન;
ઑસ્ટ્રિયાને પડખે રાખી, ભોળવી લીધું તુર્કસ્તાન. ૧
લડી લડીને બહુ મથ્યું પણ, આખર ખોયું અરબસ્તાન;
મનની મુરાદ બર નહિ આવી, આવી શકયો નહિ હિંદુસ્તાન. ૨
કાવા દાવા કંઇકિ કરીને, લેવું'તું રમણીય ઇરાન,
ત્યાંથી પગ પસારો કરીને, જવું હતું અફઘાનીસ્તાન. ૩
પ્રથમ બાજી પશ્ચિમમાં ખેડી, ખુબ થયો છે એ મસ્તાન;
લીજ નામુર ઍન્ટવર્પના કિલ્લા, લઇ કરી રૈયત હેરાન. ૪
અલગ રાજના અલગપણાને. તોડી તેણે કર્યું તારાજ;
જાણી બુઝી છંછેડીને, જગાડીયો બ્રિટિશ વનરાજ. ૫
ખબર નથી કે સિંહ રૂઠશે, વાગી જાશે તારા બાર;
ભલું ઇચ્છતો હોય જો તારૂં. માગ માફ હજારોવાર. ૬
પ્રથમ ફતેહથી ગર્વિષ્ટ થઇ ને, બાંધી મનમાં મોટી આશ,
એકી સપાટે શહેરો લઇને, છેક પહોંચ્યો પૅરીસ પાસ. ૭
ફ્રેન્ચો બ્રિટિશ લશ્કર સજ થઈ, લેવા માંડયું તેની તપાસ;
ખંખેરી ખેરવવા માંડયું, ઢગ કીધો જરમનની લાશ. ૮
ગર્વ નથી રહ્યો રાવણ કેરો, રગદોળાયો રણ મોજાર;
દુરમતિ દુર્યોધનનો પણ, ટુટયો'તો મદ ને હંકાર. ૯
થોડું દળ લઇ બળ વાપરી, કળથી કાઢવા કર્યું'તું મન;
ગુંદ ગુગળની ગાર બનાવી, ચટકી બેઠો જરમન હુન. ૧૦
અનેક યુક્તિ અજમાવી જોઈ, ફળ્યો નહિ એકે ઉપાય;
મન મુંઝાણું મિત્રો કેરૂં, હવે લેવી અહિં કોની સહાય. ૧૧
નાંખી નજર પહોચી નહિ પહેલાં, યાદ આવ્યાં આખર સંસ્થાન;
કાળા ધોળાની સુગ મુકી, કેણુ મોકલ્યું હિંદુસ્તાન. ૧૨
હિન્દ બ્રિટાનીયા બન્ને બેનો, એકેકથી બંને શોભાય;
દુઃખ પડે જ્યારે એકુને, કરવી જોઇએ પરસ્પર સહાય. ૧૩

હિન્દમાતાએ હાક જ મારી, બોલાવ્યા પુત્રોને પાસ;
આજ્ઞા આપી લડવા ફેરી, જઇ કરો દુશ્મનનો નાશ. ૧૪
સ્તબ્ધ બની નર વીરો ઉભા, બોલ્યા નહિ એકે ત્યાં બોલ;
વણ બોલે સમજી ગઇ માતા, ખરેખરો મન કીધો તોલ. ૧૫
આજ્ઞાંકિત પુત્રો છો મારા, વીસરો સૌ વીતેલી વાત;
ખાનદાનીને વળગી રહીને, કરશો નહિ કંઇ વાદવિવાદ. ૧૬
દુઃખ સમજું છું શું છે તમને, પણ બોલાયે નહિ લગાર;
જીગર જલે છે બહુ બલે છે, સહે સંકટ અપરંપાર. ૧૭
મુંગે મોઢે સહન કરજો, કલેશ ન કરશો લેશ લગાર;
ન્યાયી ઇશ્વર ન્યાય આપશે, અગણીત બદલો પારાવાર. ૧૮
સહનશકિતમાં સૌથી ઉંચા, હિન્દવાસીઓ બહુ પંખાય;
તેમાં ન્યુનતા લેશ હું પેખું, તો આ કુખ મારી લજવાય. ૧૯
બસ બસ બસ બોલો નહિ માતા ! અઘટીત વચનો નહિ સહેવાય;
એકતર્ફીનું હેત આપણું, વહેવાર શી રીતે સચવાય ! ૨૦
ભકિત કરે છે ભારતવાસી, ફકત મુકિત મેળવવા કાજ;
જો ભકિતથી મુકિત મળે નહિ, તો કોણ ભજશે શ્રીગિરિરાજ. ૨૧
સેવક સેવા સ્નેહથી કરશે, સદા સંકટ સહી અપાર;
સેવા તણો બદલો નહિ વળશે, તો મન કરશે કેવા વિચાર ? ૨૨
તનમનધનથી સેવા કરતાં, બદલાની બોલાય ન વાત;
વાત કરતાં છક્કડ સાથે, ઉલટા મારશે અમને લાત. ૨૩
રીધી સીધી ઝાહોઝલાલી, બેન તણી જે બહુ બોલાય;
હિંદમાતાના રૂડા પ્રતાપે, દેશ વિદેશે બહુ પંકાય. ૨૪
અનેક ભોગો આપીને, તમ બહેન તણાં કીધાં બહુ કાજ,
તેમ છતાં અમ હક માગેથી, છેક બને છે તે નારાજ, ૨૫
છે અમારૂં અમો માગીએ, તે દેતાં જીવ જો ખંચાય,
સહાય આપતાં માત અમારી, જીવ અમારો બહુ કચવાય. ૨૬
લક્ષ્મિ લુટી નિર્ધન કીધા, દુર્બળ કીધા વીણ ખોરાક;
શસ્ત્ર વિનાના શુરા હિંદી, લડી કરે કેમ દુશ્મન માત. ૨૭
ઉત્તમ ઉદ્યમ હિંદી હુન્નર, કળા કૌશલ્યાથી ભરપુર;
હાય હતભાગી હિંદ હમારા, છેક ગુમાવ્યું અસલી નૂર, ૨૮

વડીલ વણી જ વિખ્યાત અમારો, પડયો વિખુટો અમથી હાય;
એના વીણુ નહિ ચેન ચિત્તને, અંતર આગ નહિ એલાય. ૨૯
ખાંતે ખેતર ખેડી ખેડુત, મગ્ન રહેતો મન મોઝાર;
તેની દુર્દશા દેખીને, છેક છીએ અમો લાચાર. ૩૦
અમ વચનોથી એમ ન સમજો. કે કાયર લડવાને કાજ;
ચાંચડ સમ ચપટીમાં ચોળી, કરીયે જરમન રાજ તારાજ. ૩૧
એક વાત જે દિલમાં ડંખે, હિંદવાસીથી નહિ સહેવાય,
અમલદારોની આપખુદીથી, રાંકડી રૈયત બહુ રીબાય. ૩૨
વેંત નમેથી હાથ નમે છે, તેવા સજ્જન પુત્રો માત;
વિવેક શૂન્ય નહિ કંઇ લેખો, દુર કરો મનનો ઉતપાત. ૩૩
અર્ધ સુખને આગળ ધસીને, કેવા કીધા દુશ્મન માત;
પલક એકમાં બાજી પલટી, અલ્પ મનુષ્યે સાચવ્યું નાક. ૩૪
કર્મ કથા તો છે બહુ લાંબી, વેદ વરણતાં થાકી જાય;
શેશ વરણુતાં જાય હારી તો, એક જીભથી નહિ વર્ણાય. ૩૫
અભય વચન સ્વરાજ્ય તણું જો, આપે અમને બ્રીટન માત;
વીર નરો નહિ વાર લગાડે, રણમાં લડવા બ્રીટીશ સાથ. ૩૬
અર્જ અમારી ઉર ઉતારી, કરશો કંઇ મન સાથ વિચાર;
ભુલ ચુક જો હોય હમારી, માફ માગીએ વારંવાર. ૩૭

( મરાઠી સાખી )

ધન્ય ધન્ય વીરરત્નો મારાં દેખી ઉર ઉભરાય,
ઉજ્વળ કીર્તિ કરો કુળની મુજ મન અતિ હરખાય;
કુળદીપક વીરા, તમો છો શુદ્ધ શુરા પુરા,
સજ થઈને રણમાં સીધારો, પાળો મારો બોલ,
શમશેરેથી શોર મચાવી, તોડો દુશ્મન દોર;
ખરલમાં ચગદી કેસરને નાંખો ઘુંટી ઘુંટી.
ફળની આશા લેશ ન રાખી, કામ કરો યુક્તિથી;
મનના મનોરથ પુરા કરશે, નાથ નટવર ગિરધારી,
આશીશ અંતરની, સમયસમ વર્તો શુદ્ધ પ્રેમથી.

મુ. મહાબળેશ્વર,
અખાત્રિજ, સં. ૧૯૭૪.

ર. હ. કીકાણી.

# જય જય ગાંધીજી !

( રાગ આશાવરી. )

હદ કીધી હિંદ માંહે આપે શ્રીયુત્ ગાંધીજી !
જુનાં જાલીમ વેર જમેલાં, ક્ષણમાં કાપી નષ્ટ જ કીધાં,
સંપ ત્યાં જંપની દિક્ષા દઈને, ઐકયતા પ્રસરાવી. —આપે.
બડી બડી બાતો કરનારા, ભંભુટ સમ અહિં તહિં દડનારા,
દૂર થયા પોતીકી મેળે, ધન્ય ગાંધીજી. —આપે.
પ્રથમ ગણાતા જે સૌ સારા, નીવડયા નટખટ પૂરા ઠગારા,
નેતા જે હિચકારા દીસે, દૂર કરશોજી, —આપે.
દારૂણ દુઃખ ડાયરનાં ડંખે, હિંદી પ્રજા સુખે નહિં જપે,
હૃદયફાટ રૂદન સુણીને, તોલ કરશોજી. —આપે.
નીરઅપરાધી નર ને નારી, બાળક બચ્ચાં સગર્ભા બિચારી,
કર્પિણુ ખૂનીના ખંજરથી, કમોતે હણાયાંજી. —આપે.
હિમાચળથી કન્યાકુમારી, કલકત્તાથી છેક કરાંચી,
દશે દિશામાં ડંકો બજાવી, વિજય વર્તાવ્યોજી. —આપે.
જમણી ડાબી બાહુ જબરી, અલી બીરાદર જોડી સબળી,
સાથે મળી સૌ સેવા કરીને, દુઃખ હરશોજી. —આપે.
પરમારથને પંથે ચાલી, માત તણી સેવા બહુ વાહલી,
ગાયમાતનું રક્ષણ કરીને, કીર્તી ગજાવીજી. —આપે.
એક વાત અંતરમાં ધરશો, અંત્યજ વાત હાલ ન કરશો,
દુશ્મનદળ સમજાવી ઉલટું, બાજી બગાડશેજી. —આપે
અલગ શિક્ષણ આપો એને, પૂરા સુધારી ભેળવજો તેને,
પોતીકી મેળે ભેળાશે, કહેવું ન પડશેજી. —આપે
અવિચળ અમપર અમર રહેજો, દિનનાં દુઃખો નીશદિન હરજો,
**અસહકારની ફતેહ ચાહું, જય જય ગાંધીજી.** —આપે

ગીરગામ-મુંબાઈ.
તા. ૧-૧૨-૨૦.

**ર. હ. કીકાણી.**

# પંચકેદારની યાત્રા.

સ્વ. શેઠ ધરમસી મોરારજી ગોકલદાસનાં વિધ્વા તી. સ્વ. શ્રીમતી બાઇ રતનબાઇને પંચકેદારની યાત્રા કરવાનો વિચાર થવાથી અમોએ તે વિકટ યાત્રાને લગતી સર્વ સામગ્રી વીગેરેની તૈયારી સને ૧૯૧૫ ના જાનેવારી માસથી કરી અને તા. ૨૭ મી માર્ચ સને ૧૯૧૫ શનીવારને રોજ મુંબાઇથી ઉપડવાનું નક્કી રાખ્યું.

**અમારો યાત્રાનો સંગ નીચે મુજબ હતો:—**

૧ તી. સ્વ. શ્રીમતી બાઈ પોતે.
૨ તી. સ્વ. ટમુંમાશી તે તી. સ્વ. શ્રીમતી બાઈ રતનબાઇનાં વિધ્વા-બ્હેન.
૩ સો. હીરાંબાઇ તે તી. સ્વ. ટમુંમાસીના ભત્રિજા ઠા. પદમસી વિઠલદાસનાં ધણીઆણી.
૪ તી. સ્વ. કબુબાઇ તે સ્વ. મુકાદમ પુરૂષોત્તમની વિધ્વા કચ્છનાં.
૫ શેઠ પરમાનદદાસ ગોપાલદાસ લીલાધર તે સ્વ. શેઠ ધરમસી શેઠના ભાણેજ.
૬ કલાર્ક રવિલાલ હરિલાલ ફીકાણી.
૭ ભટ માવજી ( તી. સ્વ. ટમુંમાશીનો. )
૮ ડોસી પાર્વતી મલુ દેપારણુ.
૯ હમાલ સદુ ગુણાજી.
૧૦ ઘાટી વિઠુ.
૧૧ ઘાટી રામો ( તી. સ્વ. ટમુંમાસીનો. )
૧૨ દરજી મુળીઓ.
૧૩ સીપાઇ ભગવતી.
૧૪ સીપાઇ નીરંજન.

શ્રી પંચકેદારની યાત્રાની શરૂઆત હરદ્વાર અગર મસુરીથી થાય છે પણ હરદ્વાર અથવા મસુરી પહોંચ્યા પહેલાં પ્રથમ અમારે ચિત્રકુટ તથા નૈમીષારણ્ય ( નીમસાર ) જવાનું હોવાથી અમોએ અમારો પ્રોગ્રામ નીચે મુજબ ગોઠવ્યો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭–૩–૧૫ | શની. | બોરીબંદરથી | ઉપડવું | ૧૭–૦૦ |
| ૨૮–૩–૧૫ | રવી | ઇટારસી | પહોંચવું | ૬–૦૬ |
| ૨૯–૩–૧૫ | સોમ. | ,, | ઉપડવું | ૧–૦૫ |
| ,, | ,, | જબલપૂર | પહોંચવું | ૭–૩૫ |
| ,, | ,, | ,, | ઉપડવું | ૭–૩૦ |
| ૨૯–૩–૧૫ | :સોમ | માણેકપુર | પહોંચવું | ૧૫–૧૫ |
| ,, | ,, | ,, | ઉપડવું | ૧૫–૪૫ |
| ,, | ,, | ચિત્રકુટ | પહોંચવુ | ૧૬–૪૭ |
| ૩૦-૩-૧૫થી ૩-૪-૧૫ | | ,, | | |
| ૪–૪–૧૫ | રવી | ,, | ઉપડવું | ૧૪–૦–૦ |
| ,, | ,, | કરવી | પહોંચવુ | ૧૭–૦૦ |
| ,, | ,, | ,, | ઉપડવું | ૨૩–૧૮ |
| ૫–૪–૧૫ | સોમ | ઝાંસી | પહોંચવું | ૯–૩૦ |
| ,, | ,, | ,, | ઉપડવું | ૧૩–૫૭ |
| ,, | ,, | લખનૌ | પહોંચવુ | ૧૯–૫૦ |
| ૫–૪–૧૫ | મંગળ | ,, | | |
| ૭–૪–૧૫ | બુધ | ,, | ઉપડવું | ૧૨–૦૦ |
| ,, | ,, | નીમસાર | પહોંચવું | ૧૬–૦૦ |
| ૮-૪-૧૫થી૧૦-૪-૧૫ | | ,, | | |
| ૧૧–૪–૧૫ | રવી | ,, | ઉપડવું | ૯–૨૨ |
| ૧૨–૪–૧૫ | સોમ | હરદ્વાર | પહોંચવું | ૧૪–૦૦ |
| ,, | ,, | ,, | ઉપડવું | ૧૯–૦૦ |
| ,, | ,, | દેરાદુન | પહોંચવું | ૨૨–૦૦ |
| ૧૩–૪–૧૫} | મંગળ | ,, | ઉપડવું | ૭–૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૩-૪-૧૫ | મંગળ | રાજપુર | પહોંચવું ૧૧-૦૦ |
| ,, | ,, | ,, | ઉપડવું ૧૨-૦૦ |
| ,, | ,, | મસુરી | પહોંચવું ૧૯-૦૦ |
| ૧૪-૪-૧૫થી૧૯-૪-૧૫ | ,, | | |

પંચકેદારની યાત્રાએ અમારે જવાનું હતું પણ તે વિષે અમોએ ત્યાંના ગોરને કશા ખબર આપ્યા નહોતા, કારણ કે તેઓને ખબર આપવાથી તે સીધા જ્યાં આપણે હોઈએ ત્યાં આવી પુગે છે અને પછી બધી જગ્યાએ આપણી સાથે સાથે ફરી વાટમાં કંટાળારૂપ થઇ પડે છે. આપણે તેમને ખબર આપીયે કે નહિ તો પણ જે યાત્રી ત્યાં યાત્રાએ જવાનો હોય છે તેની ખબર તેઓને પડી જાય છે. તેઓ દરેક સ્થળે પોતાનાં માણસ રાખે છે અને જાસુસી વિદ્યામાં એવા કુશળ અને નિપુણ હોય છે કે જે લોકો તે તરફ જવાના હોય તેનો સગડ સુધી લેછે અને આજુબાજુ પુછી કારવી તમામ હકીકતથી વાકેફ થઇ જાય છે.

બદ્રિનાથવાળા ગોર ગયાપ્રસાદ તથા ગીરજાશંકર અહિં મુંબઇમાં નહોતા પણ તેઓએ ગોર ગીરજાશંકરના પુત્રને મુંબઇમાં પોતાના પ્રતિનિધિ તરીકે રાખ્યો હતો. તે વયમાં નાનો હતો પણ ગોર મહારાજના હાથમાં તાલીમ પામેલો હોવાથી તેણે અમારા જવા વિષેની બાતમી મેળવી અને અમારા જવાની પહેલાં આઠ દસ રોજ અગાઉ બંગલે આવી તી. સ્વ. બાઈને મળ્યો અને કહ્યું " જય બદ્રિબીશાલકી માજી હમ આપકા દેવપ્રયાગ ઔર બદ્રિનાથકા ગોર હેં; ઔર આપકે લીએ યે પ્રસાદ હે. " પ્રસાદ આગળ મુંકયો અને તે સ્વિકારવાની સાથે તેનું ગોર પદું પણ સ્વિકારાયું. તે વયમાં નાનો હોવાથી પહાડમાં મોટા લોકો માટે યોગ્ય બંદોબસ્ત તથા તમામ જાતની સગવડનું તેનાથી બનશે કે કેમ તે શકમંદ હોવાથી તેણે ગોર ગયાપ્રસાદને તાર કરી શ્રી જગન્નાથજીથી મુંબઇ બોલાવ્યા. તે પણ બંગલે આવી મળ્યા અને તેની સાથે વળી શ્રી કેદારનાથવાળો એક બ્રાહ્મણ " જય શ્રી કેદારનાથજીકી " કહી મળ્યો. તેઓને યોગ્ય સનમાન આપી આસન આપી બેસાડ્યા અને

તેઓનું ગોર પદું કબુલ કર્યું, તે એવી શરતે કે કોઇ બીજા ગોરના ચોપડામાં સગાંવાહલાંનો લેખ નીકળે તો મુંબઇમાં સ્વીકારેલું ગોર પદું રદ બાતલ ગણવું. તેઓએ તે કબુલ કર્યું, અને અમારી સાથેજ ઉપડવા વિચાર દર્શાવ્યો. ગોર મહારાજ અમારી વચ્ચેની મુસાફરીના પ્રોગ્રામથી અણજાણ હોવાથી અમોએ અમારો પ્રોગ્રામ તેમને વાંચી સંભળાવ્યો અને અમોને હરદ્વારમાં મળવા વિનંતી કરી. ગમે તે કારણથી પણ ગોર મહારાજના ગળામાં તે વાત ઘી ગોળ વગરની હોવાથી ઉતરી નહિ. તેમણે પોતાનો દઢ નિશ્ચય રાખ્યો અને સાથેજ આવવાની તેયારી કરી. અમોએ સમજાવ્યા કે અમારે બીજાને ત્યાં ઉતરવાનું હોવાથી તેમનો ઉતારા પાથરણુ વીગેરેનો બંદોબસ્ત થવો મુશ્કેલ છે પણ તે તો એકના બે થયા નહિ અને પોતાના માટે સર્વ વ્યવસ્થા કરવાનું પોતે માથે લીધું. અમારો વિચાર રામનવમીને રોજ મુંબઇથી ઉપડવાનો હતો અને તે પ્રમાણે ગોર ગયાપ્રસાદ તથા કેદારવાળા ગોરનો માણસ બોલેઃ બોરીબંદર સ્ટેશનપર ગયા હતા પણ પાછળથી ચૈત્ર શુદ ૧૧ નો પ્રોગ્રામ ઠરેલો હોઇને અમોને સ્ટેશનપર નહિ જોયેલા હોવાથી તેઓ હાંફળા ફાંફળા બની પાછા બંગલે આવ્યા અને પુછવા લાગ્યા કે યાત્રાનું મોકુફ રાખ્યું કે શું ! જ્યારે પ્રોગ્રામમાં ફેરફાર થયેલો જણાવ્યો ત્યારે તેઓનો શ્વાસ હેઠે બેઠો અને પોતાનાં પોટલાં સહિત પાછા મુકામે ગયા. તેઓ પાછા ચૈત્ર શુદ ૧૧ ને રોજ અમારા સાથે ચિત્રકુટ આવવાને નીકળ્યા.

## ચૈત્ર શુદ ૧૧ તા. ૨૭–૩–૧૫ શનીવાર.

મુંબઇથી ચિત્રકુટ ૮૦૯ માઈલ ટીકીટ સેકન્ડની રૂા. ૩૨–૧૫–૦ થર્ડની મેલમાં રૂા. ૧૧–૧૫–૦

આજ રોજ સાંજના પાંચ વાગતાની પંજાબ મેલમાં અમારે ઉપડવાનું હોવાથી બોરીબંદરપરથી સેકંડ કલાસ ટીકીટો તથા સરવન્ટસ ટીકીટો બપોરના ખરીદી એક આખો સેકંડ કલાસ કમ્પાર્ટમેન્ટ તથા એક બીજા સેકંડ કલાસમાં બે બર્થ રીઝર્વ કરાવ્યા. સાંજના ચાર વાગતા બધો સામાન સ્ટેશનપર મોકલી આપ્યો અને ત્યાર બાદ થોડી વારે અમો સ્ટેશનપર જઈ સામાન જોખાવી કેટલાક દાગીના બ્રેકમાં નંખાવ્યા અને

કેટલોક સામાન સાથે લીધો. ડબામાં સામાન બરાબર ગોઠવી લીધો. તી. સ્વ બાઇ માટે જે કમ્પાર્ટમેન્ટ રીઝર્વ કર્યો હતો તેમાં તે સર્વે બેઠાં અને પરમાનંદશેઠ તથા હું બીજો ડબો કે જેમાં બે બર્થ રીઝર્વ કરાવ્યા હતા તેમાં બેઠા. નોકરો સરવંન્ટસ કમ્પાર્ટમેન્ટમાં ગોઠવાઇ ગયા. સ્ટેશનપર અમોને વળાવવા સગાં સંબંધીઓ વિગેરે ઘણાંએ આવ્યાં હતાં અને અમારી સફલ મુસાફરી ઇચ્છી હતી. બરાબર પાંચ વાગે ટ્રેન ઉપડી અને અમો અમારે રેલવેને રસ્તે પડ્યા. કલ્યાણ સ્ટેશન આવતાં ત્યાં અગાડી જરા ચાહને ઇનિસાફ આપ્યો હતો. ત્યાર બાદ કસારાના સ્ટેશનપર ગાડી થોભતી હોવાથી બીજા ડબામાંથી નાસતો લઇ આવી તે નીરાંતે ખાધો તથા પાણી પી જરા ટઠાર થયા. નાસ્તો કરવામાં અમો બે ત્રણ જણજ હતા. જ્યારે બાકીનાં બધાંને એકાદશી હતી. દ્વાદશીનાં પાર્ણા ઇટારસી મુકામે કરવાનું નક્કી કર્યું હતું. ડબામાં પથારી પાથરી અમો જલદી સુઈ ગયા કારણ કે ઇટારસી સવારના પહોરમાં વહેલું આવતું હોવાથી જલદી પાછું ઉઠવાનું હતું. સવારના પાંચ વાગતે સર્વને ઉઠવાની સુચના આપી હતી.

## ચૈત્ર શુદ ૧૨, તા૦ ૨૮-૩-૧૫ રવીવાર.

આજ રોજ પ્રભાતના પહોરમાં પાંચ વાગતે જે ઠેકાણે ગાડી ઉભી રહી તે જગ્યાએ સદુએ ડબામાં આવી સર્વની પથારી પૅક કરી લીધી અને સવારના ૬-૩૫ વાગતા ઇટારસી આવતાં અમો સર્વ ઉતરી પડ્યા અને સામાન સર્વ કાઢી લીધો. મુંબઇથી ઇટારસી ૪૬૪ માઇલ દુર થાય છે અને રેલવે કાનુન મુજબ દરેક સો માઇલની મંજલે ઉતારૂ એક દિવસ માટે ઉતરી શકતા હોવાથી અને અમારે સર્વને અત્રે ખાવા પીવાનું હોવાથી અમો ચિત્રકુટની ટીકીટે અત્રે વચમાં ઉતર્યા. બ્રેક માંહેલો સામાન ચિત્રકુટનો બુક થયેલો હોવાથી તે સીધો ત્યાં ગયો. અમારી સાથેનો લગેજ પણ ઘણો હતો અને તે બધો સ્ટેશનના વેઇટીંગ રૂમમાં ગોઠવી દીધો. અહિં ઇટારસીમાં અમારા માટે ઉતારા પાણીનો બંદોબસ્ત કરવા માટે રાજા પ્રતિપાલસિંગજીને તાર કર્યો હતો પણ તાર તેમને મળ્યો હોય એમ લાગ્યું નહિ. કારણ સ્ટેશનપર તેમના તરફથી કોઇ માણસ આવ્યું હોય

એમ જોવામાં આવ્યું નહિ. આથી વેઇટીંગ રૂમ માંહેલો સામાન એક સિપાઇના હવાલામાં સોંપી માત્ર જોઇતો સામાન મજુર પાસે ઉંચકાવી રાજા ગોકુલદાસની ધર્મશાળામાં ગયા અને ત્યાં મુકામ કર્યો. આ ધર્મ-શાળા સ્ટેશનથી ૫૦ થી ૭૫ કદમ દૂર છે, અને જો કે તે જીર્ણ અવસ્થામાં છે તો પણ આવતા જતા ઉતારૂઓને તે એક આશિર્વાદ રૂપ છે. તે ધર્મશાળામાં પાંચ સાત ઓરડાઓ તથા એક અગાશી છે અને આગળના ભાગમાં એક મોટું વિશાળ ચોગાન છે તથા એક કુવો છે. અત્રે બપોરના જમી કારવી ગરમી સખ્ત હોવાને લીધે બહાર નહિ જતાં જરા આરામ લીધો હતો અને સાંજના ધર્મશાળાથી ૨૦ કદમ દૂર આવેલા શ્રી રણછોડ-રાયજીનાં મંદિરે દર્શન કરવા ગયા હતા. ત્યાંથી જરા છેટે અગરવાળાની ધર્મશાળા છે તે જોવા માટે અમે ગયા હતા. આ ધર્મશાળા તદ્દન નવી બાંધેલી છે અને તેમાં એક મંદિર એક કુવો તથા એક નાની પણ સુંદર વાટીકા છે. તેની આગળના ભાગમાં એક તળાવ છે જેમાં પાણી બીલ-કુલ હતું નહિ. ત્યાંથી પાછા ફરી અમે પાછા અમારા મુકામપર આવ્યા અને ચાહ પી પાછા સ્ટેશનપર જવાની તૈયારી કરી. ઇટારસીથી ગાડી ૧૧-૨૩ વાગતા ઉપડતી હતી. પણ અમારે ત્યાં ૧૦ વાગતા જવાનું હતું કારણ કે અમોને વચગાળાને સ્ટેશને રીઝર્વ ડબ્બો નહિ મળતો હોવાથી સ્ટેશને જલદી જઈ ડબ્બામાં સામાન ગોઠવી પથારી પાથરી જગ્યા હાથ કરવાની હતી. નસીબ જોગે એટલું સારૂ હતું કે જે ટ્રેનમાં અમો જવાના હતા તે ઇટારસીથીજ ઉપાડવાની હતી. જો થ્રુ ટ્રેન હતે તો પુષ્કળ પંચાતી પડતે. અમે અમારા સંકેત મુજબ અમારો સર્વે સામાન સ્ટેશનપર કુલી સાથે મોકલી આપ્યો અને અમો પણ ધર્મશાળાના માણુસને તથા ભંગી વીગેરેને ઇનામ આપી સ્ટેશન તરફ રવાના થયા. અહિં સ્ટેશનપર પ્લેટ ફોર્મમાં ટ્રેન તૈયાર પડી હતી તેમાં પોરટરના ફાન-સની મદદવડે એક સેકન્ડ કલાસ હતો તે શોધી કાઢી તમામ સામાન અંદર ગોઠવી દીધો અને પથારી કરી અમો સર્વે સુઈ રહ્યા. ત્યાર બાદ બીજા ઉતારૂઓ પણ આવ્યા હતા પરંતુ અમારા સેકન્ડ કલાસમાં જગ્યા નહિ હોવાથી તેઓ એક માત્ર નામના સેકન્ડ કલાસમાં જઇ ગોઠ-

વાયા. તે સેકન્ડ કલાસમાં માત્ર એકજ બર્થ હતો અને ગાદીને બદલે માત્ર નેતર જડવામાં આવ્યું હતું. સંડાસ પાણીની તે ડબ્બામાં કશી સગવડ હતી નહિ. ગાડી ચાલ્યા હશેલ અમો નિદ્રાને વશ થયા હતા. આ ઇટારસી રેલવે જંકશન છે તથા વેપારી મથક છે. રેલવેના અમલદારોના બંગલાઓ ધર્મશાળાઓ તથા નાનાં મકાનો ત્યાં અગાડી છે. અહિં એક નાનુ બજાર છે જ્યાંથી ખાવા પીવાની ચીજો શાકભાજી, દુધ, મીઠાઈ વીગેરે મળે છે. દુધ, મીઠાઈ બહુ ચોખ્ખાં મળતાં નથી. અહિં ઉતારૂઓ માટે વાહન મળી શકતાં તથી અને ગામ તથા સ્ટેશન પાસે હોવાથી તેની બહુ જરૂરીયાત પણ નથી. જાતે દિવસે રેલવેના જોડાણને લીધે તે એક અગત્યનું મથક થશે, અને વેપાર રોજગાર સારી રીતે જાગશે.

## ચૈત્ર સુદ ૧૩ તા. ૨૯. ૩. ૧૫. સોમવાર.

ગઈ કાલે રાતના ૧૧-૧૩ વાગતા ઇટારસીથી જબલપુર જતી એક પેસેનજર ત્રેનમાં અમો ઉપડયા હતા અને આજે સવારના ૭-૫૦ વાગે જબલપુર પહોંચ્યા. અહીથી એક બીજી ત્રેન ઉપડતી હોવાથી અમો સર્વ પેસેન્જર ત્રેનમાંથી ઉતરી પડયા અને ઇસ્ટ ઈંડીયા ત્રેન જે પ્લૅટફૉર્મમાં હાજર હતી તેના સેકન્ડ કલાસમાં ઇટારસીની માફક ગોઠવાઈ ગયા અને સામાન સર્વે ગોઠવી દીધો, ડબામા અમારા સામાનનો ઢગ જોઇ તથા બીજા તેવા ડબા ઘણા હોવાથી અમારા ડબામાં કોઇ આવ્યું નહિં ઇટારસી થી જબલપુર ૧૫૩ માઇલ થાય છે અને તે બધા રાતનાજ પસાર થઇ ગયા હતા, અહીંથી ત્રેન ૯-૩૦ વાગતા સવારના ઉપડતી હોવાથી અને ફાજલ વખત ઘણો હોવાથી તી. સ્વ. બાઈ વીગેરે સ્ટેશન બહાર આવેલા એક કુવાપર જઈ સ્નાન કરી આવ્યાં અને પરમાનંદ શેઠે ત્યાંના વેઈટીંગ રૂમમાં હજામત કરાવી લીધી મારો વખત સામાન ગોઠવવામાં તથા ડબો રીઝર્વ નહિ હોવાથી તેના બંદોબસ્તમાં ચાલી ગયો. અમારા સાથે પ્રાઇમિસ સ્ટવ હોવાથી સ્ટેશનપરથી દુધ લીધું અને માણુસો માટે મીઠાઇ ખરીદી જબલપુરથી માણેકપુર જે ૧૬૭ માઇલ દુર થાય છે તે તરફ જવા માટે અમારી ત્રેન સવારના ૯-૩૦ વાગતા ઉપડી અને બીજુ સ્ટેશન આવે તે દરમીઆન તી. સ્વ. બાઇએ પોતાની સેવા પુજાનું આહનીક પુંરૂ કર્યું

ત્યારબાદ બીજું સ્ટેશન આવતાં ચાહ ડબામાં તૈયાર થઇ અને તે અમોએ પીધી મહેર સ્ટેશનપર ચામડાનાં પાકીટ વેચાવા માટે આવ્યાં હતાં. અને વાટમાં કામ લાગશે તેવા વિચારથી બે પાકીટ ખરીદ્યાં હતાં. આગળ જતાં તે ખરેખર ઘણાં ઉપયોગી થઇ પડયાં હતાં। ત્યારબાદ કટની સ્ટેશન આવ્યું હતુ અને ટ્રેનમાંથી ચુના તથા સીમેન્ટનાં કારખાનાં નજરે પડતાં હતાં. ત્યાંથી આગળ ચાલતાં મધ્યાન કાળે માણીકપુર સ્ટેશને આવી પહોંચ્યા જબલપૂરવાલી ગાડી સીધી અલ્લાહાબાદ તરફ જવાની હોવાથી અને અમારે ચિત્રકૂટ જવાનુ હોવાથી અત્રે અમારે ગાડી બદલાવવી પડી હતી. ઇસ્ટ ઈંડીઆ રેલવેના ડબા મોટા ફૂશાદે હતા અને જો કે માણીકપુર ઝાંસી નો પણ બ્રૉડગેજ છે છતાં ડબા સાંકડા લાગતા હતા. અહીં પાછી રીઝર્વની પંચાતી નડી હતી. માણીકપુર ઉપર માત્ર બેજ સેકંડ કલાસ હતા અને તેમાં એક પુરૂષો માટે તથા એક બાનુઓ માટે હતો જે ડબો બાનુંઓ માટે હતો તેમાં એક બે યુરોપીઅન બાનુ બેઠેલી હોવાથી તી. સ્વ. બાઈ વીગેરેને એક ફ્રસ્ટ કલાસમાં બેસાડયાં અને પરમાનંદ શેઠ તથા હું સેકંડ કલાસમાં બેસી ગયા અત્રે ગરમી ઘણીજ સખત લાગતી હોવાથી સંત્રા લઇ ખાધાં પણ મગજની ગરમી પર તેની કશી અસર થઇ નહી. જબલપુરથી સવારે ૮–૩૦ વાગે ઉપડી માણીકપુર બપોરના ૩–૧૫ વાગતા આવ્યા હતા અને અહીંથી બપોરે ૩–૧૫ વાગતા ચિત્રકૂટ જવા માટે ઉપડયા માણીકપુરથી ચિત્રકૂટ માત્ર ૨૫ માઇલ થાયછે. માણીકપુર અને ચિત્રકૂટની વચ્ચે કરવી સ્ટેશન આવે છે ત્યાં સ્ટેશનપર કેટલાક ગોર ચિત્રકુટના મળ્યા હતા તેમજ માણીકપુર પર પણ મળ્યા હતા તેઓએ કરવી ઉતરવા ઘણો આગ્રહ કર્યો પણ રાજા પ્રતીપાળસીંગજીને ચિત્રકોટ બંદોબસ્ત કરવા વીષે લખેલું હોવાથી તથા તાર કરેલો હોવાથી તેનું માણસ કદાચ ચિત્રકોટ સ્ટેશનપર આવ્યુ હશે તેવા વિચારથી કરવી સ્ટેશને નહિ ઉતરતાં અમો સીધા તેના પછીના ચિત્રકોટ સ્ટેશને જઇ ઉતર્યા અહીં પણ ઇટારશીની માફક કોઇ અમોને લેવા આવ્યું હોય એમ જોવામાં આવ્યું નહિ. લડાઇનો પ્રસંગ ચાલતો હોવાથી તાર બરાબર વખતસર પહોંચતા નહિ હશે એમ અટકળ કરવી પડી નહિતર આવો

પ્રસંગ બનવા પામે નહિ અહીં ગાડી થોડીવાર થોભતી હોવાથી અમો જલદી ઉતરી અમારો સામાન ડબામાંથી બહાર કાઢવા લાગ્યા અને પાંચ મીનીટ વધારે રોકી તમામ સામાન બહાર કાઢી નાંખ્યો બેકના દાગીના ત્રીસેક હતા તે સર્વ સ્ટેશનપર મોજુદ હતાં પાછળથી એમ મનમાં થયું કે ચિત્રકુટના બદલે કરવી ઉતર્યા હતે તો વધારે સારૂં થતે કારણ કે કરવી મોટું શહેર હોઇને ત્યાંથી વાહનની સગવડ મલી શકે છે તથા સીધી સડક હોવાથી ચિત્રકૂટ સહેલાઇ થી જઇ શકાય છે ચિત્રકોટ સ્ટેશનથી ચિત્રકોટ જવામાં મોટી માથાકુટ છે અમો ચિત્રકોટ સ્ટેશને બપોરના ૪–૪૭ વાગતા પહોંચ્યા પણ ૭ વાગતા પહેલાં ચિત્રકોટ જવા માટે ઉપડી શકયા નહોતા. ચિત્રકોટ સ્ટેશનથી ચિત્રકોટ લગભગ ૩ાા માઇલ દુર થાય છે અને ત્યાં અગાડી બધો સામાન તથા બધા પેસેનજરોને મોકલી શકાય તેટલાં વાહનની સગવડ નહિ હોવાથી આજુબાજુનાં ગામડામાંથી ખટારાઓ મંગાવવા પડયા. સ્ટેશન પર માત્ર બે જ ખટારા હતા. એકમાં તી. સ્વ. બાઇ વીગેરેને બેસાડી રવાના કર્યા અને બીજા ખટારામાં જેટલો સામાન સમાણો તેટલો ભરી એક માણુસ સાથે રવાના કર્યો. બીજા ચાર ખટારા આવ્યા તેમાં સામાન ભરી માણુસો સાથે રવાના કર્યા. સ્ટેશનથી ચિત્રકોટ જવાનો રસ્તો ખાડા ખબચાવાળો અને ગાડા માર્ગ હોવાથી, મેં પગ પાળાજ જવાનું પસંદ કર્યું હતું. આવા ચડાવ ઉતારવાળા ખેતરનાં ઢેફાં ઢેરામાં થઇ પસાર થતા રસ્તાપર ખટારાઓ જતી વખતે અફળાય છે અને પેટના નળ ચડી આવે છે તેટલા માટે હું પગ પાળો ગયો હતો. વાટમાં એક ખટારાના બળદનું સીંગડું કેથે ભરાવાથી તેનું સીંગડું કપાઈ ગયું અને તેમાંથી ધોકબંધ લોહી વહેવા લાગ્યું. ખટારાવાળાએ બીજી જોડી આણી અને ચાલવા માંડયું. અને પેલા ઇજા પામેલા બેલને તેનો સાથી લઇ ગયો. તેની સંભાળ લઇ દવા દારુ કરવા ખટારાવાળાના સાથીને કહ્યુ અને તેણે તેમ કરવા વચન આપ્યું. અમારા સાથે કોઇ પણ ગોર નહિ હોવાથી જે ચિત્રકુટ સ્ટેશનપર અમોને પ્રથમ મળેલા તેને ગોર તરીકે માન્યા કારણ કે તેઓએ ખટારા મેળવવામાં અમોને મદદ કરી હતી. જ્યારે અમોએ તેમને ગોર તરીકે માન્યા ત્યારે તેઓએ જણાવ્યું

કે તેઓ ગોરનાં માણુસ છે અને ગોર પોતે ચિત્રકુટમાં બીરાજે છે. અમે તેમને જણાવ્યું કે અમો તેના શેઠને ગોર તરીકે માનીશું. તેઓ બીચારા કુલીની માફક કામ કરતા હતા. છેક સાંજના પહેલાં હનુમાનજીની ચોકી પર આવ્યા અને અહિં જરા પાણી પી દર્શન કરી વિસામો લીધો. ત્યાંથી આગળ ચાલતાં સાંજના સાત વાગતાને સુમારે સીતાપુર મુકામે આવી પહોંચ્યા. સીતાપુર એ ચિત્રકુટની આગળનું એક નાનું ગામ છે અને એક બીજાં એટલાં ભેળાઇ ગયાં છે કે હવે સીતાપુરને પણ ચિત્રકુટ કહેવા લાગ્યા છે. આ ગામમાં ગોર તથા સાધુની વસ્તી ઘણી જોવામાં આવે છે આ સીતાપુરથી અગાડી ખટારા નહિ જઇ શકતા હોવાથી બધો સામાન ઉતારી ઢગલો કીધો અને તે બધો ચિત્રકુટમાં શ્રી જગવેદીનો અખાડો કે જ્યાં અમારો મુકામ થવાનો હતો ત્યાં મોકલી આપવામાં આવ્યો. અકેક દાગીનાનું દામ વધારે થતું હોવાથી તમામ સામાનનો ઠેકાથી ઠરાવ કર્યો અને ત્યાર બાદ કુલીઓ પાસે ઉંચકાવી માણસની દેખરેખ નીચે મુકામ પર સામાન મોકલાવ્યો. અને ત્યાર બાદ હું પણ મુકામ તરફ રવાના થયો. સીતાપુરથી અખાડાપર પુગતાં લગભગ ૦ll કલાક લાગ્યો હતો. એકના દાગીના એક કલાક બાદ અમોને અખાડામાં મળ્યા હતા. ખટારાનો દર ચિત્રકુટ સ્ટેશનપરથી સીતાપુર સુધીનો દરેકનો આઠ આના લગભગ હોય છે ઉતારે પહોંચ્યા બાદ રાતના વાળુ કરી સુઈ રહ્યા હતા અને શ્રમ વિશેષ લાગેલો હોવાથી નિંદ્રા પણ મજેની આવી હતી. વાનર સેનાથી બચવા માટે તમામ જાળીઓ બંધ કરવી પડી હતી. કમનસીબે મેં નવા બુટ પેહેરેલા હોવાથી અને તે બુટ સહિત ૩ll માઇલ ચાલવાથી પગમાં પુષ્કળ ડંખ પડ્યા હતા અને તે ઝાંમરા જેવા લાગતા હતા. આ ડંખથી પગમાં દર્દ વધારે થતું હતું. કરવીથી ચિત્રકુટ લગભગ ૫ માઇલ થાય છે. તે રસ્તે જો આવ્યા હતે તો રસ્તો સારો હોવાને લીધે આ પીડા ભોગવવી નહિ પડતે તથા મુકામપર વહેલા પુગી જતે. ખેર ! જેવી ઇશ્વરની મરજી.

## ચૈત્ર શુદ ૧૪ તા. ૩૦-૩-૧૫ મંગળવાર.

આજ સવારના ઉઠી જગવેદી અખાડાની નીચે આવેલી પયસ્વીનિ કે જેને મંદાકિની ગંગા કહેવામાં આવે છે તેમાં સ્નાન સંધ્યા કરવા માટે

અમો ગયા હતા અને ત્યાંથી પાછા આવી જગવેદી અખાડામાં શ્રી રામચન્દ્રજી લક્ષ્મણજી તથા સીતામાતાજીનાં તેમજ જે જગ્યાએ બ્રહ્માએ જગતના કલ્યાણ અર્થે એક મોટો યજ્ઞ કર્યો હતો તે જગ્યાનાં દર્શન કર્યાં હતાં. બપોરના જમ્યા બાદ અહિંની પંચકોશીની પરિક્રમા કરવાનું પ્રોગ્રામ ગોઠવ્યું અને આજે શ્રી કાંતાનાથજીની પરિક્રમા કરવાનું નક્કી કર્યું. યાત્રાની અંદર ગરીબો તથા નાચાર લોકોને તથા સાધુ સંતોને કપડાં આપવા માટે અમે મુંબઇથી ધોતીયાં ચાદરો ગંજીફ્રાકો તથા ટોપીઓ લીધાં હતાં અને તી. સ્વ. બાઇનો વિચાર પરિક્રમામાં તેવા કોઈ આપવા લાયક મળે તો તેને આપવાનો હોવાથી કેટલાંક કપડાં સાથે લીધાં. બપોરના ત્રણ વાગતા શ્રી કાન્તાનાથજીની પરિક્રમા કરવા માટે અમો સર્વ ઉપડ્યાં. પગરખાંના ડંખને લીધે પગમાં દર્દ વધારે હતું અને ખુલ્લે પગે ચાલવાથી કાંટા ભોંકાવાનો ભય રહેતો હોવાથી મેં પરિક્રમામાં જવાનું માંડી વાળ્યું હતુ પણ તી. સ્વ. બાઇએ એક જોડ કંતાનના સપાટ આપવાથી હું પણ સાથે જવાને ટટાર થયો. અહિં પરિક્રમા કરવા માટે ડોલીઓની મદદ લેવી પડે છે પણ આજની પરિક્રમા વીકટ નહિ હોવાથી અમો સર્વ પગ પાળાજ ગયાં હતાં. અખાડાથી દોઢ માઇલપર શ્રી હનુમાનજીની ચોકી આવે છે ત્યાંથી પરિક્રમા શરૂ થાય છે. અહિં શ્રી હનુમાનજી ઓટાપર આવેલા એક મંદીરમાં બીરાજે છે તેનાં દર્શન કરી અમો મુખારવીંદ તરફ ગયા. અહિં શ્રી કાન્તાનાથજીની વિધીપૂર્વક પૂજા કરી ભેટ ધરી હતી. ત્યાંથી આગળ ચાલતાં વાંદર સેનાને પોતાનો કર નહિ મળેલો હોવાથી તેઓએ અમારો રસ્તો રોકયો અને અમને આગળ વધવામાં ઘણી ખલેલ પડી. અમારા હાથમાં લાકડીઓ હતી અને વખત પડે તેનો ઉપયોગ કરવા વિચાર રાખ્યો હતો પણ વાનર સેનાનું દળ વધ્યું અને તેને શરણ થયા વગર છુટકો નહતો. ગોર મહારાજે પ્રથમથી દાલીયા આણ્યા હતા તે આમ તેમ વેરવાથી બધાં વાંદરાં તે ખાવામાં ગુંથાયા અને અમારો રસ્તો મોકળો થયો. ત્યાંથી આગળ ચાલતાં ચરણ પાદુકા, ભરતભેટ, પરિક્રમાની ડાબી બાજુએ એક ટેકરીપર આવેલી લક્ષ્મણચોકી, પશ્ચિમ તથા ઉત્તર મુખારવીંદ, ચિત્રકુટ પાઠશાળા

શ્રી લક્ષ્મીનારાયણનું મંદીર તથા શ્રી મહા પ્રભુજીની બેઠક વીગેરે આવ્યાં હતાં. આ પરિક્રમામાં દર્શન કરી કેટલાંક મંદીરમાં સુકો મેવો તથા વસ્ત્ર શ્રી ઠાકોરજીને ભેટ તરીકે તી. સ્વ. બાઇએ આપ્યાં હતાં તેમજ યોગ્ય સાધુ સંતોને વસ્ત્ર પણ આપ્યાં હતાં. વસ્ત્ર તથા પૈસા આપતી વખતે તે લોકો અંતઃકરણથી આશીશના ઉદગારની વૃષ્ટી વરસાવતાં હતાં. આ પરિક્રમા પુરી કરી મુકામપર છેક રાતના ૭ા ને સુમરે અમો પુગ્યાં હતાં. રાતના વાળુ કરી સુઇ રહ્યા હતા અને થાક લાગવાથી નીદ્રા એકદમ આવી ગઇ હતી. ચિત્રકુટના ગોરનાં માણસોને તથા શ્રી બદ્રીનાથજીના ગોર ગયાપ્રસાદને તથા શ્રી કેદારનાથજીના ગોરના માણુસ ભોલાને સીધા અપાવ્યા હતા. શ્રી કાન્તાનાથજીની પરિક્રમા પહાડપર કરવી પડે છે, પણ પહાડ મોટો નહિ હોવાથી તથા ડુંગરની ધાર માફક હોવાથી તથા પાકી સડક હોવાથી બહુ મુશ્કેલી નડતી નથી. આ પાકી ફોબંધ સડક પન્નાના મહારાજા રામચંદ્ર કુનવારે બંધાવી યાત્રીઓને કાયમનું સુખ કરી દીધું છે અને તે માટે મહારાજાને આ પરમાર્થી કાર્ય માટે જેટલા ધન્યવાદ આપીએ એટલા થોડા છે. અહિંની પાઠશાળાને મદદ તરીકે રોકડા રૂપિયા તથા વિદ્યાર્થીને કપડાં તી. સ્વ. બાઇએ આપ્યાં હતાં.

## ચૈત્ર શુદ ૧૫. તા. ૩૧–૩–૧૫ બુધવાર.

આજ રોજ પાછું પંચકોશીની પરિક્રમામાં જવાનું હોવાથી પ્રભાતના પહોરમાં વહેલા ઉઠી, સ્નાન પૂજા કરી, ચાહ પી અમો તૈયાર થયા. સવારના ભોજન કરી જવાનું બની શકે તેમ નહિ હોવાથી સાથે નાસ્તો બાંધી લીધો. ખાવું પીવું અને પરિક્રમા કરી દેવદર્શન કરવાં એ બંને થઇ શકે તેમ નથી. તેટલા માટે ખાવાપીવાનો ભોગ આપવો પડે છે. આજની પરિક્રમા ડોલી વગર થઇ શકે તેમ નહિ હોવાથી અમોએ ડોલીઓ ભાડે મંગાવી અને તેની છત્રીપર બેસનારને તડકો ન લાગે તેટલા માટે ચદરો નંખાવી. ગરીબોમાં વાટવાનાં કપડાં પણ દરેક ડોલીમાં ગોઠવી દીધાં. એક ડોલીમાં ચારથી છ કુલીઓ હોય છે અને દરેક મજુરનો દર આઠ આના પ્રમાણે છે. તે ઉપરાંત તેઓને ઉપર

ખાવા માટે સાતુ ગોળ વીગેરે અપાવવું પડે છે. અમો જગવેદીના અખાડામાંથી સવારના ૧૦ વાગતા રવાના થયા. પ્રથમ પયસ્વીનિના કિનારે કિનારે થઇ બજારમાં થઇ, પયસ્વીનિના ઘુંટણુ ભર પાણીમાં થઈ તેને સામે કિનારે જઇ અમો કોટી રૂષિના આશ્રમ તરફ ચાલ્યા. રસ્તો ચડાવવાળો કેડી માર્ગ હતો અને વાટમાં કાંટાનાં ઝાડ ઘણાં હોવાથી પગમાં કાંટા ભોંકાઇ જવાનો સંભવ રહે છે. ડોલી ઉપાડનાર કુહાર અથવા ભોંય લોકો રામ રામ બોલતા સૂર્યના પ્રચંડ તાપમાં દોડતા હતા અને ચાલતી વખતે “ ખબરદાર, ચેત ચંડાલી, ન પાવેગા ” પુકાર કરતા હતા. કાંટાની કે ઠોકરની તેઓ લેશ માત્ર પણ દરકાર કરતા નહિ હતા. પહાડ પર અને નીચે તેઓ આપણને સાચવી સંભાળીને લઇ જાય છે. નદી છોડ્યા બાદ જરા મેદાન આવે છે ત્યાર પછી જરા ચડાણ અને પછી ઉતરાંણુ આવે છે. આ ઉતરાંણુ પછી ૭૫ પગથીયાંની પથ્થરની સીડી આવે છે તે ચડી કોટી રૂષિના આશ્રમ પર પહોંચાય છે. આ આશ્રમ પહાડપર છેક ઉપરના ભાગમાં આવેલો છે અને આજુબાજુ તથા નીચે ઝાડો લતાઓ વિગેરે લીલોત્રી આવવાથી ઘણો રળિયામણો દીસે છે. આ આશ્રમમાં એક ઝરણું છે જે ઘણુ પવિત્ર લેખાય છે. શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેક માટે કોટી ઋષિઓએ આ ઝરણાનું જળ ભર્યું હતું. ઝરણાની બાજુમાં એક મંદિર છે ત્યાં દર્શન થાય છે. ઝરણાની પવિત્રતાને લીધે અમો સર્વેએ તેમાં સ્નાન કર્યું હતું અને પાણી ઘણું જ ઠંડું હતું. અહિંથી એક લોટામાં આ પવિત્ર જળ મુંબાઈ લઈ જવા માટે ભરી લીધું અને અમો યાત્રા સંપૂર્ણ કરી પાછા મુંબઇ આવ્યા ત્યાં સુધી તે સહી-સલામત આબાદ અમારી સાથે આવ્યું હતું. સાચો પ્રેમ. ખરી ભક્તિ અને ઇશ્વર પ્રત્યે પૂર્ણ આસ્થા હોય છે તોજ તે પવિત્ર જળ ઘરે લાવી શકાય છે. નહિં તર અમારી વીકટ મુસાફરી દરમિયાન તે સુકાઇ ગયું હોતે અગર ઢોળાઇ ગયું હતે. જળ ભર્યા બાદ મંદિરમાં દેવ દર્શન કર્યા અને ડોલીવાળા નાસ્તો કરતા હોવાથી અમો જરા છાંપરામાં આસાએશ લેવા બેઠા. ડોલીવાલાનો નાસ્તો ખતમ થએ અમોએ અમારી મુસાફરી શરૂ કરી. તડકો પુષ્કળ પડતો હોવાથી એક બે જગ્યાએ ઝાડનીચે વીસામો લેવો પડ્યો હતો. કોટી આશ્રમ પછી અમો દેવાંગના ગયા હતા અને ત્યાં દર્શન

ફરી સીતાજીની મઢી તથા મથની જોવા માટે ગયા હતા. ત્યાંથી હનુમાનધારા જવા નીકળ્યા. વાટ સખત ઉતરાઇની હોવાથી ડોલીમાંથી ઉતરી પગે જવું પડયું હતું. અહિં પણ એક ઝરણું છે અને તે હનુમાનધારાના નામે ઓળખાય છે. અહિં હનુમાનજીની એક મોટી મૂર્તી છે તથા બાજુમાં એક ધર્મશાળા એક ગુફા તથા એક અગાશી છે. અહિં હનુમાનધારામાં સ્નાન કરી દર્શન કરી અમોએ નાસ્તો કર્યો હતો અને પરમાનંદ શેઠ પાસે બ્રાઉની કેમેરા હોવાથી તેમણે કેટલીક છબીઓ લીધી. આ સ્થળ પહાડપર આવેલું હોવાથી તથા સામે તળાટીમાં ચિત્રકુટ હોવાથી દેખાવ મજેનો રમણીય લાગતો હતો. અહિંથી પાછા ફરતી વખતે રસ્તો ઉતરાંણનો હોવાથી થોડુંક પગે ચાલી પછી અમો ડોલીમાં બેઠા અને સાંજના પાંચ વાગતે અમો અમારા મુકામપર પહોંચ્યા. રાતના ભોજન કરી જગવેદી અખાડાના ચોકમાં ચાંદનીમાં કેટલાંક ઇશ્વર ભજન ઢોલક સીતાર તથા હારમોનીયમ સાથે કર્યાં હતાં. પૂર્ણીમાનો ચંદ્ર પોતાના પુર જોબનમાં ખીલી રહ્યો હતો અને ભજનમાં બડો આનંદ આવ્યો હતો. રાતના મોડેથી ભજન બંધ કરી અમો સુઇ ગયા હતા. આજે પણ પરિક્રમામાં તી. સ્વ. બાઇએ ગરીબોમાં કપડાં વાટ્યાં હતાં.

### ચૈત્ર વદ ૧ તા. ૧–૪–૧૫ ગુરૂવાર.

આજ રોજ સવારના સ્નાન પૂજા કરી સાડા નવને સુમારે પાછા પરિક્રમામાં ડોલીમાં રવાના થયા. આજ રોજ ડોલીના દરેક મજુરનો દસ આના દર હતો. પહેલાં પ્રમોદબન ગયા હતા અને ત્યાર બાદ નીચેના ભાગમાં જ્યાં જાનકીકુંડ છે ત્યાં જઇ આચ્છમન માર્જન કર્યાં હતાં. આ જાનકીકુંડ એક વહેતી નદીના રૂપમાં છે અને તેમાં મોટાં મોટાં નાથેલાં માંછલાંઓ ઘણાં છે. તેને અમે દાલીયા નાખ્યા હતા. ત્યાંથી આગળ ચાલતા ઘાડા વનમાં થઇ શીરશાબન ગયા અને સ્ફટિકશિલાનાં દર્શન કર્યાં હતાં. અહિં અગાડી પયસ્વીનિમાં સ્નાન કરી સ્ફટિકશિલાની પૂજા કરી હતી. શિલાપર શ્રી રામચંદ્રજીનાં તથા સીતાજીનાં પગલાં જોવામાં આવે છે અને યાત્રાળુ તેનું પૂજન કરી પ્રેમથી સ્પર્શ કરે છે તથા શ્રદ્ધાથી ભેટી તેપર ગોર મહારાજને દાનપુન કરે છે. ઇંદ્રના પુત્ર જયંતે કાગનું

સ્વરૂપ ધારણ કરી શ્રી સીતાજીના હાથમાં આ સ્ફટિકશીલા પરજ ચાંચ મારી હતી. પાછો અવડ ચવડવાળો ડુંગરી રસ્તો આવવાથી અમો પગપેદળ ચાલી થોડી વારે ડોલીમાં બેઠા હતા. આગળ જતાં બાઉપુર ગામ આવ્યું હતું અને ત્યાં અગાડી એક મંદીરમાં દર્શન કરી એક વડની છાયા તળે જરા વીસામો લીધો હતો અને કુવામાંથી જળ કાઢી પીધું હતું. મધ્યાન હોવાથી ગરમી સખત લાગતી હતી અને તેથી માથાપર એક ભીનો સાવલો હું અવાર નવાર રાખતો હતો. અહિંથી આગળ ચાલતાં અમારે ખેતરોમાં થઇને તથા મેદાન વીગેરેમાં થઇ જવું પડયું હતું અને વાટમાં આવતાં નાળાં તથા નાના ડુંગરા વટાવી આખરે અત્રિમુનિના આશ્રમે પહોંચ્યા. અહિં અનસૂયાજી, અત્રિમુનિનો આશ્રમ, દત્તાત્રય, દુર્વાસા તથા ચંદ્રમાની જગ્યા તથા સીધબાવાની જગ્યા છે. અહિં પણ દેવદર્શન પયસ્વીનિમાં સ્નાન કર્યા બાદ કર્યાં હતાં. સીધબાવાની જગ્યામાં જતાં પ્રથમ ૧૦૦ થી ૧૫૦ પગથીઆં ચડવાં પડે છે. ત્યાંના સાધુઓ વાતના તડાકા મારતા હતા તે છેક નીચે સંભળાતા હતા અને જેવા અમો પગથી ચડવા માંડ્યા અને અર્ધે પુગ્યા કે તેઓએ રામાયણ શરૂ કરી અને અમારા કાનપર રામાયણના શબ્દો અથડાવા લાગ્યા. છેક ઉપર જઇ દર્શન કરી સાધુસંતોને તેમની યોગ્યતાના પ્રમાણમાં કપડાં આપ્યાં. ત્યાર બાદ નીચે ઉતરતાં પાછું રામાયણ સાંભળવા માટે ઘણાએ કાન ધર્યા પણ એક શબ્દ પણ સંભળાયો નહિ. ઉલટા તે કપડાં બાબતમાં તકરાર મચાવવા માંડ્યા અને કંઇ પણ વધારે લેવા અમારી પાસે આવ્યા. અમોએ તેને કંઇ પણ કોડું આપ્યું નહિ જેથી બડબડતા તેઓ ચાલી ગયા. નીચે આવી અમોએ નાસ્તો કર્યો અને ડોલીવાળાઓ પોતાનો નાસ્તો કરતા હતા. અમો બધા નાસ્તો કરતા હતા તે વખતે અહિંનાં વાંદરાં અમારા સામું ટગમગ ટગમગ જોયા કરતાં હતાં. અમે ખાઇએ અને તેઓ જુવે તે દેખાવ અમોને ઠીક નહિ લાગવાથી તેઓની મીજબાની માટે દાલીયા નાંખ્યા અને તેઓ તે ખાવાને મંડી ગયાં. અમારૂં કામ સમાપ્ત થયે પાછા ચિત્રકુટ જવા અમો તૈયાર થયા. આ આશ્રમમાં પહાડપર શીલાજીત જોવામાં આવ્યો હતો પણ તે આપણાથી લઈ શકાય તેવી જગ્યાએ નહિ હતો. જ્યાં આપણાથી જઇ ન

શકાય તેવી જગ્યાએ વાંદરાંઓ જઇ તે ચાટી જતાં હતાં. સખત ગરમી તથા ગરમ પવનને લીધે ડોલીમાં બેઠા બાદ પાછો ભીનો સાવલો મેં માથાપર રાખ્યો હતો. ચાલતાં ચાલતાં બાઉપુર ગામ આવતાં ગરમીથી કે પછી ભીનો સાવલો રાખવાથી મારા મગજમાં ચક્કર આવતાં હતાં અને મને ડોલીમાંથી ઉતરી આસાએશ લેવાની જરૂર પડી, બધાંએ અગાડીથી રવાના થયાં હતાં ત્યારે બદ્રિનાથવાળા ગોર ગયાપ્રસાદ તથા હું બે જણા પાછળ રહ્યા હતા. કદાચ ડોલીથી પણ ચક્કર આવતાં હશે તેવા વિચારથી ડોલીનો કબજો ગોર ગયાપ્રસાદને આપ્યો અને બાઉપુર ગામમાંથી એક બાર આનાનો ખટારો ભાડે કરી હું ખટારામાં રવાના થયો. વાટમાં કરમદીનાં ઝાડો આવ્યાં હતાં અને તેના ફુલની સુગંધ ચંબેલી અગર જુઈનાં ફુલની સુગંધ સમાન લાગતી હતી. આના પરિમલથી મગજપર સારી અસર થઇ અને થોડી વારમાં મગજમાં શાંતિ વ્યાપી રહી. છેક સાંજના સાતને સમયે હું મુકામપેર પહોંચ્યો હતો. રાતના વાળુ કરી શ્રમ અતિ લાગેલો હોવાથી સર્વે સુઇ રહ્યા હતાં.

**ચૈત્ર વદ ૨-૩. તા. ૨-૪-૧૫ શુક્રવાર.**

આજ રોજ ભરતકુપની પરિક્રમામા જવાનું હોવાથી સવારના પહોરમાં વહેલાં સર્વે ઉઠ્યાં અને સ્નાન પૂજા કરી ચાહ પી લીધી. સવારમાં વહેલો ઉઠવાથી અને વખત અનુકુળ હોવાથી અખાડાના મહંત મહારાજે એક પ્રભાતીયું ગાવા કહ્યું. વખત તથા સ્થળને અનુસરી મેં નીચેનું પ્રભાતિયું લલકાર્યું:—

**રાગ રામગ્રી.**

પઢોરે પોપટ રાજારામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે. પઢો રે.
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢો રે.
પોપટ તારે કારણે, શી શી રસોઈ રંધાવું;
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું. પઢો રે.
પાંખ લીલી ને પગ પાંડુરા, કોટે કંઠલો કાળો;
નરસીયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢો રે.

આ પ્રભાતિયું ગાવાથી મહંત મહારાજ તથા બીજા સર્વ ખુશ થયા અને હું બેવડો ખુશી થયો. કારણ કે દાદાનું એટલું યોગ્ય સમયે અને યોગ્ય સ્થલે તે ગવાયુ હતું. સવારના સાડા નવને સુમારે ભરતકુપ જવા માટે અમો ડોલીમાં નીકળ્યા. આજ રોજ ડોલીના દરેક મજુરનો દર આઠ આના પ્રમાણે હતો. ભરતકુપ જતાં પ્રથમ જરા કાન્તાનાથ-વાળી સડકપર જવું પડે છે અને પછી જમણા હાથપર જે રસ્તો ફાટે છે તેપર જવાનું થાય છે. સપાટ જમીન હોવાથી ભરતકુપ ખટારામાં પણ જઈ શકાય છે પણ ડોલીમાં જવું વધારે સારૂં છે કારણ વખતનો પુષ્કળ બચાવ થાય છે. પ્રથમ શ્રી રામચંદ્રજીની તથા સીતાજીની સજ્જાનાં દર્શન કર્યાં હતાં. આ સજ્જા એક શીલા છે અને તેપર શ્રી રામચંદ્રજી તથા સીતાજી વનવાસ વખતે આરામ કરતાં હતાં અહિં એક કોટનું ઝાડ છે તેપરથી થોડાં કોટ ઉતરાવી મુકામપર તેની ચટણી બનાવી હતી. રામ સજ્જાથી ૧૦ કદમ દુર લક્ષ્મણ સજ્જા છે તે પણ જોઈ હતી. આ શિલાપર બેસી લક્ષ્મણજી શ્રી રામચંદ્રજી અને સીતાજીની ચોકી કરતા હતા. આ લક્ષ્મણજીનો પોતાના વડીલ બંધુ શ્રી રામચંદ્ર પ્રત્યે જે પૂજ્ય ભાવ, પ્રીતિ, સ્નેહ અને માન હતાં તે રામાયણમાંથી સ્પષ્ટ માલુમ પડી આવે છે. તે વખતે ભાઈઓ એક બીજા માટે માથું આપે એવા હતા જ્યારે આજે આ કલીકાળમાં ભાઈઓ એક બીજાનાં લાગ આવે માથાં વાઢી લે તેવા હોય છે. અને તેમાં ધન તથા સ્ત્રી કારણભુત થાય છે. લક્ષ્મણ સજ્જાથી આગળ જતાં અમારે ખેતરોમાં થઇને જવું પડયું હતું. આગળ જતાં એક નદી આવી હતી અને તે ડોલીમાં બેસી ઉતરી શકાય તેમ નહિ હોવાથી અમો ઉતરી સાથળ સુધીના પાણીમાં ચાલી નદી પસાર કરી અને નદીથી થોડે છેટે ભરતકુપ જોવા લાગ્યા. ભરતકુપ પહોંચતાં એક ધર્મશાળા જે શ્રી ભરતજીના મંદીરને લગતી હતી તેમાં અમો ઉતર્યા. ભરતકુપ એક કુવો છે અને શ્રી રામચંદ્રજીએ જે તમામ તીર્થનું જળ ભરતના રાજ્યાભિષેક માટે આણ્યું હતું તે ભરતના રાજ્યના નહિ સ્વિકારવાથી તે જળ તે કુવામાં નાંખ્યું હતું, જેથી આ કુવાનું મહાતમ વિશેષ લેખાય છે. ગોર મહારાજે તે કુવો જરા

દૂરથી બતાવ્યો; અને તેમાં સ્નાન કરવાથી ઘણું પુણ્ય થાય છે તેમ અમોને સમજાવ્યા. અમો તે કુવા પાસે ગયા અને તેમાં ઝાડનાં પાંદડા પડેલાં તે સડવાથી તેમાંથી ખરાબ વાસ બહાર આવતી હતી. આ દુર્ગન્ધને લીધે તેની પવિત્રતા માટે સહેજ શંકા થાય તેમાં નવાઈ નથી તે પણ શંકા દૂર કરી અમો સર્વેએ તે જળવતી સ્નાન કર્યું, અને શ્રી રામચન્દ્રજી, લક્ષ્મણજી, સીતાજી. ભરત વગેરેના દર્શન પ્રેમસહિત કર્યાં. અહિં શ્રી રામચંદ્રજીના મંદીરમાં તથા શ્રી ભરતજીના મંદિરમાં તી. સ્વ. બાઇએ ભોગ ધરાવ્યો હતો તથા શ્રી ઠાકોરજીને વસ્ત્રવાઘા ધરાવ્યા હતા. ગરીબ ગુરબાંઓને કાપડ આપ્યું હતું, તથા પૈસા વાટયા હતા. જે રસ્તે અમે આવ્યા હતા તેજ રસ્તે થઈ પાછા લગભગ ચાર વાગતાને સુમારે સર્વ મુકામપર પહોંચ્યા. અહિંના ગોરના માણસોએ તથા કેદારનાથવાલા ગોરના માણસ ભોલાએ પાણી ભરવામાં તથા બીજાં કામ કરવામાં સારી મદદ આપી હતી. રાતના વાળુ કરી ચોકમાં ચંદનીમાં મહંતજી પાસે ગપ્પાં સપ્પાં મારી ભજન ગાઈ મોડેથી સુઇ રહ્યા હતા. ભરતકુપ તામીનીયા સ્ટેશનેથી પણ જવાય છે પણ તેમ જવું સરલ પડતુ નથી.

## ચૈત્ર વદ ૪. તા. ૩-૪-૧૫. શનીવાર.

આજ રોજ પ્રભાતના પહોરમાં ઉઠી પયસ્વિનિ ગંગામાં વિધિપૂર્વક સ્નાન કર્યું હતું તથા ગંગામાં દૂધ રેડી બ્રાહ્મણોને પયપાન કરાવી આરા પર દક્ષણા આપી હતી. ગંગાજીપર ગંગાજીના તથા પરમ ભકત પુજ્ય કવિ તુલસીદાસજીનાં દર્શન કર્યાં હતાં. આ મદીરો ગંગાઘાટપર છે અને કવિ તુલસીદાસજી માટે કહેવાય છે કેઃ—

ચિત્રકુટ કે ઘાટપર. ભય સંતોકી ભીર,
તુલસીદાસ ચંદન ઘસે, તીલક કરે રઘુવીર.

તે પણ આજ સ્થાને થયું હતું. જગવેદીના અખાડાની વીશેક મૂર્તિઓને શેરો પુરી જમાડ્યા હતા તથા ગોરનાં માણસો તથા બીજાઓને સીધો સામાન અપાવ્યો હતો. રાજા પ્રતિપાળસીંગજીને ઝાંસી કાનપોર તથા લખનોર અમારા માટે ઉતારા પાણીનો બંદોબસ્ત કરવા

જવાબી અરજન્ટ તાર કર્યો હતો. બપોરના ચિત્રકુટના ગોરને દક્ષણા ઇત્યાદિ આપવાનું હોવાથી તેનાં માણસ મારફતે તેઓને બોલાવી મંગાવ્યા. તેઓ ત્રણ જણા હતા અને અમારા મુકામપર આવતાં તેઓને આસન આપી બેસાડયા. તેઓનાં નામ નીચે પ્રમાણે હતાંઃ—

૧ ગોર બાલુરામ દેવીપ્રસાદ વલ્દ દુર્ગાપ્રસાદ.
૨ ગોર રામસહાર માતાદીન.
૩ ગોર સદાશિવ છોટુરામ

આટલા દિવસથી ચિત્રકુટમાં અમો આવેલા પણ ગોર લોકોનાં મુખનું દર્શન આજ રોજ થયું. ગોર બાલુરામ શરીરમાં જાડા તથા કદમાં ઠીંગણા હતા. સાટીનનો જામો અંગપર પહેર્યો હતો તથા માથા પર સોપીયાની ચીકનની ટોપી હતી. ગોર રામ સહારે લખનોરી લીબાસ પહેર્યો હતો. અંગપર એક મોટું મલમલનું અકડ પહેરણ હતું તથા માથાપર સફેદ ટોપી હતી. શરીરે પાતળા તથા ઉંચા હતા. ગોર સદાશિવની વય તદન નાની હતી તથા તેનો લીબાસ સાદોજ હતો. ગોર મહારાજની ખબર અંતર પુછી અને તેઓએ અમારા સર્વની કુશળતાના સમાચાર પુછ્યા. ત્યાર બાદ ગોર મહારાજે પ્રસાદ આપ્યો અને અમોએ તેઓને છેવટની દક્ષણા તથા પોષાક ધર્યો. તેઓ તે લેતાં જરા ખંચાયા અને વધારે મળે તો ઠીક તેવા વિચારથી અધિક મેળવવા માટે પ્રેરવી કરવા લાગ્યા. ગોર લોકોનો ઉપદ્રવ તમામ તીર્થોમાં છે અને ચિત્રકુટ તેમાં અપવાદરૂપ નથી. આખરે જ્યારે સંતોષથી જે અમો આપીએ તે સ્વીકારવા અમોએ કહ્યું ત્યારે તેઓએ દક્ષણા વગેરે સ્વીકાર્યા અને પછી વિદાય થયા. ગોરનાં માણસોને પાછળથી જુદું ઇનામ આપ્યું હતું. આજ રોજ ચિત્રકુટમાં તમામ તીર્થો સમાપ્ત કર્યાં અને આવતી કાલે અહિંથી ઉપડવાનું હોવાથી તમામ સામાન પાછો સંપેટવા મંડયા હતા. કુલી, ખટારા તથા દમડી વીગેરેનો યોગ્ય બંદોબસ્ત કર્યો અને ચિત્રકુટ સ્ટેશને નહિ જતાં કરવી સ્ટેશને જવા નક્કી કર્યું.

ચિત્રકુટ–હિંદુઓનું પવિત્ર સ્થળ છે. અહિં કરવી સ્ટેશન તથા ચિત્રકુટ સ્ટેશનપરથી અવાય છે કરવીમાં વાહન વગેરેની સગવડ મળતી

હોવાથી તથા સડક સારી મઝાની હોવાથી ત્યાંથી ચિત્રકુટ જવામાં વધારે સરલતા પડે છે. શ્રી રામચંદ્રજી સીતાજી તથા લક્ષ્મણજી સહિત વનવાસ વખતે અત્રે વાસ કરી રહ્યા હતા. પુન્યકત્રી તુલસીદાસ જે પરમ રામ ભક્ત હતા તેને શ્રી રામચંદ્રજીએ અત્રે દર્શન આપ્યાં હતાં. અહિ દિવાલી-પર તથા રામનવમી તથા ગ્રહણાપર ઘણા લોકો આવે છે અને પયસ્વિ-નિમાં સ્નાન કરી દેવદર્શન કરે છે. ચિત્રકુટની પંચકોશીની પરિક્રમા ચાર દિવસમાં થઈ રહે છે. મુખ્ય તીર્થો નીચે પ્રમાણે છેઃ—

શ્રી કાંતાનાથની પરિક્રમા કોટી ઋષિનો આશ્રમ, દેવાંગના, સીતા-જીની મથની, હનૂમાનધારા, પ્રમોદબન, જાનકીકુંડ, શીરશાબન, સ્ફટિક-શીલા, બાઉપુર ગામ, અનસ્યાજી, અત્રિમુનિનો આશ્રમ, દત્તાત્રય, દુર્વાસા, ચંદ્રમાજી તથા સિદ્ધબાવાની જગ્યા. સીતારામની તથા લક્ષ્મણજીની સજ્જા, ભરતકુપ, રામમંદીર તથા ભરતમંદીર.] પયસ્વિની સ્નાન, ગંગાદર્શન, તુલસીદાસનાં દર્શન તથા જગવેદી અખાડો કે જ્યાં શ્રી બ્રહ્માએ એક મોટો યજ્ઞ કર્યો હતો તે.

ચિત્રકુટમાં ખાવાપીવાની ચીજો મલે છે પણ શોખીન જીવડાઓએ તેવી ચીજ પોતાની પસંદગી મુજબ સાથે રાખવી ઉપયોગી છે. કારણ બઝાર જેવો માલ ઘેર ખાતા હોય તેવો મળવો તો મુશ્કેલ છે.

## ચૈત્ર વદ ૫. તા. ૪-૪-૧૫ રવિવાર.

આજ રોજ અમારે ચિત્રકુટથી ઉપડવાનું હોવાથી સવારના પહોરમાં વહેલા ઉઠી સ્નાન પુજા કરી લીધાં. તી. સ્વ. બાઇએ શ્રી જગવેદીના અખાડામાં એક ગૌદાન આપ્યું તથા શ્રી ઠાકોરજીને વસ્ત્ર આભુષણ ધર્યા. જગવેદીના અખાડાના મહંત મહારાજ રામશરણદાસને તેના યોગ્ય જે આપવાનું હતું તે આપ્યું તથા તેના ચેલા પુજારી હરિદાસને રામેશ્વર જવાની ઇચ્છા હોવાથી તેને જાત વળતના રૂપિયા આપ્યા. સવારના ૧૧ વાગતે ભોજન લીધા બાદ બધો સામાન પેક કરી નાંખ્યો. પરમાનંદ શેઠને કમનસીબે ૧૨ વાગતા તાવ ચડયો પણ એક બે ઉલટી થયા બાદ તાવ નરમ પડયો હતો. તી. સ્વ. બાઈની તબીયત પણ જરા નાદુરસ્ત

લાગી હતી. બપોરના એક વાગતા સર્વ સામાન સીતાપુર સીપાઇ સાથે રવાના કર્યો અને અમો બે વાગતા ઉપડયા, સીતાપુરથી દરેકના બાર આનાના દર પ્રમાણે આડ ખટારા ભાડે ક્ર્યાં અને તી. સ્વ. બાઈ તથા પરમાનંદશેઠ માટે એક દમડી રૂપિયા દોઢની ભાડે કરી. ગરીબ ગુરબાંને પૈસા વાટી અમો કરવી જવા માટે ઉપડયા. સડક મોટી પાકી મોટરને લાયક હોવાથી વાહનો ઝપાટામાં જતાં હતાં. સડકની બંને બાજુ લીંબડા પીપર વીગેરે ઝાડો રોપેલાં હોવાથી તેના છાંયડાને લીધે ગરમી કમી લાગતી હતી. છેક પાંચને સમયે કરવી ગામમાં થઇને અમો કરવી સ્ટેશને પુગ્યા, અને બધો સામાન સ્ટેશન અંદર મુંકાવી અમો વેઇટીંગરૂમમાં બેઠા. આ કરવી શેહર ચિત્રકુટથી પાંચ માઇલ થાય છે. તે એક શહેર સમાન હોવાથી લગભગ બધી સગવડ સચવાય છે. શહેર ઇતિહાસીક છે તથા તેમાં તળાવો, મંદીરો, બજાર તથા પેશ્વાના વાડા વીગેરે છે. આખું શહેર જોવાનો વખત મળ્યો નહોતો. અહિં સ્ટેશન-પર દૂધ મંગાવી ચાહ બનાવી પીધી હતી. ત્યાર બાદ સ્ટેશનમાસ્તરને અમારા રીઝર્વ માટે પુછવા ગયો કારણ કે ૨૪ કલાક અગાઉ એક સેકન્ડ કલાસ તથા એક બીજા સેકન્ડમાં બે બર્થ રીઝર્વ કરવા અમોએ તાર કર્યો હતો. સ્ટેશનમાસ્તરે કહ્યું કે ૪૮ કલાક પહેલાં ખબર નહિ આપેલા હોવાથી કશું બની શકે તેમ નથી. ત્યાર બાદ અમોએ લખનોરની ટીકીટો કઢાવી. કરવીથી લખનોર ૩૪૫ માઇલ થાય છે. સેકન્ડ કલાસનું ભાડું રૂ. ૧૯ તથા થર્ડ કલાસનું ભાડું રૂ. ૩–૧૫–૦ છે. રીઝર્વ માટે નસીબ-પર આધાર રાખ્યો હતો, પણ મોટાનાં નસીબ હમેશાં સારાંજ હોય છે અને તેને અંગે આપણને પણ લાભ થાય છે. માણેકપુરથી જે ટ્રેન ઝાંસી જાય છે તે કરવી આવતાં અમો સેકન્ડ કલાસ ડબો શોધવા ગયા અને સારે નસીબે બે સેકન્ડ કલાસ હોવાથી અને બંને ખાલી હોવાથી બંનેમાં સામાન નાંખી પથારી પાથરી નાંખી. બંને કલાસ વચ્ચે બારણું હોવાથી સામાન ટ્રેન ચાલ્યા બાદ અમોએ અંદર ગોઠવ્યો હતો. કરવીથી ટ્રેન રાતના ૧૧–૧૯ વાગતા ઉપડી હતી અને થોડીવાર પછી અમો સર્વે ડબામાં સુઇ ગયા હતા. વાટમાં એક સ્ટેશનેથી એક ઉતારૂ અમારા ડબામાં આવ્યો હતો.

## ચૈત્ર વ઼: ૬. તા. ૫-૪-૧૫ સોમવાર.

સવારના ઉઠી ટ્રેનમાંજ દાતણ પાણી કરી લીધું, અને ઝાંસી ૯-૩૦ વાગે ઉતરવાનું હોવાથી બેડીંગ વીગેરે પૅક કરી લીધાં કરવીથી ઝાંસી ૧૬૨ માઇલ થાય છે અને તે મુસાફરી લગભગ ૧૦ા કલાકની છે. અમારે લખનોર જવાનું હોવાથી અત્રે ગાડી બદલાવવાની હતી તથા ઝાંસીથી લખનોરવાલી ટ્રેન બપોરના ૧-૫૭ વાગતા ઉપડતી હોવાથી અમોને સ્નાન સેવાનો પુષ્કળ વખત મળ્યો હતો. સામાન બધો સ્ટેશન પર વેઇટીંગ રૂમમાં ગોઠવી સ્નાન માટે સ્ટેશન બહાર કુવાની શોધમાં હું ગયો. આજુબાજુ બધે ફરી વળ્યો પણ કોઇ કુવો જડયો નહિ. આખરે આવવા જવાના રૂ. ૧ા પ્રમાણે ચાર ટાંગા ઠેરવી અમો સ્ટેશનપરથી ગામમાં ગયા અને પાંચ કુવા કે જ્યાંથી આખું શહેર પીવાનું પાણી ભરે છે ત્યાં હનુમાનજીના મંદીર પાસે આવેલા એક દક્ષણીના મંદીરમાં ઉતર્યા. ત્યાં નહાઇ ધોઇ લીધું તથા તી. સ્વ. બાઇએ સેવા પુજા કરી લીધી. ત્યાર બાદ ચાહ નાસ્તો કરી પાછા સ્ટેશને જવાને ઉપડયા અને વાટમાં ટાંગામાંથી ઉતરતાં ડોસી પાર્વતી પડી ગઇ હતી. ઝાંસી શહેરના રસ્તા મોટા વિશાળ છે તથા મીલીટરી કૅમ્પ હોવાથી તથા રેલવેનું મોટું જંક્શન હોવાથી ઘણા સારા સારા બંગલાઓ તે ધરાવે છે. શહેરની આજુબાજુ મજબુત કિલ્લો છે અને તે ઇતિહાસમાં મશહુર છે. વખત થોડો હોવાથી આખું શહેર જોવાની તક મળી નહોતી. કોઇ પણ શ્રીમંતે સ્ટેશનપર કુવો કરાવવાની ખાસ જરૂર છે કારણ કે ત્યાં કુવો નહિ હોવાથી ધાર્મિક વૃત્તીના લોકોને બહુ અડચણ પડે છે. ઝાંશી સ્ટેશન મોટું વિશાળ છે અને બહારના ભાગમાં બંગલાઓ તથા નાના નાના બાગો તેની શોભામાં વધારો કરે છે. સ્ટેશને આવ્યા બાદ વેઇટીંગ રૂમમાંથી સામાન લઇ જે જગ્યાએ લખનોરના ડબા તૈયાર ઉભા હતા તે પ્લૅટ ફૉર્મપર લઇ ગયા અને ડબા તૈયાર હોવાથી સામાન ગોઠવી દીધો. અહિં પણ ડબો રીઝર્વ નહોતો પણ અગાડીથી બેસી જવાથી તે રીઝર્વ સમાનજ બનાવી દીધો હતો. મુંબઇથી પંજાબ મેલ અત્રે ધુમ ધુમ કરતો આવી પુગ્યો અને તેમાંથી લખનોર તરફ જવાના ડબાઓ કાઢી અમારી વાલી ટ્રેનમાં

જોડયા અને અમે બપોરના ૧–૫૭ વાગતા ઝાંસીથી ઉપડયા. ઝાંસીથી લખનૌર ૧૯૩ માઇલ થાય છે. લખનૌરમાં બીજે દિને શરત હોવાથી ટ્રેનમાં ચીકાર ગરદી હતી. જો કે તી. સ્વ. બાઇના ડબામાં કોઇ આવ્યું નહોતું. ઝાંશીથી એક અંગ્રેજી બાનુ તે ડબામાં આવવાની હતી પણ દેશી બાનુની સાથે બેસવાનું તેને પોતાના દરજ્જાથી હલકું લાગવાથી તે એક બીજા ડબામાં જઇ બેઠી હતી. હજુ પણ આ કાળાં ધોળાની સુગ કયાં સુધી રહેશે તેની સમજ પડતી નથી. ઉનાળાની ગરમીમાં પેસેન્જરોની ચીક્કાર ભીડને લીધે વધારો થવા પામ્યો હતો અને બરફ સંત્રાં ઇત્યાદીનો છૂટથી ઉપયોગ કરવો પડયો હતો. કાનપુર આવતાં ત્યાંથી પણ સંત્રાં વધારે લીધાં હતાં. ત્યાંના ઉપડયા લખનૌર રાતના ૭–૫૦ વાગતા પહોંચ્યા. ઝાંશીથી સીધા લખનૌર આવ્યા હતા અને ગાડી બદલવી નહિ પડી હતી. લખનૌર રાજા પ્રતિપાલસીંગજીને તારથી ખબર આપેલા હોવાથી તેમના સાળા મી. નારણસીંગજી સ્ટેશનપર મોટોર લઇ અમોને લેવા માટે આવ્યા હતા. તી. સ્વ. બાઇ વીગેરેને મોટરમાં રવાના કરી, સામાન ખટારામાં ચલાવી મી. નારણસીંગજી તથા હું એક ટાંગો કરી બંગલે ગયા. અહિં બંગલાને કોઠી કહેવામાં આવે છે. સદરહુ કોઠી સ્ટેશનથી લગભગ ૨ માઇલ દુર હતી. બંગલો સારો મજાનો હતો. તેમાં ચાર બેડ રૂમ તથા એક હોલ છે અને પાછળના ભાગમાં જુદી ચાર પાંચ ઓરડીઓ છે. આગળના ભાગમાં નાનો બગીચો છે અને તે સડકપર છે. રાતના વાળુ કરી સુઇ રહ્યા હતા.

## ચૈત્ર વદ ૭. તા. ૬-૪-૧૫ મંગળવાર.

આજ રોજ સવારના ઉઠી સ્નાન કરી ચાહ પી રાજાસાહેબની મોટરમાં તેમના સાળા મી. નારણસીંગજી, પરમાનંદ શેઠ તથા હું લખનૌર શહેર જોવા માટે નીકળ્યા. પ્રથમ સ્ટેશનપર જઈ અમારે આવતી કાલે નીમસાર (નૈમિષારણ્ય) જવાનું હોવાથી એક સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટ તથા બે બેઠક બીજા સેકન્ડ કલાસમાં રીઝર્વ સ્ટેશન માસ્તર મારફત કરી. ત્યાંથી કેશરબાગ ગયા અને મારી છત્રી ચિત્રકુટમાં જે પરમાનંદશેઠે વાંદરાને મારવા જતાં તોડી હતી તે કામમાં આવે તેવી નહિ હોવાથી એક

નવી છત્રી ખરીદી. ત્યાર બાદ સીપાઇ શિવનાથ કે જેને કાગલ લખી લખનોર ખાસ બોલાવવામાં આવ્યો હતો તેને માટે તી. સ્વ. બાઇના ફરમાનથી કોટનું ગરમ કપડું ખરીદયું. ત્યાંથી આગળ ચાલતાં અમીનાબાગ ઇસ્પીતાલ તથા ચોક ગયા હતા. ચોક બજારમાંથી દુપેટા તથા લખનોરી પહેરણુ ખરીદવાનાં હોવાથી મોટોર બગીચા પાસે ઉભી રાખી અમો બજારમાં દાખલ થયા. મી. નારણસીંગના દલાલ મી. દોલતચંદ અમોને સામા મળ્યા અને તે કયે બીજે કામસર જવાના હતા પણ અમારે માલ ખરીદવાનો હોવાથી અમોને અલગ મુકી જવાનું દુરસ્ત ધાર્યું નહિ. તેઓ અમારી સાથે સાથે ચાલ્યા અને બજારમાંથી દુપેટા પહેરણો વીગેરે આપાવ્યાં. દલાલ દોલતચંદ નીચા બાંધાનો અસલ મળતાવડો અને ચતુર માણસ હતો. પોતે સાથે આવી અમોને આભારના બોજા હેઠળ મુકવા માગતો હતો પણ ખરૂં જોતાં તે પોતાની દલાલીનું નક્કી કરવા આવ્યો હતો. પરમાર્થની ખાતર નહિ પણ સ્વાર્થની ખાતર તે આવ્યો હતો. અમારી ખરીદી ખલાસ થયે પાછા મોટોરમાં બેસી બાગમાં થઇ જુના તથા નવા ઇમામવાડામાં થઇ તથા ગોમતી નદીપર થઈ પાછા મુકામપર આવ્યા હતા. અત્રે જમી કારવી સીપાઇ ભગવતીને તથા રાજાસાહેબના એક સીપાઇને નીમસારમાં અમારા માટે ઉતારાનો બંદોબસ્ત કરવા માટે આજે એક દિવસ અગાડીથી ટ્રેનમાં રવાના કર્યા. બપોરના જરા આરામ લઈ ચાહ પી અમો પાછા બહાર જવા માટે તૈયાર થયા. તી. સ્વ. બાઈ વીગેરે મોટોરમાં ગોમતીજીના તટપર આચ્છમન માર્જન કરવા ગયાં અને અમો ત્રણ જણ બગીમાં પાછા ગામમાં ગયા. પરમાનંદશેઠને કેમેરાની ફીલ્મ લેવાની હતી જેથી પ્રથમ બજારમાં ગયા ત્યાંથી કેશરબાગ ગયા અને એક બંગાલી ગૃહસ્થ મી. સેનીયાલ જે રાજા પ્રતિપાલસીંગજીના એસ્ટેટ મેનેજર તરીકે એક વખત મુંબઇ ચીનાબાગમાં આવ્યા હતા તેની મુલાકાત લીધી. મી. સેનીયાલ હાલ લખનોરમાં એક છાપાના આગેવાન એડીટર છે. અને તેના લેખ સારા લેખાય છે. ત્યાંથી બગીચામાં થઇ જુનો તથા નવો ઈમામવાડો જોવા ગયા હતા. જુનો ઈમામવાડો જોવા જેવો છે. તેમાં કોઇ પણ જગ્યાએ લાકડ કામ નથી

અને કંઈ પણ આધાર વગર મોટી મોટી કમાનો તેમાં ખેંચી ગયા છે. આ કમાનો તથા દીવાલો તદન પોક્ષી છે અને તેમાં ગેલેરીની માફક બેઠક છે. બાદશાહ અગર નવાબના વખતમાં જ્યારે નાચરંગ થતા ત્યારે પ્રેક્ષકો આ ગેલેરીમાં બેસતા હતા. હાલ અંગ્રેજ સરકારે તે ગેલેરીનો રસ્તો જોનારા માટે સદાને માટે બંધ કર્યો છે. એવું કહેવાય છે કે એક બે જોનારા તેમાં ગયા હતા અને રસ્તો ભુલ ભુલામણીનો હોવાથી તેઓ અંદર ભુલા પડયા અને પાછા બહાર આવી શકયા નહિ. આથી તે કાયમને માટે બંધ થયો. આ બંને ઇમામવાડા અગાડી મોટા વિશાળ ચોક છે અને મોહરમના વખતમાં તે બંને ચોક ઇસલામી લોકોથી ચીકાર ભરાઇ જાય છે. ત્યાંથી પછી બળવા વખતની જે ઇતિહાસીક જગ્યા છે તે જોવા ગયા અને છેક અંધારૂં થએ મુકામે આવ્યા હતા. રાતના જમી પાછા મોટોરમાં ચોક બજાર તરફ ગયા કારણ કે તી. સ્વ. ટમુ-માસીની ખાવાની તમાકુ લેવી વીસરી ગયા હતા. મેં પણ થોડીક ખરી-દવા વિચાર કર્યો. બગીચા પાસે આવતાં અમોએ મોટોર ઉભી રાખી અમો પગપેદળ ચાલવા માંડયા. બહારના ભાગમાં કાકડીવાલા તથા ફુલો-વાળા દેખાતા હતા અને તમામ લોકો ફુલના ગોટા તથા હાર ખરીદી આમ તેમ ચીત્રવિચિત્ર પોષાકમાં લટાર મારતા હતા. તમામનો પોષાક અવલ નંબરનો તમામ લોકો અતરથી ભભકતા તથા તમામના હાથમાં ફુલ તથા ગળામાં ફુલની માળા. આમાં કોણ શ્રીમંત અને કોણ ગરીબ કોણ નવાબ અને કોણ ફકીર તે વર્તવું કઠીણ થઇ પડયું હતું. અમારા દલાલ મી. દોલચંદ પણ તેમાંના એક હતા. સવારના જે ખરીદી અમોએ કરી હતી તેની દલાલીમાંથી તે પણ લખનોરના નવાબ બન્યા હતા. મારા જુનાગઢમાં નવાબીઠા મેં જોયેલો છે પણ આ લખનોરી નવાબી કેયે જોઇ નથી. દરવાજામાં થઇ બજારમાં જવાય છે અને સવારના અમો એમને એમ ચાલી ગયા હતા જ્યારે અત્યારે ગાડી વીગેરે અંદર ન આવે તેટલા માટે વચમાં ભોગળો નાંખી હતી અને તે ટપીને જવાનું થાય છે. આનું કારણ પુછતાં મી. દોલતચંદે જણાવ્યું કે આ રસ્તો રાતના અધિકજાગતો હોવાથી બંધ રાખવો પડે છે. અંદર જતાં સવા-

રના જે દુકાનો નહિ ઉઘડી હતી તે મીઠાઈવાળાની, અત્તરવાળાની પાન-વાળાની વીગેરેની દુકાનો અત્યારે ઉઘાડવામાં આવી હતી. અમો સીધા તમાકુવાળાની દુકાને ગયા અને ત્યાંથી ખાવાની કાળી સુગંધી તમાકુ ખરીદી. પાછા વળતાં સારંગી તબલા સાથે ગાનારીઓના સુર કાને પડ્યા હતા, અને તે વખતે સમજાણું કે આ રસ્તો અત્યારે ઘુવડ પક્ષીઓ માટે છે, કારણ ઘુવડ પક્ષી દિવસના દેખી નહિ શકવાથી એકજ જગ્યાએ બેસી રહે છે અને રાતના જોઇ શકવાથી આમ તેમ ફરે છે. દરવાજા બહાર આવી કાકડીઓ જે સદંતર કુમળી હતી અને જેને અડકતા રીસાઇ જાય તેવી હતી તે થોડીક ખરીદી. આ તાજી હોય છે ત્યારે ઓર લેજત આપે છે. અહિંના લોકો ગમે તેને માટે હાર તુરા લે પણ મેં દેવસેવા પૂજા માટે બે હાર ખરીદી લઈ લીધા. ત્યાર બાદ મોટારમાં બેસી અમો પાછા ઘેર આવ્યા અને સુઇ રહ્યા. લખનોર બાજુ જે લોકો જાય તેને આ શહેર જોવા માટે હું ખાસ ભલામણ કરૂં છું. બજાર મોટું છે. વ્યાપાર ધંધો મજાનો છે. લખનોરી નકસી કામ સર્વોત્તમ ગણાય છે. કાપડ ઇત્યાદિ પણ અહિં સારૂં મળે છે. બૅન્કો હૉટેલો તથા અંગ્રેજોની ઘણી પેઢીઓ છે. કેન્ટોનમેન્ટ જરા દુર છે. હિંદુઓ માટે ઉતરવાને ધર્મશાળા પણ છે. હિંદુ તથા મુસલમાન સંપ સલાહથી વર્તે છે. દેશ ફળદ્રૂપ છે.

## ચૈત્ર વદ ૮ તા. ૭-૪-૧૫ બુધવાર.

લખનોરથી નીમસાર ૧૨૯ માઇલ. ભાડું સેકન્ડની ટીકીટ રૂ. ૨-૯-૦ થઈના રૂ. ૦-૯-૦.

આજ રોજ અમારે લખનોરથી નીમસાર જવાનું હોવાથી સવારના વહેલા ઉઠી સ્નાન પુજા કરી ભોજન કરી તમામ સામાન ૯ વાગે પૅક કરી દીધો. ત્યાર બાદ બધા દાગીના સ્ટેશનપર રવાના કર્યા અને શિવ-નાથ તથા તેની સાથે આવનારને કપડાં રૂપિયા ઇનામ આપી અમો પણ સ્ટેશન તરફ રવાના થયા. વાટમાં કેટલાક હકીમો વીગેરે મીયાનામાં બેસી એક જગ્યાએથી બીજી જગ્યાએ જતા હતા તે અમારી નજરે

પડ્યા હતા. ત્યાર બાદ હોટેલો તાર હાઈસ વીગેરે પસાર કરી ૧૧ વાગતા સ્ટેશનપર પુગ્યા. નીમસારની ટીકીટ કઢાવી સામાન જોખાવી લીધો. સ્ટેશન મોટું વિશાળ હોવાથી ઘણી ભીડ છતાં ભીડ લાગતી નહિ હતી. સ્ટેશનપરથી કેટલાંક રમકડાંની ટોપલી ખરીદી હતી. રીઝર્વ માટે તલાસ કરતાં સ્ટેશન માસ્તરે એક સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટ તથા એક ફર્સ્ટ ક્લાસમાં બે બર્થ રીઝર્વ કર્યા હતા, અને એ અમારાવાળા ફર્સ્ટ કલાસને સેકન્ડ કલાસ તરીકે લેખવાની ગાર્ડને સુચના પણ આપવામાં આવી હતી. વધારામાં તે મુજબ બંને બાજુ સ્ટેશન માસ્તરે કાર્ડ બાંધ્યાં હતાં. અમારા વાલી ટ્રેન ઑરડીનરી ટ્રેન નહોતી પણ ખાસ સ્પેશીયલ ટ્રેન હતી. હરદ્વારમાં કુંભનો મેળો હોવાથી દરેક જગ્યાએથી ખાસ ટ્રેન દોડવવામાં આવતી હતી અને તે પ્રમાણે અહિંથી બપોરના ૧૨ વાગે જતી ખાસ ટ્રેનમાં અમો રવાના થયા હતા. આ ટ્રેન યાત્રાળુ લોકોથીજ ભરેલી હતી. સાંજે ૪ વાગતા નીમસાર પહોંચ્યા હતા. સીપાઇ ભગવતી તથા રાજા પ્રતીપાલસીંગજીનું માણસ જેઓ ઉત રાનો બંદોબસ્ત કરવા અગાડીથી અહિં આવ્યા હતા તેઓ સ્ટેશનપર આવ્યા હતા. સ્ટેશનથી વિષ્ણુપંડ્યાની ધર્મશાળા, કે જ્યાં અમો ઉતરવાના હતા તે લગભગ ૧॥ ફરલોંગ દુર હતી. ત્યાં બધાં પગપાળાં રવાના થયાં અને હું પણ સામાન ખટારામાં રવાના કરી મુકામ તરફ જવા નીકળ્યો. આડ દસ કદમ સ્ટેશનથી દુર ગયો હઇશ ત્યાં નીમસારના સ્ટેશન માસ્તરે મને બોલાવવાથી હું જરા થોભ્યો. તેઓ આવી કહેવા લાગ્યા કે સેકન્ડ કલાસની ટીકીટે ફર્સ્ટમાં મુસાફરી કરેલી હોવાથી અમારે ઉપરના વધારાના પૈસા આપવા પડશે. તે સામે મેં વાંધો ઉઠાવી લખનોર સ્ટેશન માસ્તરને લખવા જણાવ્યું. તેમણે તેમ કરવા ના પાડી અને પૈસા લેવા બોંસ કરી. મેં છેવટે તેને સાફ જણાવી દીધું કે "હું પૈસા આપવાનો નથી, અને તે માટે નકામી જીદ કરી ગેરકાયદે જો તમો મને અહિં ખોટી કરશો તો તેના જવાબદાર તમો છો. તમારે જોઇએ તો મારૂં નામ તથા ઠેકાણું લ્યો અને લખનોર પુછી મંગાવો. જો તેઓ પૈસા આપવાનું લખશે તો હું તરત તમોને વધારાના પૈસા આપી દઇશ. ડબાપરનું બૉર્ડ વાંચવાની

તમારી ફરજ હતી અને તે નહિં વાંચ્યું તે તમારી કસુર હતી અને તે માટે હું બહુ દલગીર છું, " એ પ્રમાણે કહી મેં પીઠ ફેરવી કારણ મારે મુકામે જઇ સામાન વીગેરે ઉતરાવવાનો હતો, તથા ખટારાવાળાને પૈસા આપવાના હતા. સ્ટેશન માસ્તર સાહેબ સામું જોઇ રહ્યા અને કશું નહિ બોલતાં પાછા સ્ટેશન તરફ વીદાય થયા. હું સામાનના ખટારા પહેલાં મુકામપર પહોંચ્યો. વિષ્ણુપંડ્યાની ધર્મશાળા તદન નવીજ હતી અને હજુ કેટલુંક બાંધ કામ થતું હતું. સામાન આવતાં ઉતરાવી બરાબર ગોઠવી દીધો. અને ખટારાવાલાને પૈસા ચુકાવી આપ્યા. દરેક ખટારાનું ભાડું નવથી દશ આના સુધી હોય છે. આ ધર્મશાળામાં એક કુવો છે તેનું પાણી જરા કડવાશપર હતું. અહિં સાંજના માતાજીનાં દર્શન કરવા ગયા હતા. રાતના વાળુ પાણી કરી સુઇ રહ્યા હતા. આજુબાજુ મોટું જંગલ હોઇને તથા ચોરનો ભય હોવાથી ચોકી પહેરો સખત રાખ્યો હતો.

## ચૈત્ર વદ ૯. તા. ૮-૪-૧૫ ગુરૂવાર.

આજ રોજ સવારના વહેલા ઉઠી સ્નાન પુજા કરી ચાહ પી અમો નૈમિષારણ્યની પરિક્રમા કરવા નીકળ્યા હતા. ગરીબો સાધુ સંત વીગેરેને આપવા માટે સાથે વસ્ત્ર, મીઠાઇ, દુધ વીગેરે લીધાં હતાં. આજની પરિક્રમા આજુબાજુની હોવાથી સર્વે પગ પાળા ગયા હતા. પ્રથમ ક્ષેમ કામાદેવીનાં દર્શન કરવા ગયા હતા. માતાના મંદીર બહાર મોગરાની માળાઓ તૈયાર મળતી હોવાથી થોડીક લઇ માતાજીને ચુંદડી સાકર સાથે ધરી હતી. આ મંદીરનો સરકાર તરફથી ઠેકો આપવામાં આવે છે અને જે વખતે જે પુજારી હોય તે ઠેકો ખલાસ થયે માતાજીને જે ધરવામાં આવ્યું હોય તે સર્વ પોતે લઇ જાય છે. યાત્રીએ ત્યાં અગાડી જે કંઇ ધરવું કારવવું હોય તે વિચાર કરી ધરવું. અહિં અગાડી ચોકમાં બીજાં દર્શન કરી મંદીર બહાર આવેલા જાનકીકુંડ તથા અક્ષયવટપર ગયા. આ કુંડપર એક મોટો વડ છે તે પ્રયાગના વડ તરીકે ઓળખાય છે તથા જાનકીકુંડ ગંગા પંચપ્રયાગના નામે ઓળખાય છે: આ કુંડમાં પાણી એક ખાબોચીઆમાં હતું અને તેનાપર હજારો દેડકાં કુદતાં હતાં અને લાખો

ઋઝેરા ઉડતાં હતાં. તેનાં દર્શન કરી અગાડી ભૂતનાથ મહાદેવ, લક્ષી-દેવી, ગોવરધન મહાદેવ, હનુમાનજી, કાશી, લોકાર્ક કુંડ, ધર્મરાજા ખદેવજી, વ્યાસજી, મનુ, સપ્તરૂપી, વ્યાસમંડળ, બ્રહ્માવતી, ગંગોત્રી, સ્કર, ગોમતી, દશાશ્વમેધ, પાંડવકીલ્લા, વારાહકૂપ. ગુફાઓ, જગન્નાથજી, તસ્થાન તથા ચક્રતીર્થપર ગયા હતા. ગુફાઓમાં સાધુ લોકો રહે છે ને તે જોવા જેવી છે. હનુમાનજીની મૂર્તિ ઘણીજ મોટી છે અને ાજ સુધી મારા જોવામાં તેવી મોટી મૂર્તિ હજુ આવી નથી. આ હનુ-ાનજી જવાનો રસ્તો ચડાવવાળો છે. હનુમાનજીને પ્રસાદ ધરવા જતાં ાક્ષાત હનુમાનજી આવી હાથમાંથી ઝોંટ મારી મૂર્તિપર બેસી પ્રસાદ ારોગવા લાગ્યા હતા. વ્યાસજીની જગ્યા તથા ચોક મનોરંજક છે. ાહારા કુપમાં વિદ્યાર્થીઓ ભણે છે તે બધાંને વસ્ત્ર આપ્યાં હતાં તથા દુધ ાયું હતું. ચક્રતીર્થમાં સ્નાન કર્યું હતું અને ઉપર શંકરનું પૂજન કર્યું તું. પહેલાં ચક્રતીર્થમાં ઘણા માણસો ડુબી ગયાં હતાં અને તેનું કારણ ાધતાં તેમાં વમળ હોય તેમ સરકારને લાગ્યું. આથી વચમાં સરકારે ાળી જડાવી દીધી છે. અહિં સમસ્ત ભુદેવોને રૂ. ૫) પાંચ દક્ષણાના ાપ્યા હતા. ત્યાર બાદ બધા મુકામપર આવ્યા અને ૪ વાગ્યા બાદ ામ્યા હતા. અહિં દહીં તથા પૌંવા ઉત્તમ પ્રકારનાં મલે છે. ઝાડની ટાને લીધે તથા મોટું આંબાનું વન હોવાને લીધે ગરમી કમી લાગે છે ાર મહારાજ શ્રી મહા પ્રભુજીની બેઠક બતાવવા લઇ ગયા હતા. પણ શી નીશાની અમારા જોવામાં આવી નહિ નીમસારથી દેરાદુન સુધી ખનોરની માફક રીઝર્વ કરવાનું નીમસાર સ્ટેશન માસ્તરને લખી ાકલ્યું અને શાહજાનપુર સ્ટેશનપર દુધ પાણીનો બંદોબસ્ત કરવા રા. ા. કુમાર પરમાનંદ જેઓ ત્યાંના જડજ છે તેમને તાર કર્યો. રાતના મેશાળા માંહેલા જરીફ બાબુ સાથે વાત કરી, ચોકી પહેરા બરાબર ાઠવી અમો સુઈ ગયા.

## ચૈત્ર વદ ૧૦. તા. ૯-૪-૧૫ શુક્રવાર.

આજ રોજ સવારના ઉઠી સ્નાન પુજા કરી પરિક્રમા માટે સજ થયા. ાાજ હત્યા હરણના તીર્થપર જવાનું હતું અને તે દુર હોવાથી અમો

સર્વે ડોલીમાં ગયા હતા. દરેક ડોલીનો ૨। રૂપિયા દર પડે છે. આ ડોલી-વાલા લોકો કુહાર મજબુત બાંધાના હતા, અને એકદમ ઝપાટામાં જતા હતા. પ્રથમ આંબા તથા બીજાં વૃક્ષોની ઝાડીમાં થઈ ધારો પસાર કરી શ્રી ગોમતી નદીના તટપર આવ્યા. અહિં ડોલીમાંથી ઉતરી જવું પડે છે કારણ નદી ચીરી જતી વખતે છાતીભર પાણીમાં થઈને જવું પડે છે. જતાં જતાં ગોમતીજીમાં સ્નાન કર્યું હતું અને પાછા આવતાં પણ પરાણે સ્નાન કરવું પડયું હતું. નદીને બીજે સામેના કિનારેથી પાછા ડોલીપર સવાર થયા અને છેક બપોરના હત્યાહરણ તીર્થે પહોંચ્યા. નદી વટાવ્યા બાદ કમી ઝાડી હોવાથી ગરમી વધારે લાગતી હતી. હત્યાહરણ તીર્થ એક તળાવના રૂપમાં છે અને તેના કીનારાપર કેટલાંક મંદીરોની હાર છે. શ્રી રામચંદ્રજીએ યુદ્ધમાં રાવણને માર્યો ત્યારે તેમને બ્રહ્મહત્યાનું પાતક લાગ્યું હતું પણ આ તીર્થમાં સ્નાન કરી તે પાતક દુર કર્યું હતું. અમોએ ગુણ આ તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કર્યું તથા કિનારાપરના પીપળાને પાણી રેડી દેવદર્શન કર્યાં હતાં. શ્રી રામચંદ્રજીનાં દર્શન કરી જરા નાસ્તો સર્વેએ કરી લીધો અને વાંદરાઓને પણ દાલીયા નાંખી નાસ્તો કરાવ્યો હતો. ત્યાર બાદ તી. સ્વ. બાઈએ ગોર બળભદ્ર પંડ્યાને બોલાવ્યા અને તેને દક્ષણા કપડાં વીગેરે આપ્યા હતા. અહિં પૌવા ઘણા સરસ ઉત્તમ પ્રકારના મળતા હોવાથી રૂ. ૨) ના પૌવા અમોએ વેંચાતા લીધા. અહિંથી પાછા ફરતાં પૌવા ખાંડનારની ઘણી દુકાનો અમારા જોવામાં આવી હતી. વાટમાં મારી ડોલીવાળાની અગાડી એક વામનો સાપ નજરે આવ્યો હતો. તે મોટા રસ્તામાં હતો જેથી તેઓ રસ્તો ફેરવી બીજી બાજુ ચાલ્યા. પણ પાછો તે ઝાડીમાં ચાલી ગયેલો હોવાથી અમો શાહ રસ્તાપર ચાલવા લાગ્યા તથા આગળ પાછળ નજર નાંખતા રહ્યા. નદીમાં પાછા સ્નાન કરી આંબાના વનમાં થઇ સાંજના પાંચ વાગે મુકામે આવ્યા હતા અને રાતના ભોજન કર્યું હતું. હત્યાહરણ તીર્થમાં તળાવપર શ્રી બળદેવજી, રામચંદ્રજી, હનુમાનજી, ગણેશજી, પંચમુખી મહાદેવ વીગેરે છે. હત્યાહરણના ગોર પંડ્યા બળભદ્ર તદ્દન અભણ કાળા અક્ષરને કુટી મારે તેવા હતા. અહિં નીમસારમાં સીપાઇ નીરંજનને અંગપર માતા

(સીતળા) જોરમાં દેખાણાં. રાતના ગપ્પાં સપ્પાં મારી સુઇ રહ્યા હતા. જંગલ હોવાથી અત્રે રાતના શીયાળનો અવાજ સાંભળવામાં આવે છે. જોકે ચોર લોકો પણ ઘણી વખત તેવો અવાજ કાઢે છે તેવું ગોર મહારાજ કહેતા હતા. અમારો ચોકી પહેરો સખત હતો એટલે કશી ચિંતા હતી નહિ.

## ચૈત્ર વદ ૧૧. તા. ૧૦-૪-૧૫. શનીવાર.

આજે સવારના વહેલા ઉઠી સ્નાન પુજા કરી પાછા ડોલીમાં પરિક્રમાએ જવા તૈયાર થયા. આજે દરેક ડોલીનો દર લગભગ ૦॥ આના બાર હતો. અમો સવારના ૯ વાગે ઉપડ્યા અને રેલવેની સડક ચીરી પરિક્રમાને રસ્તે ગયા. એક બે ઠેકાણે દર્શન કર્યાં બાદ અમો રૂદ્રવર્ત, તપ્તકુંડ, શ્વેતબિંદુ રામેશ્વર, દેવદેવેશ્વર વગેરે સ્થળે ગયા હતા. રૂદ્રવર્તકુંડ ગોમતીજીના કિનારાપર આવેલું છે અને તે ૮ થી ૧૦ ફૂટ પહોળું તથા તેટલુંજ લાંબું છે. આ કુંડમાં સર્વેએ સ્નાન કર્યું હતું. કુંડમાં એવો ચમત્કાર છે કે કોઇ પણ મનુષ્ય ડુબકી મારી અંદર જવાનું કરે છે પણ તે અંદર જઇ શકતો નથી. પાણી અંદરથી ઉછાળો મારી અંદર જનારને પાછો બહાર ધકેલી મારે છે. અમારામાંના બે ત્રણ જણાએ અંદર જવા પ્રયત્નો કર્યાં હતા પણ તેઓ અંદર જઇ શકયા નહોતા એને અંદરથી પાણીના ઉછાળાએ તેમને બહાર કાઢ્યા હતા. આ કુંડનો વળી બીજો એક અદ્‌ભૂત ચમત્કાર એવો છે કે તે કુંડમાં " બોમ બોમ હર હર મહાદેવ "ના નામનો પૂકાર કરી પાણીની અંદર બીલી પત્ર છોડીએ છીએ તો તે આજુબાજુ થઇ નદીમાં નહિ જતાં સીધું પાણીની અંદર જાય છે અને નીચે શિવજીને પુગે છે. શિવજીને તે ચડયું તેના જવાબમાં ઉપર પાણીનાં બડબોડીયાં આવે છે, બીજાં ફૂલો તથા પાંદડાં ઉપરની માફક પુકાર કરી આપણ પાણીમાં છોડીએ છીએ તો તે અંદર નહિ જતાં આજુબાજુ થઇ નદીમાં ચાલી જાય છે. માત્ર બીલીપત્રજ અંદર જઈ શકે છે. ગોર મહારાજ કહેતા હતા કે આ રૂદ્રવર્ત કુંડમાં ૧૧ રૂદ્ર છે અને તે બીલી પત્રનો સ્વીકાર કરે છે. જ્યાં સુધી આ વીશે બીજી કશી હકીકત મલી નથી ત્યાં સુધી ગોર મહારાજની વાતને માન્ય રાખવીજ

વ્યાજબી છે. આ કુંડમાંથી નીકળી પાછા કમ્મરપુર પાણીમાં થઇ ગોમતી-જીના સામે કિનારે વીષ્નુવર્ત, તપ્તકુંડ તથા બ્રહ્માજીની મુર્તિનાં દર્શન કરવા ગયા હતા. તપ્ત કુંડનું પાણી ગરમ હોવું જોઇએ તે બીલકુલ ગરમ હતું નહિ. આ કુંડની સામે ઉઘાડામાં બ્રહ્માજીની મુર્તિ છે તેનાં દર્શન કરી પાછા ગોમતીજીના પાણીમાં થઇ કિનારે પહોંચ્યા અને કપડાં બદલી પાછા ફર્યાં. પાછા ફરતી વખતે અમો નદીના કીનારે કીનારે ઝાડોની છાયામાં ચાલી રામેશ્વર મહાદેવના મંદીરે આવ્યા. મહાદેવજી બાંચારા અપુજ બીરાજેલા હતા. અમોએ જળ ચંદન પુષ્પ ચડાવી પુજન કર્યું હતું, ત્યથી દેવ દેવેશ્વર ગયા હતા. આ લીંગને મુસલમાન બાદશાહના વખતમાં કુહાડાથી અર્ધું ભાંગી નાખવામાં આવ્યું હતું અને તે વખતે તે લીંગમાંથી દુધની ધારા નીકલી હતી. બારીકીથી જોઇએ તો હજુ ઘાના છરકા આપણને માલુમ પડે છે, અહિંથી અગાડી જતાં સીતાજીની મથની (છાસ કરવાની રવાઇ) વાળી જગ્યા જોવા ગયા હતા. શ્રી રામચંદ્રજીનાં પત્નિ સીતાજી કે જેણે રાજ્યવૈભવ ભોગવ્યો હતો જે હાલની સ્ત્રીના કરતાં વધારે કોમળ હતાં જેની નોકરીમાં એક કરતાં અનેક માણસો હતાં જેણે સંકટ શું ચીજ છે તે સ્વપ્ને પણ જોયું નહોતું તેણે સર્વનો ત્યાગ કરી પોતે પતિ સાથે વનવાસ સીધાવ્યાં અને હાલની સ્ત્રીઓ જે કામ ન કરી શકે તે તે વખતે તે જાતે કરતાં હતાં. એવી સ્ત્રી હાલમાં કોણ છે કે હાથમાં રવાઇનું દોરડું પકડી ધમ ધમ કરતી રવાઇ ફેરવી છાશ કરે ! પાશેર દહીંની છાસ હાથ રવાઇથી કરવાની હોય ત્યાં કંટાળો આવે છે તો પછી મોટી રવાઇ કેવી રીતે ફેરવી શકાય ? આપણી અધોગતી પશ્ચીમના અનુકરણથી થઈ છે અને હજુ વધારે થશે, અને જ્યારે ઠોકર લાગશે ત્યારે આંખ ઉઘડશે. સ્ત્રીઓને મારી નમ્ર વિનંતિ એટલીજ છે કે પશ્ચીમની એશારામવાળી, નિર્લજ, અગ્રાહી રીત રીવાજને લાત મારી સતી સીતા, દ્રૌપદી, સાવીત્રી ઇત્યાદિ કે જેના દાખલા તમારા આગળ મોજુદ છે તેનું અનુકરણ કરો. સીતાજીની મથની જોઇ અમો પાછા મુકામ તરફ પાછા ફર્યાં. વાટમાં સ્ટેશન નજીક આવતું હોવાથી હું સ્ટેશન પર ગયો અને કાલના માટે રીઝર્વ ડબાની શી વ્યવસ્થા સ્ટેશન માસ્તરે

કરી હતી તે પૂછ્યું. સ્ટેશન માસ્તર નરમ ઘેંશ જેવા અને સુંવાળા રેશમ જેવા માલુમ પડ્યા હતા. તેઓને લખનોરથી ડબા વિશે કહ્યું હજુ લખાઈ આવ્યું નહોતું પણ જવાબ આવેથી તુરત અમારા મુકામે બુક કરવા તેઓએ કહ્યું. ત્યાંથી મુકામપર આવી જરા સ્વસ્ત થયા અને થોડી વાર બાદ એકાદશી હોવાથી ફરાળ કર્યો હતો. અહિંના ગોરને એકાદશી નહિ હોવાથી તેનાં બધાં માણસોને જમાડ્યાં હતાં. અમારે આવતીકાલે અહિંથી ઉપડવાનું હોવાથી ગોર મહારાજ પ્રસાદમાં પેંવાનો થાળો ભરી લાવ્યા અને તે સ્વીકારી વિહાયગીરીના નીમસારના ગોર પંડ્યા અનંતરાવ મથુરાને તી. સ્વ. માતુશ્રીએ દક્ષણા આપી તેના સાથે તેના પુત્રના યજ્ઞોપવિતમાં મદદ માટે રૂપિયા આપ્યા તથા તેની સાથે ગોરાણી માટે ચાંડલા બંગડી કપડાં વિગેરે આપ્યાં. અહિંથી મીશ્રીક તીર્થે આવતી કાલે જવાનો અમારો વિચાર હતો પણ ત્યાં પ્લેગ હોવાથી તે મુલત્વી રાખવું પડયું. નીમસારથી મીશ્રીક ટ્રેનમાં જવાય અવાય છે અને તે એકદિમાં થઇ જાય છે. મીશ્રીક તીર્થમાં દધીચી કુંડ અને એક મંદીર છે. દધીચી રૂષીનાં હાડકાં દેવોએ પોતાનાં શસ્ત્રો બનાવવા માગતાં રૂષીએ આ તીર્થમાં સ્નાન કરી દેહત્યાગ કરી પોતાનાં હાડકાં દેવોના રાક્ષસો સામેના વિજય માટે દેવોને અર્પણ કર્યાં હતાં. દેવોએ સર્વ તીર્થનું જળ લઇ દધીચી રૂષીના સ્નાન કરવા માટે આ કુંડમાં નાંખ્યું હતું. સીપાઇ નીરંજનને સીતલા ઘણા જોરમાં આવેલાં હોવાથી તેને ઘેર તેના ભાઇને નીમસાર આવવાનો તાર કર્યો અને તે આવે ત્યાં સુધી તેની સારવાર માટે સીપાઇ ભગવતીને તેની પાસે રોકાવા કહ્યું અને તેનો ભાઈ આવેથી સીધા મસુરી આવવા વરધી આપી. અમારા ગયા બાદ તેનો ભાઈ નહિ આવવાથી નીરંજને ત્યાંના પંડ્યા વીગેરેની દેખરેખ નીચે રાખી ભગવતી નીરંજનને ગામ ગયો હતો અને તેના ભાઇને બોલાવી લાવ્યો હતો. તેના ભાઇને બધું સુપર્દ કરી તે મસુરી જવાને નીકળ્યો અને તે તા. ૧૯ મી એપ્રીલે મસુરી પહોંચ્યો હતો. રાતના બધો સામાન લગભગ સપેટી નાંખ્યો, અને મોડેથી સુતા હતા. સ્ટેશન માસ્તરનો જવાબ રાતના આવ્યો હતો અને તેમાં અમોને ડબો મળશે એમ લખ્યું હતું.

નીમસાર (નૈમિષારણ્ય) રેલવે સ્ટેશન છે. ગામ તથા ધર્મશાળા બહુ દૂર નથી. ચાલીને જઈ શકાય તેવું છે. જગ્યા સારી મજાની છે. આંબાના વૃક્ષો તથા બીજાં અનેક સુગંધી ફૂલઝાડો હોવાથી દેખાવ અતિ રળીયામણા તથા મનોરંજક લાગે છે અહિં સર્વે રૂષી મુનિઓ તથા તમામ દેવો રહેતા હતા અર્થાત આ સ્થળ દેવોની પાર્લામેન્ટની જગ્યા હતી. પ્રસિદ્ધ કવિ સુરદાસજી પણ અત્રે રહેતા હતા. સ્થાન ઘણુંજ પ્રાચીન છે તથા સર્વેએ યાત્રા કરવા લાયક છે.

## ચૈત્ર વદ ૧૨. તા. ૧૧-૪-૧૫ રવિવાર.

નીમસારથી દેરાદુન ૩૧૦ માઇલ ભાડું સેકન્ડ કલાસનું રૂ. ૧૫-૬-૦ થર્ડ કલાસનું રૂ. ૩-૭-૦

આજરોજ અહિંથી વહેલા ઉપડવાનું હોવાથી પ્રભાતના પહોરમાં વહેલા ઉઠી સ્નાન પૂજા કરી સર્વે જમી લીધુ અને આઠ વાગતા ખટારામાં સામાન સ્ટેશને વીદાય કર્યો. ધર્મશાળાવાળા વિષ્ણુ પંડ્યાને કપડાં ઇનામ આપી અમો પણ સ્ટેશનપર રવાના થયા. સ્ટેશન માસ્તરને ડબ્બા માટે પૂછતાં તેઓએ કહ્યું કે ડબ્બો હાજર છે જેથી દેરાદુનની ટીકીટ લઇ બધો સામાન જોખાવી લીધો. ટ્રેનને આવવાની વાર હોવાથી સામાન સર્વે ડબ્બામાં ગોઠવી દીધો. જે ડબો લખનોરથી અમોને મળ્યો હતો તેજ ડબો આ વખતે પાછો અમોને મળ્યો હતો.—બંને બાજુ રીઝર્વનાં બૉર્ડ લગાવ્યાં હતાં અને ફર્સ્ટ કલાસ તે સેકન્ડ કલાસ તરીકે ગણવાની સુચના પણ હતી. ગોર મહારાજે સામાન વીગેરેમાં ઠીક મહેનત લીધી હતી. તેના ભાઈએ સ્ટેશન પર કંઇ પૈસા વીગેરેની માંગણી કરી પણ તે સ્વીકારમાં નહિ આવવાથી તે એક સેતાનનો નમુનો થઇ પડ્યો હતો. અમો સર્વે ડબ્બામાં બેસી ગયા અને ટ્રેન આવ્યા બાદ અમારો ડબ્બો પણ તેમાં જોડાયો. સવારે ૯-૨૨ વાગતાં ટ્રેન ચાલી અને ગોર વીગેરે જે અમોને વળાવવા આવ્યા હતા તે પણ ઘેર પાછા વીદાય થયા. બપોરના ૩॥ વાગતા શાહજાનપુર પુગ્યા. રા. બા. કુમાર પરમાનંદને ચાહ દુધ માટે તાર કરેલો હોવાથી તેઓ સ્ટેશનપર આવ્યા હેતા અને દુધ પાણી કશું લાવ્યા નહિ હતા. તેમની ઇચ્છા અમોને અત્રે ઉતારવાની હતી અને તેટલા

માટે તેઓ કશું લાવ્યા નહોતા. તેમણે ઉતરવા માટે ઘણો આગ્રહ કર્યો પણ અમારે સીધાજ જવાનું હોવાથી તેઓ નાચાર થયા અને કહ્યું કે દુધ પાણી લઇ હું તુરત આવું છું. સ્ટેશનપરથી તેઓ પોતાની ગાડીમાં બંગલે ગયા અને ફ્રુટસ, પાણી, ગાયનું તાજું દુધ વીગેરે લઇ પાછા ૧૫ મીનીટમાં સ્ટેશનપર આવ્યા. તે બધું તેમણે અમોને આપ્યું અને તેના માણસને ઇનામ તરીકે જે આપવાનું હતું તે અમે છાનુંમાનું આપી દીધું. તેઓ ડબામાં વાત કરતા હતા ત્યારે જે તેના માણસને આપ્યું તે કોણ જાણે કયાંથી તેમણે જોઇ લીધું. તુરત તે પોતાના માણસ પાસે ગયા અને તેણે હથેલીમાં રૂપિયા બતાવ્યા. કુમારસાહેબે તે રૂપિયા લઈ લીધા અને અમારા પાસે આવી તે પાછા આપ્યા. બહુજ આગ્રહ થયો ત્યારે તેમણે ફક્ત ૧) રૂ. માણસ માટે રાખ્યો અહિંથી પાછી ટ્રેનની અગવડતા શરૂ થઇ હતી અમારો ડબો છોડી નાંખવામાં આવ્યો. સ્ટેશન માસ્તરને કારણ પુછતાં જણાવ્યું કે હરદ્વારનો કુંભનો મેળો હોઇને તમામ ટ્રેનો અનીયમીત વખતે દોડશે. નીમઆરવાલી આખી ટ્રેન અત્રે ખાલી કરવામાં આવી હતી, અને સ્ટેશન બહાર લગભગ હજારેક પેસેનજરો બિચારા ઉઘાડામાં પોતાનાં બાળબચ્ચાં તથા ગાંસડા પોટલાં સહીત બેઠા હતા. અમોને સ્ટેશન માસ્તર તરફથી કહેવામાં આવ્યું કે અમારો ડબો એક સ્પેશીયલ ટ્રેનમાં જોડવામાં આવશે. રા. બા. કુમાર પરમાનંદે, અમારૂં મુરાદાબાદ અગર હરદ્વાર ઉતરવાનું થાય તો કયાં ઉતરશો એમ પૂછયું. અમોએ તેમને જણાવ્યું કે રાજા પ્રતિપાલસીંગજીને તાર કરેલો છે અને તેઓ સગવડ કરી આપશે. તેમ છતાં પણ તેમણે બે કાર્ડ એક મુરાદાબાદ સ્ટેશન માસ્તર પરનું તથા એક હરદ્વારમાં પોતાના જમાઈ પરનું લખી આપ્યાં અને વધારામાં મુરાદાબાદ પોતાના સીપાઇને મેલમાં મોકલી આપવા કહ્યું હતું. કુંભનો મેળો હોવાથી ચીકાર ગરદી હતી અને પેસેનજરના ડબ્બા નહિ હોવાથી ગુડઝના લોખંડી ડબામાં જેટલાં માણસ માયાં તેટલાં ભરી ગાડી સ્ટેશનપર આવી અને તેમાં અમારો ડબો જોડાયો, અને આખી લોખંડી ડબાની હારડીમાં માત્ર પેસેનજરના ડબા તરીકે એક અમારોજ ડબો હતો. આખી ટ્રેનમાં બકરાંની માફક

માણસો ભરવામાં આવ્યાં હતાં છતાં સેંકડો માણસો રહી ગયાં હતાં. અમારી સાથેનાં માણસોને જગ્યા નહિ મળવાથી જે ફ્રસ્ટકલાસવાળા ડબામાં પરમાનંદશેઠ તથા હું બેઠા હતા તે ડબામાં તેઓને ગોઠવી દીધા કારણ કે આવી વખતે ફ્રસ્ટ, સેકન્ડ કે થર્ડ કશું જોવામાં આવતું નથી. આવી ભીડને વખતે લોકોને જ્યાં જગ્યા મળે છે ત્યાં બેસી જાય છે પણ રીઝર્વ હોય છે તો કોઇનું કશું ચાલતું નથી. લગભગ રાતના ૭ વાગતે શાહજાનપુર છોડયું અને લગભગ મધરાત્રે ૧૨ વાગે મુરાદાબાદ પહોંચ્યા. બદ્રીનાથ જનાર કેટલાક લોક મુરાદાબાદથી રામનગર જાય છે અને ત્યાંથી કર્ણપ્રયાગ જઈ બદ્રીનાથ જાય છે. મુરાદાબાદ છોડ્યાબાદ ગાડીમાં અમો સુઇ રહ્યા હતા અને છેક સવારના નીજાબાબાદ આવ્યું ત્યારે ઉઠ્યા હતા. નીજાબાબાદ પણ એક જંકશન છે અને કેટલાક લોક નીજાબાબાદથી કોટદ્વારા ટ્રેનમાં જઇ તે રસ્તે શ્રી નગર થઈ કેદારનાથ તથા બદ્રીનાથ જાય છે. અમારે દેરાદુન જવાનું હોવાથી અમો સીધા ગયા હતા.

## ચૈત્ર વદ ૧૩ તા. ૧૨-૪-૧૫ સોમવાર.

નીજાબાબાદથી સવારના ઉપડ્યા પણ વાટમાં દરેક બાજુથી સ્પેશીયલ ટ્રેનો જતી હોવાથી અમારૂં નરસીમેહેતનું ગાડું આસ્તે આસ્તે જતું હતું. વાટમાં સીસમનાં ઝાડો ભાંગ તથા ગાંજાના અસંખ્ય છોડો તથા શંકરના બાણના ઢગલા પુષ્કળ જોવામાં આવતાં હતાં. અમારી અગાડી સ્પેશીયલ ટ્રેનો હોવાથી, અમારે ઘણી જગ્યાએ ખોટી થવું પડતું હતું. છેક બપોરના લુકસર જંકશનપર આવી પહોંચ્યા. અહિં અમારા પહેલાં પંજાબથી આવેલી એક સ્પેશીયલ ટ્રેન આવી પડી હતી અને તેમાં તમામ સેકન્ડ તથા ફ્રસ્ટકલાસ ડબ્બાજ હતા. અમારી ટ્રેન પણ તેની બાજુમાં આવી ઉભી રહી હતી અને એક બીજાનો મુકાબલો સારી રીતે થઇ શકતો હતો. લોખંડી ડબ્બાની હારડીમાંથી અમારો ડેલી કાઢી પંજાબથી આવેલી સ્પેશીયલ ટ્રેનમાં જોડવા અમોએ ઇચ્છા દર્શાવી પણ તે વ્યર્થ. આજે સ્ટેશનવાળા કોઇનું કંઇ સાંભળે તેમ નહોતા. પંજાબ સ્પેશીયલ ઉપડ્યા બાદ અમારો વારો આવે તેમ હોવાથી ટી. સ્ત. બાઈ વીગેરે સ્ટે-

શન બહાર જઇ સ્નાન કરી આવ્યાં, અને ડબ્બામાં પૂજાનું આહનિક કરી લીધું. મે. પણ એક એ. બી. સી. રેલવે ગાઇડ અહિંથી ખરીદી લીધી. ઉપડવાની હજુ વાર હોવાથી દુધ મંગાવી સ્ટવપર ચાહ કરી લીધો અને બધાંએ તેને ઇનસાફ આપ્યો. તેની સાથે જરા જરા કટુક બટુક નાસ્તો કરી લીધો. પંજાબ સ્પેશીયલ પછી અમારો વારો આવ્યો અને છેક બપોરે બે વાગે હરદ્વાર પહોંચ્યા. હરદ્વાર પહોંચ્યા પહેલાં જોગી, બાવા, મહંતો, મઠાધીશો, શેઠ, સાહુકાર વીગેરેના પડાવ ખુલ્લામાં તથા તંબુમાં અમારી નજરે પડ્યા હતા. અહિં હરદ્વારમાં ઉતરવા વિચાર હતો પણ કુંભનો મેળો જે જ્યારે કુંભના બૃહસ્પતિ ૧૨ વર્ષે થાય છે ત્યારે તે અહિંઆં ભરાય છે તેમાં લગભગ ૩૦ થી ૩૨ લાખ માણસ એકઠું થયેલું હોવાથી તથા કેટલાક કૉલેરાના કેસીસ સાંભળવાથી અહિં ઉતરવાનું માંડી વાળ્યું. ડેરાદુન જતી ટ્રેન ૩-૧૫ વાગતા બપોરે ઉપડવાની હોવાથી અમારા પાસે ફાજલ ૧। કલાક હતો જેથી હરની પાવડીપર ગંગાસ્નાન કરવા સર્વે નકી કર્યું. બે માણસના હવાલામાં ડબ્બો સામાન વીગેરે સોપી અમો સ્ટેશન બહાર આવ્યા, અને હરની પાવડી સુધી જવા આવવાનું ઠેરવી એક સીગરામમાં તથા એક દમડીમાં અમો રવાના થયા. સાધારણ દિવસે ઉપર જણાવેલા વાહનનું આવવા જવાનું ભાડું બાર આના અને ૭ આના પ્રમાણ હોય છે જ્યારે આજે સીગરામના રૂ. ૪॥ તથા દમડીના રૂ. ૧॥ આપવા પડ્યા હતા. આ મેળા વખતે આ ગાડીવાળાઓને ઠીક તડાકો પડે છે જો કે જાનવરને બીચારાંને આખો દિવસ વગર ખાધે પીધે ધણીનું કામ બજાવવું પડે છે અને થાકને લીધે જરા ધીમી ઝડપે ચાલે તો ઉપરથી ચાબકાનો માર ખાવો પડે છે. હરની પાવડીપર જતાં વાટમાં પુષ્કળ લોકોની ગડદી હતી, રાજા મહારાજા હાથીપર આવતા સામા મળ્યા હતા, તેમજ પોલીસ સવારો તથા બીજી ગાડીઓનો ઘણો ઠઠારો હતો દરેક ધર્મશાળા તથા મકાનમાં એટલાં બધાં માણસ જોવામાં આવતાં હતાં કે તેના વજનથી કદાચ મકાનો તુટી ભાંગી જમીનદોસ્ત થાય તેવું લાગતું હતું. વાટમાં પણ માણસો એક બીજાની ઠોકરમાં આવતાં હતાં. અમારી ગાડીવાલાએ સાચવી સંભાળી છેક હરની

પાવડીપર અમોને આણ્યા. ગાડીમાંથી ઉતરી ત્યાં અગાડી ગંગામાતનાં દર્શન કરી ગંગાસ્નાન વિધિપૂર્વક કર્યું હતું. હજારો લોકો સ્નાન હરની પાવડીપર કરતાં હતાં છતાં જળ કંચન જેવું સ્વચ્છ નિર્મળ હતું. સ્નાન કર્યા બાદ ગંગામાતની મૂર્તિનાં દર્શન કરી પાછા ગાડીમાં બેસી સ્ટેશનપર આવ્યા. ડબામાં બેઠા બાદ થોડી વારે અમારા ડબાને સાઇડીંગમાં કાઢી નાંખવામાં આવ્યો. સ્ટેશનવાલાને ટ્રેન ઉપડવાના ટાઇમ વિષે પૂછતાં તેણે કાનપર હાથ મુકયા. અને કહ્યું કે " આજે કંઇ ચોકસ કહી શકાય નહિ તો પણ લગભગ છ વાગ્યા બાદ દેરાદુન તરફ ટ્રેન જશે." અહિં વધારે રોકાવાનું થવાથી દુધ પાણી વીગેરે મંગાવી ડબ્બામાં પૂરી શાક તથા ચાહ બનાવી અહિં ખાધાં હતાં. છેક નીમસારમાં જમ્યા બાદ પાછા ૩૬ કલાકે અત્રે કંઇક નાસ્તા પાણી થયાં, મેળા સબબે સ્પેશીયલ ટ્રેનો લોખંડી ડબામાં ચીકાર ભરેલાં માણસો સહીત દસ દસ મીનીટે અત્રે આવતી હતી. જે લોકો તરફથી કંપનીને મોટો નફો થતો હતો તે લોકોની સગવડતા તરફ કંઇ પણ લક્ષ દેવાયું હોય તેમ લાગ્યું નહિ. ભાવીક લોક બીચારા કચરાતા ગુંગળાતા ઉભા ઉભા દુરથી અત્રે આવતા હતા. સુવા બેસવાની તથા સંડાસ પાણીની કશી સગવડતા નહોતી, ત્યારે પછી રાતનાં બતી માટે પુછવું શું ? આ બાબત ઘણી શોચનીય છે. તેનો કંઇ પણ બંદોબસ્ત કરવા માટે આર્યબન્ધુઓએ પોતાના તન મન તથા ધનનો ભોગ આપવો ઘટે છે. રેલવે કંપનીજ જેના તરફથી વધારે નફો મળે છે તેના તરફ બેદરકાર રહે છે તેમ નથી પણ તેવી બીજી પણ અનેક સંસ્થાઓ છે કે જેમાં મોટા લોકો કે જેને વેપાર વણજ તથા ધંધા રોજગારમાં દર વર્ષે બરકત થતી હોવા છતાં તાબાનાં માણસો કે જેની દ્વારા બરકત થાય છે તેના તરફ બીલકુલ બેદરકાર રહે છે. ગરીબ તથા મધ્યમ વર્ગની દુર્દશા તપાસવા માટે એક મંડળ સ્થાપવું જોઇએ અને જેવી રીતે રા. રા. લાભશંકર લક્ષ્મીદાસ મુંગાં અવાચક પ્રાણીની વારે ધાય છે તેવી રીતે આ મુંગાં પ્રાણીતુલ્ય ગરીબ માણસો કે જે બીકને મારે પોતાના પેટની ખાતર કશું બોલી શકતા નથી તેની મદદે ચડવું જોઈએ. મેળાની અંદર પોલીસ બંદોબસ્ત સારો હતો અને રૂષિકુળ, ગુરૂકુળ,

સરવંટસ ઑફ ઇન્ડીયા સોસાયટી તથા તેવી બીજી સંસ્થાઓના સ્વયંસે-વેકોની હાજરીથી પોલીસને પોતીકાકામમાં ઘણી કિંમતી મદદ મલતી હતી. યાત્રીઓને સ્ટેશનપરથી ઉતારવાનું તથા તેને તેના મુકામપર પહોંચતા કરવાનું કોઇ સીક હોય તો તેની સારવાર તથા દવા વગેરે કરવાનું, કોઈ પડે ખડે તો ઍમ્બ્યુલન્સમાં લઇ જવાનું તથા લોકોની બને ત્યાં સુધી તમામ સગવડ સાચવવાનું કામ આ સ્વયંસેવકોનું હતું. સ્ટેશનવાળાએ ગામમાં બધાને સહેલાઇથી ટીકીટો મલી શકે તેટલા માટે દસ બાર ટીકીટ ઑફીસો ખુલ્લી મુંકી હતી અને તેમાં કમાણીનો સ્વાર્થ સમાયેલો હોવાથી તે સગવડતા સારી સચવાણી હતી. અહિંથી છેક સાત વાગતા અમો દેરાદુન જવા માટે ઉપડ્યા. ટ્રેનને સીધું જવાનું નહોતું પણ ચડાવ ચડવાનો હતો. હરદ્વાર દરીયાઇ સપાટીથી ૧૦૨૪ ફીટ ઉંચે છે અને દેરાદુન દરીયાઇ સપાટીથી ૨૩૦૦ ફીટ ઉંચે છે. હરદ્વારથી ઉપડ્યા ત્યારે જરા જરા અજવાળું હતું અને તેને આધારે ટ્રેનમાંથી ગંગાજીનો વીશાળ પટ તેમાં તરતા દીવાઓ તથા ઉઘાડામાં પડેલા અસંખ્ય લોકો જોવામાં આવ્યા હતા. આવી મેળાવાળી જગ્યાએ કેટલીક ધર્મશાળાઓની ખાસ આવશ્યકતા છે તેમ મને લાગ્યું. કોઈને ધર્મશાળા બંધાવવી હોય અને કઇ જગ્યાએ મેળા ભરાય છે તે જો ખબર ન હોય તો હું તે જગ્યાઓ અત્રે જણાવવા રજા લઉં છું. કુંભનો મેળો દર ત્રણ ત્રણ વર્ષે ભરવામાં આવે છે અને તેને માટે ચાર જગ્યા નિર્માણ કરેલી છે. કુંભના બૃહસ્પતિમાં હરદ્વારમાં, વૃષભના, બૃહસ્પતિમાં, પ્રયાગમાં, સિંહના, બૃહસ્પતિમાં નાશીકમાં, અને વૃશ્ચિકના બૃહસ્પતિમાં, ઉજ્જનમાં કુંભના મેળા ભરવામાં આવે છે. તેને માટે એવું કહેવામાં આવે છે કે દેવો તથા રાક્ષસો વચ્ચે અમૃત માટે યુદ્ધ થતું હતું તે વખતે બૃહસ્પતિ અમૃતનો કુપ લઇ નાઠા. તે કૂપની ખેંચતાણ વખતે અમૃત ભાગીરથીમાં તથા ગંગા યમુના અને સરસ્વતિના સંગમમાં, પ્રયાગમાં, ગોદાવરીમાં, તથા ક્ષિપ્રામાં ઢોળાયું હતું. આ કુંભ યોગ વખતે સર્વે તીર્થ ઉપર લખે ઠેકાણે અનુક્રમે ત્રણ ત્રણ વરસે ઇલેકશન થાય છે તેવી રીતે આ પણ એક સાધુસંતો, રાજા મહારાજા, લુચ્ચા, લબાડ, ખીસા કાતરૂ ચોર તથા

યાત્રીઓનું સંમેલન થાય છે. મોટા લોકો તથા સાધુસંતો પોતીકી જગા મેલવી શકે છે પણ મધ્યમ વર્ગને મોટી મુશ્કેલી નડે છે, અને તેટલા માટે હજુ ઘણી ધર્મશાળાઓની જરુર છે. આ લોકોને પસાર કરી ટ્રેન ડુંગર પર ચડવા લાગી અમે ઝાડી તથા ભુગદામાંથી પસાર થઇ હતી. જમણા હાથપર ટ્રેનમાંથી મસુરીની વીજલીક રોશની જોવામાં આવતી હતી, અને તે અનુપમ શોભા આપતી હતી. રાતના ૧૦ વાગતા દેરાદુન સ્ટેશનપર આવી લાગ્યા. રાજા પ્રતિપાલસીંગજીના માણસની રાહ જોઇ પણ કોઇ નહિ આવેલું જાણી અમોએ જાણી લીધું કે હરદ્વાર સ્ટેશનવાળાએ આ-જની ધમાલમાં અમારો તાર મુકયો નહિ હશે. પાસે કોઇ પણ ધર્મ-શાળા અગર ડોક બંગલો પણ નહોતો કે ત્યાં જઇ મુકામ નાંખીયે. આખરે સ્ટેશન માસ્તરને અમોએ સવાર સુધી અમારા ડબામાંજ સુઇ રહેવાની પરવાનગી માટે અરજ કરી અને તેણે ડબામાં અગર વેઇટીંગ રૂમમાં જ્યાં ઇચ્છામાં આવે ત્યાં સૂવાની રજા આપી. અમોએ ડબ્બામાં સુઇ રહેવા દુરસ્ત ધાર્યું અને ડબ્બાપર ચોકી પહેરો બરોબર રહે તેટલા માટે સ્ટેશનની વચ્ચમાં તેને મુકવામાં આવ્યો. રાતના સર્વે સુઇ રહ્યા હતા અને વારા ફરતી સર્વે ચોકી પહેરો રાખ્યો હતો.

## ચૈત્ર વદ ૧૪ તા. ૧૩-૪-૫ મંગળવાર.

દેરાદુનથી રાજપુર પાંચ માઇલ તથા રાજપુરથી મસુરી લગભગ ૭ માઇલ થાય છે. રાજપુર દરીયાઈ સપાટીથી ૩૦૦૦ ફીટ ઉંચું છે અને મસુરી દરીયાઈ સપાટીથી ૬૦૦૦ થી ૭૨૦૦ ફીટ ઉંચું છે.

આજ રોજ સવારના વહેલાં છટ્ઠી પરમાનંદશેઠ તથા હું બંને એક ટાંગો ભાડે કરી રાજા પ્રતિપાલસીંગજીનો બંગલો શોધવા નીકળ્યા. એ વખત આખું ગામ ફરી વળ્યા પણ કેથે બંગલો જડ્યો નહિ. આખર પોસ્ટ ઓફીસમાં ગયા અને ત્યાંથી સીરણામુ મળ્યું. માસ્તરે ટાંગાવા-ળાને સમજાવ્યો અને તે અમોને સીધો રાજા સાહેબને બંગલે લઇ ગયો. તેના માણસને રાજા સાહેબ માટે પુછતાં તેણે જણાવ્યું કે " તેઓ લખ-નોર ગયા છે અને રાણી સાહેબ મસુરીમાં છે અને આ બંગલામાં એક બંગાલનાં બીજાં રાણીસાહેબ રહે છે." આ જવાબ મળવાથી નાંદોદના

મોન્સવાળો જે બંગલો હતો તેની બાજુમાં થઈ અમો રસ્તે પડ્યા અને સ્ટેશનપર આવ્યા. ડબ્બાનો સામાન બહાર લાવ્યા અને બ્રેકના દાગીના તમામ સંભાળી લીધા. ત્યાર બાદ ખટારો દરેકનો રૂ. ૧ા રાજપુરનો નક્કી કરી ખટારામાં સામાન ગોઠવી તે એ ગાડીથી રવાના કર્યો તથા તેની સાથે માણસોને મોકલી આપ્યાં. ત્યાર બાદ દરેક ટાંગાના રૂ. ૨) રાજપુર સુધીના ઠેરવી અમો સવારે ૭ વાગે ટાંગામાં રાજપુર જવાને નીકળ્યા, અને બજારમાં થઇ રાજપૂર સવારે ૧૧ વાગતા પહોંચ્યા. દેરાદુન શહેર જોવા જેવું છે મોટાં ઝાડો, ફળો ફુલો અનેક જાતના ગુલાબો તથા લીલોતરીથી ભરપૂર છે અહિં બધી ચીજો મલી શકે છે. તાર પોસ્ટ ટેલીફોન પાણી વગેરેની સારી સગવડ છે. ઇમ્પીરીયલ કૅંટકાર પણ અહિં છે પણ તે જોવાનું બની શકયું નહોતું. લશ્કરી સ્થળ છે હવાપાણી સારાં મજાનાં છે. આ શહેર કેટલેક અંશે પુના જેવું છે બજાર પણ સારૂં મજાનું છે અને રાજપુર જવાનો રસ્તો બજારમાં થઇને જાય છે. દેરાદુનમાં ભાડે મોટાર પણ મલી શકે છે. અમારી વાટમાં કેટલાંક આંબાના ઝાડો આવ્યાં હતાં જે પર પુષ્કળ મોર બાઝેલા હતા તથા બંને બાજુ ઘઉંનાં ખેતરો આવ્યાં હતાં જેમાં અવલ નંબરનો પાક ઉભો હતો. રાજપુર મુકામે પુગતાં અમો એક મુસલમાન એજન્સીમાં ડંડી તથા ઘોડાનો બંદોબસ્ત કરવા ઉતર્યા હતા. આ એજન્સી રાજપોર જતાં રસ્તામાં પહેલીજ આવે છે જેથી લોકો ત્યાં પહેલા જાય છે પણ જો જરા આગળ જાય તો સારી સારી એજન્સીઓ આવે છે અને તેમાં મીસીસ ચૅપમૅનની એજન્સી સર્વોત્તમ છે. ઉતારૂ માટે પોતાના ટાંગા દેરાદુનપર તે મોકલી આપે છે તથા ડંડી વગેરેની સગવડ સારી કરી આપે છે. અમો જે હૉટેલમાં ઉતર્યા હતા તેમાથી સાત દંડી તથા ૭ ઘોડા ભાડે કર્યા. તથા સામાન બધો ગોર ગયાપ્રસાદ મારફત ઇમ્પીરીયલ એજન્સી મારફત મોકલી આપવા ગોઠવણ કરી. ડંડી, ઘોડા તથા મજૂરના દર નીચે મુજબ છેઃ—દરેક ડંડીના ભાડાના મસુરી સુધીના રૂ. ૪ા તથા તે ડંડી પાછી ખાલી આવે તેનું ભાડું તથા ચોધરીને ૧=) તથા દરેક ડંડીના ટોલનો રૂ. ૧ા મલી કુલે દરેક ડંડીના રૂ. ૭ા=) પડે છે. ડંડીમાં ૭ જણ

ઉપાડનાર તરીકે આવે છે જેમાં ચાર જણ ઉપાડે છે અને બે જણા અવાર નવાર થાકેલાને મદદ આપી આશાએશ આપે છે. ડંડી આરામ ખુરશી જેવી હોવાથી ડોલીના જેવો કંટાળો આવતો નથી દરેક ઘોડાનું ભાડું રૂ. ૧ાા તથા ટોલનો રૂ. ૧ાા મલી કુલે એક રૂ. ૩) ત્રણ આપવા પડે છે. આ ઘોડાના સાઇસ ઘોડાનું પુંછડું પકડી પછાડી પછાડી પહાડપર ચડે છે અને આપણે ઉતર્યાં બાદ પાછા ઘોડાને લઇ જાય છે. દરેક કુલી બંગાલી ૧ એક મણ બોજો ઉંચકે છે અને તેને નવ આના મજૂરીના તથા દોઢ આનો ટોલનો મલી કુલે સાડા દસ આના આપવા પડે છે. તેની મહેનતના પ્રમાણમાં આ ભાડું કંઇ વીસાતમાં નથી. આ મજુર તથા ડંડીવાલા નેપાલી લોકો તથા ટેહરી સ્ટેટના રહીશ હોય છે અને શરીરે મજબુત બાંધાના તથા કદે ઠીંગણા હોય છે. આમાંના ઘણા ખરા લડાયક લોકો હોય છે અને તે ગુર્ખા લશ્કરના નામે પ્રસિદ્ધ છે. ફ્રાન્સમાં જર્મની વિરુદ્ધ લડતા આજ ગુર્ખા લોકોએ આપણી શાણી સરકારનું નાક સાચવી દુનિયાંની પ્રશંસા મેળવી હતી. ધન્ય છે તે વીર નરોને અને હિંદ માતાને કે જે આવા શુરવીર પુરૂષો પેદા કરે છે. તી. સ્વ, બાઇ વીગેરે બપોરે બાર વાગતા રવાના થયાં અને હું તથા માણસો સામાનનો બંદોબસ્ત કરી થોડી વારે ઉપડ્યા. રાજપુરથી મસુરી જતાં પેહેલેથી છેક છેવટ સુધી બધી સખત ચડાઇજ આવે છે, તો પણ ડંડીવાલા આપણને સહી સલામત ઉપર લઇ જાય છે. ડંડીવાલાને જરા આરામ આપવા માટે વાટમાં એક બે વળાંક સુધી હું ચાલ્યો પણ તેટલામાં પગમાં ગોળા ચડવા લાગ્યા અને છાતીમાં દમ ભરાવા લાગ્યો. આખરે પાછો ડંડીનો આશરો લેવો પડ્યો. ડંડીવાળા પણ દસ દસ મીનીટે બિચારા વીસામો લેતા હતા. ટોલવાલાને ટોલ આપી અમો અગાડી ચાલ્યા. ડંડીનો તથા ઘોડાનો રસ્તો કેટલીક જગ્યાએ એકજ છે જ્યારે કેટલીક જગ્યાએ તે જુદા જુદા છે અને આખરે પાછો એકજ રસ્તો થઇ જાય છે. મીડવે હૉટેલ આવતાં મારા ડંડીવાળાને નાસ્તો પાણી કરાવ્યાં હતાં. ત્યાંથી આગળ ચાલતાં ઝાડી આવવા લાગી તેમજ નેપાળના મહારાજાના ભાઇનો સુંદર મોટો મહેલ આવ્યો હતો. પહાડ-

પર આ મહેલ અતિ શોભા આપે છે. ત્યાંથી આગળ ચાલતાં ઝાડીમાં થઈ મસુરીપર જ્યાં કીતાબગૃહ છે તે જગ્યાએ આવી લાગ્યા. અહિંથી રાજા પ્રતિપાળસીંગજીના આલ્બર્ટ કૉટેજનો પતો મેળવ્યો અને અમોએ તે તરફ કુચ કરી. તે બંગલા પાસે આવતાં જોયું તો બંગલો ખાલી બંધજ હતો. સારે નસીબે ત્યાં અગાડી એક પોસ્ટવાળો મળી ગયો તેને રાજાસાહેબનું ઠેકાણું પુછતાં "ધી એબી" નામનો બંગલો દેખાડયો તથા તે તરફ જવાનો રસ્તો પણ બતાવ્યો. બે માઇલ ચાલ્યા બાદ ધી એબી બંગલે અમો પહોંચ્યા. તી. સ્વ. બાઈ વીગેરે સર્વે જે રાજપુરથી અગાડી ગયાં હતાં તે પણ થોડી વાર પહેલાં ત્યાં પુગ્યાં હતાં. તેમને પણ બંગલાની શોધમાં જરા ભટકવું પડયું હતું. અહિં રાણીસાહેબને અમારા આવવાનાં ખબર દેતાં તેઓ આવ્યાં અને અમોને એક બંગલો ઉઘાડી આપ્યો. અને સાંજના સાત વાગે અમોએ બંગલામાં નીવાસ કર્યો. બંગલો સાફસુફ કરાવી જે સામાન આવવા લાગ્યો તે ગોઠવવા લાગ્યા. બધો સામાન આવી રહ્યા બાદ દરેક કુલીને બબે આના ઇનામ આપતાં તેઓ ખુશ ખુશ થઈ ઘેરે ગયા. આ લોકો કેટલા સંતોષી છે તે જોવાનું છે. આપણે ત્યાંના મજુરને જો બે આના આપ્યા હોય તો સામો ધા કરે છે અને બડબડે તે વળી જુદું. અમારી પાસેની બતી સળગાવી બંગલામાં અજવાળું કર્યું અને રસોઇ પાણીની તજવીજમાં પડયા. રાણીસાહેબ તરફથી બતીઓ આવી અને તેની સાથે તેમણે આટો, દાળ, બાંસમતી ચોખા, ઘી તથા બીજી ચીજો પુષ્કળ જથ્થામાં અમારા માટે મોકલી આપી. પ્રથમ પાણીની જરૂર હતી અને તેની પુરેપુરી પંચાતી હતી. બંગલાથી એક માઇલપર નીચાણમાં પાણીનો સરકારી નળ હતો અને ત્યાંથી ભરી લાવવા કોઇની પણ હિંમત થતી નહોતી. આખરે કેદારનાથવાળા ગોરનો માણસ ભોલો બધું પાણી ભરી લાવ્યો. ત્યાર બાદ રસોઇ તૈયાર થઇ અને સ્નાન પૂજા કર્યા બાદ રાતના ૧૦ વાગે અન્ન ભેગા થયા. નીમસારમાં પંચામૃત જમ્યા હતા અને આજે ત્રણ દિવસે અત્રે પાછા પેટપુર જમ્યા. અત્રે ઠંડી ઘણીજ સખત હતી અને બધાનાં હાડપાંસળાં હલાવી દીધાં હતાં અતિ પરિશ્રમને લીધે રાતના સર્વેને નીંદ્રા

બરાબર આવી હતી અને ઠંડીને લીધે બંગલામાં ચીમનીઓ સળગાવવામાં આવી હતી.

**ચૈત્ર વદ ૦) તા. ૧૪-૪-૧૫. બુધવાર.**

આજ રોજ સવારના મરજી મુજબ ઉઠ્યા હતા અને સ્નાન સેવા કરી ચાહ પી બંગલામાંથીજ આજુબાજુની વનલીલા નીહાળતા હતા. અહિં તા. ૧૯ મી સુધી રહેવાનું હોવાથી કોઈ વાતની ઉતાવળ નહોતી. સવારના જમ્યાબાદ બપોરના બજાર તરફ ફરવા માટે ગયા હતા. બંગલાથી બજાર ચાર માઈલ દુર હતી અને ત્યાંથી પાછા ફરતાં ચડાઇ ઉતરાઈ હોવાથી થાક પુષ્કળ લાગ્યો હતો. પ્રથમ સખત ઉતરાઇ ઉતરી કીતાબગૃહ પાસે આવ્યા અને ત્યાં અગાડીની પોસ્ટ ઑફીસમાં અમારા કાગળો પોસ્ટ કર્યા. અહિં અગાડી મોદીની દુકાનો તથા બીજી એક અંગ્રેજી ઝવેરાતની દુકાન હતી તે અમોએ જોઇ હતી. તેમાં ઘણી વજેવજેની ચીજો હતી. ત્યાંથી આગળ વધતાં બીજી દુકાનો તથા હોટેલો તથા પોલીસ ચોકી તથા કુડલી બજાર વીગેરે આવ્યાં હતાં. છેક કાબુલચંદની દુકાન સુધી અમો ગયા હતા અને પછી વખત ઝાઝો થઇ ગયેલો હોવાથી અમો મુકામ તરફ પાછા ફર્યા હતા. કાબુલચંદની દુકાન પછી લોન્ડોર બજાર આવે છે જે જોવાનું અમોએ આવતી કાલપર મુલતવી રાખ્યું. કુડલી બજારમાં અનેક અંગ્રેજી કપડાંલતાંની દુકાનો, વ્હાઇટવે લેડલોની દુકાન, દવાવાલા ફીચ કુંપનીની જંગી દુકાન, મોટી મોટી બેંકો, ઝવેરાતની દુકાનો, ફોટોગ્રાફરો, તાર, પોસ્ટ તથા ટેલીફોન ઓફીસ, પોલીસ ઓફીસ, હોટેલો તથા ખાનગી ગૃહસ્થોના બંગલાઓ તથા બીજી દેશી દુકાનો છે. આખા મસુરીમાં વીજલીની બતીઓ છે તથા પાણીના નળ છે. પાણીનો કુવો કોઇ મારા જોવામાં આવ્યો નહિ. મરજાદી લોકોને પાણીની આપદા પુરી પડે તેવું છે. સરકાર પમ્પથી પાણી મસુરીને તથા કેટલેક અંશે દેરાદુનને પુરૂં પાડે છે. પાણીના પ્રવાહમાંથી વીજલી મસુરી તથા દેરાદુનને પુરી પાડે છે. અહિંની ટેલીફોન આફીસમાંથી રાજપૂર તથા દેરાદુન સુધી વાતચીત થઇ શકે છે. આ એક પહાડી શહેર છે અને તે જોવા જેવું છે. લાંબું પુરેપૂરૂં છે અને પહોળાઇમાં

ઘડી પને છે. મસુરી નીહાળતાં નાળના આકારનું હોય તેવું લાગે છે.
ને તેનું લેન્ડોર બજાર સ્પરની માફક ૨૦૦ વાર જેટલું લાંબું તથા ૨૦
૩૦ ફીટ જેટલું પહોળું છે. બજારમાંથી પાછા ફરતાં રાત પડી ગઈ
તી. વાળુ કરી જરા સગડી પાસે તાપી સુઈ રહ્યા હતા. ઠંડી અતિશે
ાગતી હતી. આવી ઠંડી વખતે સર્વને રબરની ગરમ પાણીની થેલી રાખ-
ની ખાસ જરૂર છે તેમાં ગરમ પાણી ભરી પથારીમાં સાથે રાખવાથી
ી કેટલેક અંશે કમી લાગે છે પંચકેદારની યાત્રા ઘણીજ વીકટ છે
ને આગળપર આવતી ઠંડી સહન કરવા તથા તેના ચડાવ તથા ઉતાર
ાર કરવા માટે કેટલાક રોજ અહિં રહી અહિંની હવા વીગેરેથી અનુ-
ળ થવા ખાસ જરૂર છે. ઓછામાં ઓછા આઠેક દિવસ રહ્યા બાદ
ાગળ પ્રયાણ કરવું નહિતર અગાડી જતાં તબીયત લડથડે છે. આજના
િશ્રમથી રાતના ઉંઘ મજેની આવી હતી. આવતી કાલે કંડી જપાન
ીગેરેનો બંદોબસ્ત કરવાનો તથા જ-મોત્રિનો પ્રોગ્રામ ઘડી કાઢવાનો હતો.

## પ્રથમ વૈશાખ સુદ ૧ તા. ૧૫-૪-૧૫ ગુરૂવાર.

આજ રોજ સવારના ઉઠી સ્નાન કરી જમીકારવી બજાર તરફ જવાનો
િચાર કર્યો. પ્રથમ કીતાબ ગૃહ પાસેની તાર ઑફીસમાંથી રાજા પ્રતિપાળ
િંગજી કે જેને ૫૦૦ ધારીવાલની ગરમ ધાબળીની હરદ્વાર તથા દેરા-
ૂનની રસીદ મુંબઇથી મોકલી આપી હતી તે તુરત મસુરી મોકલી આપવા
ાટે તેમને તાર કર્યો. કારણ ધાબળીઓ અમારે સાથે લેવાની હતી અને
ાટમાં ગરીબ સાધુ સંતોને ઓઢવા આપવાની હતી. ત્યાંથી બજારમાંથી
વરસાદના ઓવરકોટ, રબરના શુઝ, ગરમ રૂમાલો, ગરમ મોજાં તથા
ચશ્મા વીગેરે ખરીદ્યાં. ત્યાંથી આગળ ચાલતાં કાબુલચંદની દુકાનેથી મારા
ાટે મેં એક લીલો પટો પાટલુનપર પહેરવાનો લીધો. પછી લેન્ડોર બજાર
જોવા ગયા હતા અને અહિંથી પણ કપડાં ગોદડીઓ લાકડીઓ વીગેરેની
ખરીદી કરી હતી. લાકડી દરેક જણે પોતા માટે બબે ખરીદવાની ખાસ
જરૂર છે કારણ એક ખોવાય તો બીજી કામ લાગે છે અગર જેની પાસે
ન હોય તેને આપવામાં ખપ લાગે છે. બરફ માટે નીચે લોખંડની
અણીવાલી ખોભલીવાલી લાકડી અનુકુળ પડે છે. પાછા ફરતાં વાટમાં

કંડી જપાનવાલા મલ્યા હતા અને તેના ચોધરીઓને બંગલે આવવા વરધી આપી. ગોર ગયા પ્રસાદનાં ત્રણ માણસો અત્રે આવી લાગ્યાં. તેનાં નામ. કેદારૂ (ભોલાનો ભાઇ,) શકરૂ તથા બાલો હતાં. તેમના આવવાથી ભોલાને તેના કામમાં સારી મદદ થઇ હતી. રાજા પ્રતિપાલ સીંગજીનો જવાબ આવી ગયો કે "રસીદ મી. નારણસીંગ પાસે છે અને તે પોતા સાથે મસુરી એક બે દિવસમાં લાવશે." આજથી અધિક માસ હોવાથી રાતના જમવાનું સર્વેએ માંડી વાળ્યું હતું અને એક ટંક જમવાની ટેવ પડવાથી છેક મુંબઇ આવ્યા ત્યાં સુધી તેજ ટેવ જારૂ રાખી હતી. એક ટંક જમવાથી કોઇની તબીયત બગડી નહોતી અને તમામ યાત્રા વીના હરકને સારી રીતે થઇ હતી. આ યાત્રામાં એક ટંક જમવાની સર્વને ભલામણ કરૂંછું.

## પ્રથમ વૈશાખ શુદ ૨. તા. ૧૬-૪-૧૫. શુક્રવાર.

આજ રોજ સવારના ઉઠી સ્નાન સેવા કરી, ભોજન લઈ પાછા લેન્ડોર બજાર તરફ જવા નીકળ્યા હતા. બજારમાંથી નોકરો માટે તથા ગરીબ લોકોને વાટમાં આપવા માટે ગરમ ગંજીફ્રાક ગરમ કોટો તથા બાર આનાવાલી મોટી તથા વોકીંગ સ્ટીકો ખરીધાં હતાં મારાં પહેરણ માટે ધોયેલો લોન કલોથ તાકો ૧ લીધો પણ ઘરે લાવતાં મુળીયા દરજીએ કહ્યું કે " તે કપડું જાડું હોવાથી હાથે શીવી શકાય તેવું નથી તેના માટે મશીન જોઇએ. " લાચાર, અહિં મશીન લાવી સકાય તેમ નહિ હોવાથી મુસાફરીમાં સદરહુ તાકો ધર જમાઇ થઇ સાથે સાથે ફર્યો. ધાબળીની ગાંસડીની ઉતાવળ હોવાથી હું પાછો રાણીસાહેબને મલ્યો પણ મી. નારણસીંગ પાસે રસીદ હોવાથી તે આવે ત્યાં સુધી રાહ જોવાનું તેમણે કહ્યું. ઇન્ડેમનીટી બોન્ડ સ્ટેશન માસ્તરને લખી આપી સર્વ ગાંસડીનો હવાલો લઇ શકાય તેમ હતું પણ તેમ કરવાથી મોટા માણસોના મનમાં રંજ આવે તેટલા માટે તે રસ્તો ગ્રહણ કર્યો નહિ. વળી મેં ત્રીકમદાસ શેઠનો હુકમ અત્રે આઠ દસ રોજ રહેવાનો હોવાથી તે વીષે વધારે તાકીદ કરવાનું માંડી વાળ્યું. પાછળથી વધારે દિવસ અહિં નહિ ગાળતાં ગુરૂવારને બદલે મંગળવારેજ જન્મોત્રિ માટે કુચ કરવાનું નક્કી કર્યું. બે

દિવસ વહેલું ઉપડવાનું હોવાથી હવે તમામ બાબતમાં જરા ઉતાવળથી કામ લેવું પડ્યું હતું, અને ઉતાવળને લીધે કેટલીક અગવડતા વેઠવી પડી હતી. કાલવાળા ગોર ગયાપ્રસાદ મારફતના જપાન કંડીવાલા આવ્યા હતા અને પંચકેદારની પાત્રાનો દરેક જપાનનો તેણે રૂ. ૩૦૦) નો ભાવ ઠેરાવ્યો અને કંડીવાલા સાથે દરેક બંગાલી મણનો રૂ. ૬૫) ભાવ બતાવ્યો. આ ભાવ અમોને જરા વધારે પડતો લાગ્યો અને તેમાં ગોર મહારાજનો કંઈ પણ લાગો હોય તેવું ઉંડું ઉંડું જણાયું. રાણીસાહેબ આ વખતે હાજર હતાં અને તેમને ભાવતાલની ખબર હોવાથી ઠીક ઠીક ઠરાવી આપવા ગોર મહારાજને કહ્યું અને જો તેનાથી ન બની શકે તો પછી પોતે પોતાનાં માણસ મારફત નક્કી કરી આપવા જણાવ્યું. અમો બજારમાં ગયા હતા ત્યારે પોલીસ કોટવાલ જોકીસનની સાથે ઓળખાણ થઇ હતી અને તેને પૂછી જપાન કંડીના દર વીશે માહીતી મેળવવા ઠરાવ કર્યો. પોલીસ ચોકીપર તે નહિ હોવાથી લેન્ડોર બજારના પોલીસ થાણાપર ગયા અને તેની મુલાકાત લીધી. તેને પુછતાં તેણે જણાવ્યું કે "જપાનનો દર રૂ. ૨૫૦) પડશે તથા કુલીનો દર રૂ. ૬૦) પડશે. કુલી બંગાલી ૧ મણ બોજો ઉપાડશે" ગોર મહારાજથી તે કામ ન પતે તો પોતે તેની વ્યવસ્થા કરી આપવા કહ્યું હતું. રાતના ઘેર આવી સુઇ રહ્યા હતા. ઠંડી પુષ્કળ લાગતી હતી.

## પ્રથમ વૈશાખ શુદ ૩ તા. ૧૭-૪-૧૫. શનીવાર.

આજ રોજ સવારના ઉઠી મી. નારણસીંગજીની તપાસ કરવા રાણીસાહેબ પાસે ગયો હતો પણ તેમને તે વીશે કશી ખબર નહોતી. ત્યાર બાદ જે જપાન કંડીના ઠન્ડેલો (ચોધરીઓ) કાલે બજારમાં મલ્યા હતા તે આવતાં ખાનગીમાં તેમને બોલાવી ભાવતાલ નક્કી કર્યો. એક જપાનના પંચકેદારની યાત્રાના રૂ. ૨૨૦) ઠર્યા તથા એક બંગાલી મણનો કુલીનો દર રૂ. ૬૦) ઠર્યો. તે નક્કી થયા બાદ ગોર મહારાજને બોલાવ્યા અને ઉપરનો ભાવ જાણીથી તેઓ જરા ઝંખવાણા પડ્યા હતા. ગોર મહારાજપર તે સંબંધીનું ખત પત્ર કરવાનું નાંખ્યું અને તેમણે તે કામ ઉલટથી ઉપાડી લીધું. આ ખત પત્ર તેઓની હિંદુસ્તાની ભાષામાં બાળ-

બોધ લીપીમાં કરવામાં આવે છે અને તેનાપર એક આનાની સ્ટૅમ્પ મારી ટન્ડલોની સહિ લેવામાં આવે છે. તેઓ આપણી સહીવાલું કાગળ પોતા પાસે રાખે છે કે જેમાં ભાવતાલની કબુલાત વીશે લખવામાં આવે છે. ટન્ડલ લોકો આ લખતથી જેટલી જપાન જોઈએ તથા જેટલા કુલી જોઇએ તેટલા ઉપરના ભાવે આપવાને બંધાય છે. જપાન ઉપાડનાર ચાર માણસો જોઈએજ અને તેમાં કોઇ વચમાં આજારી પડે અગર વચમાંથી ચાલી જાય અગર કોઇ પણ કુલી વાટમાં લુચ્ચાઇ કરે અથવા ચોરી કરે તે સર્વના જોખમદાર તેના ટન્ડલ લોક થાય છે. કોઇ પણ પ્રકારે અ પણને વાટમાં હરકત ન આવવા દેવા તે લોકો બંધાય છે અને જો લખતના રૂએ તે કામ ન કરે તો તેનાપર કાયદથી બ્રીટીશ અદાલતમાં અગર ટેહરી સ્ટેટની અદાલતમાં કામ ચલાવી શકાય છે. આ જપાનીઓને કુલે સાત જપાન બનાવવાની વરધી આપી અને દરેક જપાન બનાવવા બદલે રૂપિયા પડતા હોવાથી કુલે રૂ. ૧૪) અગાડીથી આપ્યા અને સારી મજાની મજબુત જપાનો બનાવી તા. ૧૮ મી અગર તા. ૧૯ મીએ સાંજ સુધી આવવાનું તેઓને કહ્યું. બપોરના બંગલામાં સરપના મદારી પાસે ખેલ કરાવ્યો હતો અને તેણે હાથચાલાકીના ખેલ સારા ભજવી બતાવ્યા હતા.

## પ્રથમ વૈશાખ શુદ ૪. તા. ૧૮-૪-૧૫. રવિવાર

આજ રોજ બજારમાં ખરીદી માટે ગયા હતા. જતી વખતે સેસીલ હોટેલમાં થઇને ગયા હતા. હોટેલ સારી મજાની હતી. ત્યાંથી જરા બાગ બગીચો તથા કુદરતની લીલા જોવા ગયા હતા, મસુરીનાં ઝાડોમાં દેવદારનાં તથા સીતા સોપારીનાં ઝાડો ઘણાં છે. દેવદારનાં ઝાડો ઘણાં ઉંચાં, શુભોભીત, સુગંધમય, જાડાં તથા મોટાં થાય છે. તેનો દેખાવ આંખને અતિ પ્રીય લાગે છે. સાંજના તથા સવારના અહિંથી દેખાતા બરફમય ડુંગરો સુવર્ણ સરખા દેખાય છે. બજારમાંથી કેટલીક ચીજો ખરીદી પાછા ઘરે જતાં શ્રી ગંગોત્રીનો ગોર મળ્યો હતો અને તે અમારી સાથે સાથે અમારા મુકામપર આવ્યો. તેનો ઇરાદો અમારી સાથે સાથે ફરવાનો હોવાથી અમોએ તેમ નહિ કરવા જણાવ્યું પણ ગોર ગયાપ્રમા-

ી મસલતથી તેણે સાથેજ આવવાનું નક્કી કર્યું. અમને લાગે છે કે
ર ગયાપ્રસાદે તેને કાગળ લખી ખબર આપ્યા હશે અને તે કાગળના
ાધારે અત્રે મસુરી આવ્યો હશે. હજુ સુધી મી. નારણુસીંગજી નહિ
ાવેલા હોવાથી કાલે દેરાદુન જઇ ઇન્ડેમનીટી બાન્ડ લખી આપી ગાંસ-
નો હવાલો લેવાને નક્કી કર્યું. રાણીસાહેબે ત્યાંના ડાકટરપર ભલામણ
ત્ર લખી આપવા કહ્યું હતું, અને ખપ પડે તેનો ઉપયોગ કરવા
ણાવ્યું હતું.

## પ્રથમ વૈશાખ શુદ ૫. તા. ૧૯-૪-૧૫. સોમવાર.

આજ રોજ દેરાદુન ગાંસડીઓનો હવાલો લેવાજવાનું હોવાથી સવા-
ા પહોરમાં કકડતી ઠંડીમાં ઉઠયો અને દાતણ પાણી કરી જવા માટે
જ થયો. ચાહ તૈયાર કરવા તી. સ્વ. બાઈનો હુકમ થતાં તુરત તૈયાર
ાવામાં આવી અને તેપી કારવી ભોલા સાથે કીતાબગૃહ જવા માટે
પડયો કારણ ડંડી રીકશા વીગેરે આ જગ્યાએથી મલી શકે છે. ભોલાએ
ફાલતુ ફાલતુ " કરીને બુમ પાડી પણ ડંડીવાલા તરફથી કશો ઉત્તર
ચો નહિ આખરે તે એક ચોધરી પાસે ગયો અને તેની મારફતે રૂ.
માં રાજપુરની ડંડી ૧ ઠેરવી. તેમાં બેસી હું રાજપુર તરફ રવાના
ા અને ભોલો ઘરે ગયો. રાજપુરમાં મી. નારણુસીંગ તથા સીપાઈ
ાવતી ઘોડાપર મસુરી જતાં મલ્યા. મી. નારણુસીંગ પાસેથી ગાંસડીના
વે રસીદ લઈ રાજપુરથી દેરાદુન સુધીનો આવવા જવાનો રૂ. રાા માં
ો ઠેરવી હું દેરાદુન સ્ટેશનપર ગયો. ગુડઝ ઉપરથી ૭ ગાંસડીનો
ાલો લીધો જેમાંની ચાર પાર્સલ દ્વારા હરદ્વાર ગોર ગયાપ્રસાદના
નપર મોકલી આપી અને બાકીની ત્રણ ગાંસડી મેં મારા સાથે
ામાં લીધી. ત્યાર બાદ બજારમાંથી પાન તથા શેર ૫ આદું વાટમાં
ન આવશે તેવા ઇરાદાથી લઇ લીધું અને ખરેખર આદું અમારી
ાફરી દરમીયાન ઘણું ઉપયોગી થઇ પડયું હતું. રાજપુર મુકામે ધી.
પીરીયલ એજન્સી મારફતે ગાંસડીઓ મસુરી અમારા મુકામપર
ંચતી કરવાનો યોગ્ય બંદોબસ્ત કર્યો અને પછી હું પણ રાજપુરથી
નરી જવા માટે ડંડીમાં ઉપડ્યો. આ વખતે ડંડીના ભાડાના રૂ. ૫) તથા

ટેક્ષનો રૂ. ૧॥ મલી કુલે રૂ. ૬॥ પડ્યા હતા. અહિં રાજપુરમાં ગોર ગયાપ્રસાદનો માણુસ રાણીસાહેબની ડૉકટરપરની ભલામણ ચીઠી લઈ આવેલો તે મલ્યો હતો પણ મારૂં કામ ઉકલી ગયેલું હોવાથી તેને ત્યાંથી પાછો વાળ્યો. સવારના મસુરીથી ૯॥ વાગતે ઉપડયો હતો અને ગાંસડી લઈ પાછો રાજપુર મુકામેથી બપોરના ૨ વાગતા ચાલ્યો હતો અને મસુરી સાંજના ૭॥ વાગતે પહોંચ્યો હતો, અને બંગલે ૮॥ વાગે રાતના પહોંચ્યો હતો. ગાંસડીની વાત વિદિત કરી ખીચડી બનાવી હતી તે ખાધી હતી. હુ દેરાદુન ગયો હતો તે વખતે પરમાનંદ શેઠને નોટના રૂપિયા તથા પરચુટણ ખુડદો બૅન્કોમાંથી લાવવા કહી ગયો હતો તથા બીજી પરચુટણ ચીજ લેવાનું પણ કહ્યું હતું, જે બધું તેમણે લઇ રાખ્યુ હતું. અહિં બૅન્કોનો ભપકો આપણને આંજી નાંખે તેવો છે પણ એક બૅન્કમાંથી રોકડા રૂપિયા તથા પરચુટણ આપણને જોઈએ તેટલું વટાવ દેતાં પણ મળી શકતું નથી—આથી પરમાનંદ શેઠને દરેક બૅન્કમાં જવું પડયું હતું. આવતી કાલે સવારના અત્રેથી જન્મોત્રિ તરફ કુચ કરવાનું હોવાથી તમામ સામાન પેક કરી બધું તૈયાર રાખ્યું હતું, માત્ર રસોઇનાં વાસણ જમવાનાં વાસણ તથા પથારી વિ. આવતી કાલે પેક કરવાનું રાખ્યું હતું. મસુરીનું થોડુંક વર્ણન આપવાની જરૂર હોવાથી અત્રે તેની થોડી ટીપ આપું છું:—

**મસુરી**—શીવાલીક પહાડપર આ એક હવા ખાવાનું ઠેકાણું છે. મસુરી પર ઘણી ઘીચ ઝાડી નથી પણ આજુબાજુ તથા ઉપરના ભાગમાં જંગલ ઠીક હોવાથી તથા આજુબાજુ બરફમય પહાડો હોવાથી શીતળતા વધારે રહે છે. મસુરીમાં ફરવા જનાર ઘોડાપર અગર રીકશા અગર ડંડીમાં જઇ શકે છે, મોટારગાડી વીગેરે કશું ચાલી શકે તેવું નથી. નીલગીરીમાં ઉટી કવીન ઑફ ધી માઉન્ટન્સ લેખાય છે પણ આબ હવામાં ઉટી કરતાં મસૂરી કેટલેક દરજ્જે ચડે છે. મસુરીમાં રહેનારના ગાલપર ઓરજાતની લાલાશ ચડી આવે છે જ્યારે ઉટીમાં ફીકી લાલાશ જોવામાં આવે છે. ઉટીમાં ઝાડી તથા કુદ્રતી દેખાવો સારા છે જ્યારે મસુરીમાં આજુબાજુ ઝાડી તથા કુદ્રતી દેખાવો છે. તેમાં બરફના ડુંગરો તેમાં

વધારો કરે છે. અહિં તથા ઉટીમાં ઘણા ખરાં યુરોપીયન લોકો હવા ખાવા આવે છે અને દેશીઓ જુજ નજરે પડે છે. મસુરીમાં બેન્કો મોટી મોટી છે તથા કેટલીક દુકાનો પણ આર્મીનેવી તથા ટ્રેચર જેવી જેવડી છે. લોંન્ડોર બજારમાં એક ધર્મશાળા છે જ્યાં યાત્રીઓ પોતાના પ્રવાસ વખતે ઉતરે છે અને થોડા દહાડા આરામ લઈ પછી અગાડી વધે છે. મસુરીમાં લગભગ પહેરવા ઓઢવાની તથા ખાવા પીવાની તમામ ચીજો મળી શકે છે. અને યાત્રી પાસે યાત્રામાં જતાં ગરમ કપડાં ન હોય તો અહિંથી કરાવી લેવા સલાહ ભરેલું છે. શાકભાજી ચાટે મસુરી કરતાં ઉટી અવલ દરજ્જે ભોગવે છે. હિમાલયના પહાડમાં યાત્રા કરતી વખતે કઇ કઇ ચીજની જરૂર છે તે તથા કેવી રીતે રહેવાનું તે વીશે યોગ્ય સ્થળે થોડું થોડું યાત્રીની નોંધ માટે લખી જણાવીશ. પંચકેદારની યાત્રા હરદ્વારથી શરૂ થાય છે અને તેને માટે બે રસ્તા છે. જમ્નોત્રિ જનાર હરદ્વારથી દેવપ્રયાગ તથા ટેહરી થઈ જમ્નોત્રિ યા તો ગંગોત્રિ જાય છે અને બીજો રસ્તો હરદ્વારથી દેરાદુન થઇ મસુરીથી શરૂ થાય છે. મસુરી તથા ટેહરી થઇ જનારને કાનાતાલ ચટી આવે છે અને ત્યાં અગાડી બંને રસ્તા ભેગા થાય છે. યાત્રીઓ તથા મુસાફરોની સમજ માટે એક નાનો નકશો આ પુસ્તકમાં સામેલ રાખ્યો છે. અને આશા છે કે તેથી વાચનારની કેટલીક મુશ્કેલી દૂર થશે. મસુરીથી જનાર જો અમારા પ્રોગ્રામ પ્રમાણે હર હમેશ મંજલ કરશે તો તેને કોઇપણ પ્રકારની હરકત બનતાં સુધી આવશે નહિ.

મસુરીથી જમ્નોત્રિ જતાં નીચે લખી ચટીઓ (મુકામો) આવે છે:— મસુરી, ઝાલકી, ધનોલટી, કદુખાલ, કાનાતાલ, ભલદાણા, નગુણ, ધરાસુ, કુમરાડા, ડંડીયાલ, ગંગનાણી, કુતનુર, કાના, ઓજરીયા, ખરસાલી અને જમ્નોત્રિ. અમારો જમ્નોત્રિનો પ્રોગ્રામ નીચે મુજબ હતો.

| તારીખ | વાર | ચટીનાં નામ. | માઇલ. |
|---|---|---|---|
| ૨૦-૪-૧૫ | મંગળ | મસુરીથી ધનોલટી | ૨૦ |
| ૨૧-૪-૧૫ | બુધ | ધનોલટીથી કાનાતાલ | ૧૦ |
| ૨૨-૪-૧૫ | ગુરૂ | કાનાતાલથી ભલદાણા | ૧૬ |

| | | | |
|---|---|---|---|
| ૨૩-૪-૧૫ | શુક્ર | ભલદ્યાણાથી ધરાસૂ | ૧૫ |
| ૨૪-૪-૧૫ | શનિ | ધરાસૂથી કુમરાડા | ૮ |
| ૨૫-૪-૧૫ | રવિ | કુમરાડાથી ડંડીયાલ ગામ | ૧૫ |
| ૨૬-૪-૧૫ | સોમ | ડંડીયાલ ગામથી કુતનુર | ૧૫ |
| ૨૭-૪-૧૫ | મંગળ | કુતનુરથી ખરસાલી | ૧૫ |
| ૨૮-૪-૧૫ | બુધ | ખરસાલીથી જમ્નોત્રિ | ૧૦ |
| ,, | ,, | જમ્નોત્રિથી ખરસાલી | ૧૦ |

કુલે માઇલ ૧૩૦

ઉપર પ્રમાણે પ્રોગ્રામ તૈયાર કર્યો અને તે પ્રમાણે હરહંમેશ મજલ કરવાનું નક્કી કર્યું હતું. ઇશ્વર કૃપાથી અમારો તે પ્રોગ્રામ સાંગોપાંગ ઉતર્યો હતો.

**પ્રથમ વૈશાખ શુદ ૬. તા. ૨૦-૪-૧૫ મંગળવાર.**

આજરોજ જમ્નોત્રિ તરફ પ્રયાણ કરવાનું હોવાથી સવારના પહોરમાં વહેલા ઉઠી સ્નાન સેવા કરી તુરત જમી લીધું અને વાસણ કુસણ તથા પથારી તથા બે ચાર દિવસ ચાલે તેટલો સીધો બાંધી લીધાં, ત્યાર બાદ સામાન જોખી ૨૧ કુલીને સ્વાધીન કર્યો અને તેમણે ભાગે પડતો વાટી લીધો. મજબુત કુલી હોય છે તે વધારે બોજો ઉપાડે છે જ્યારે કોઇ નબળો હોય તો થોડો ભાર ઉંચકે છે. આપણે તેની સાથે કશી નીસબત નથી કારણ કે આપણે વજનપર દર આપવાનો હોય છે. આ યાત્રામાં પેટી પટારા હોય છે તો ઘણી અગવડતા નડે છે. મોટા લોકોએ ડ્રેસીંગ કેસો તથા કંતાનના થેલા રાખવા એજ સલાહ કારક વાત છે દરેકપર મીણ કાપડનું કવર પણ રાખવાની ખાસ જરૂર છે કે જેથી સામાનની વરસાદ વખતે રક્ષા થઇ શકે છે. અમારી પાસે એવો સામાન હતો કે કુલીઓ સહેલાઇથી ઉપાડતા હતા. કુલીને સામાન દેવાતો હતો દરમીયાન તી. સ્વ. બાઇ વીગેરે સર્વે રાણી સાહેબને મળી આવ્યાં અને તેમની છોકરીને તથા તેનાં માણુસોને ઇનામ તરીકે જે આપવાનું હતું તે આપી આવ્યાં. જે જપાનો તૈયાર હતી તેમાંની જે તી. સ્વ. બાઇ માટેની હતી તેમાં બેસી હું આમતેમ જરા ફર્યો. તે જપાન તથા બીજી એક બે

જપાન પહોળી તથા ઉંડી બનાવી હતી જ્યારે બીજી જરા સાંકડી તથા છીછરી લાગતી હતી. જે જપાનની અજમાયેશ મેં લીધી તે મજબુત સારી મજાની હતી અને તેનાપરથી બીજી જપાનો પણ તેવીજ મજબુત હશે એમ ધારી લીધું, પણ પાછળથી મારી ધારણા ખોટી પડી હતી. જતી વખતે રાણીસાહેબે ફ્રુટસ મોકલ્યું હતું, ત્યારબાદ અહિંના કેટલાંક બીજા માણસોને ઇનામ કપડાં આપ્યાં તથા ભંગીને પણ સંતોષ્યો. મસુરી મ્યુનીસીપાલીટી કોઇને જંગલમાં ફરાગાતે જવા દેતી નથી અને બધાને બંગલામાં રાખેલા કોમોડમાં જવાની ફરજ પડે છે. અમોને કોમોડનો રીવાજ પસંદ નહિ હોવાથી તથા તે ધર્મભ્રષ્ટ હોવાથી અમોએ જંગલનો ઉપયોગ કર્યો હતો અને તેટલા માટે એક ભંગી ખાસ રોકયો હતો. અમારો સામાન કુલીઓ સાથે સવારના ૧૧ વાગતા ધનોલટી ચટીએ જવા રવાના થયો હતો અને અમો બપોરના લગભગ ૧૨ વાગતાને સુમારે ઉપડ્યા. પહેલી જપાનમાં તી. સ્વ. બાઇ રવાના થયાં. બીજી જપાનમાં પરમાનંદ શેઠ બેઠા અને જપાનીઓ જેવા જપાન ઉંચકવા લાગ્યા કે વાંસ લીલા હોવાથી એક વાંસ કડાક દઇને તુટી ગયો. પ્રથમ ગ્રાસે મક્ષીકા જેવી વાત થઈ. તેવીજ રીતે તી. સ્વ. ટમુમાસીની જપાનનું પણ થયું. જેથી મારી જપાન મેં તી. સ્વ. ટમુમાસીને સુપુર્દ કરી અને પરમાનંદ શેઠ એક બીજી જપાનમાં બેઠા. બાકીની બીજી બે જપાન રહી તેમાં સૌ. હીરાંબાઈ તથા કબુબાઇ બેઠાં. એકે જપાન ફાજલ નહિ હોવાથી તથા ભાંગેલી જપાન દુરસ્ત થઇ શકે તેમ નહિ હોવાથી હું, ગોર તથા બધાં માણુસો પગપાળા ચાલતા થયા. કીતાબ ગૃહ પાસે આવતાં કબુબાઇની જપાનનો બાંબુ તુટવાથી ત્યાં અગાડી સર્વ એકઠાં થઇ ગયાં અને આજુબાજુથી લોકો પણ આવી લાગ્યા. તી. સ્વ. બાઇને ડંડીમાં લૅન્ડોર બજારને છેડે માણસો સાથે જવા આગ્રહ કર્યો પણ તેમણે સર્વની સાથેજ જવાની ઇચ્છા બતાવી. યાત્રામાં સર્વને સાથે-લીધાં અને બીજાંને આવી સ્થીતીમાં છોડી પોતાને આગળ ચાલી જવાનું દુરસ્ત લાગ્યું નહિ. આખરે તે જપાન દુરસ્ત થયે સર્વ આગળ ચાલ્યાં. વાંસે બે જપાન જે ખાલી હતી તેમાં હાથમાંનો સામાન મુકયો કારણ તે

બાંગેલી હોવાથી તેમાં કોઈ બેસી શકે તેમ નહોતું. કુડલી બજારમાં તાર-ઑફીસ આવતાં મે. રતનસીશેઠને તથા મે. નરોતમશેઠને તથા પદમસી શેઠને અમારા જન્મોત્રિ તરફ રવાના થયાના તારથી ખબર આપ્યા. આગળ જતાં લૅનોર બજારમાંથી કુતરાં માટે બે જાડી ધીંગી સાંકળ તથા મારા માટે ચામડાની સપાટ તથા તાળાં વીગેર ખરીદયાં. બદ્રિનાથમાંથી કુતરા લેવાના હતા તેથી સાંકળની ખાસ અગત્ય હતી. લેન્ડોર બજારને છેડે સો. હીરાંબાઈની જપાનનો બાંબુ ટુટયો પણ તે પાછી તુરત દુરસ્ત કરી લેવામાં આવી હતી. ત્યાંથી આગળ ચાલતાં નાના સુના બંગલાઓ આવતા બંધ થયા તથા ઝાડી પણ કમી થાવા લાગી. રસ્તો પણ ૩ થી ૨।। વાર પહોળો આવવા લાગ્યો અને આગળ દોઢથી બે ફૂટ પહોળો રસ્તો આવ્યો હતો જોકે આજની મજલમાં તેવો રસ્તો આવ્યો નહોતો. આજની મજલમાં ચડાંણુ તથા ઉતરાંણુ વધારે આવ્યાં હતાં અને આગળ જતાં પહાડમાં ઝાડી કેવળ બંધ થઇ હતી અને સૂર્યનો તાપ ઘણો લાગતો હતો. મસુરીથી ચાલતાં ૭ માઇલપર ઝાલકી નામની ચટી આવી હતી. બહુ શ્રમ લાગવાથી અત્રે જરા વીસામો લીધો હતો. આ ચટીમાં બે ત્રણ ગામડાંની ઘોડાર જેવી ચટીઓ છે જેમાં ઉતારૂઓ ઉતરે છે. આ ચટીમાં પાણીની ઘણી મુશ્કેલી હોવાથી ઘણા લોકો અત્રે મુકામકરતા નથી. અહિં પાણીનું ખાસ પરબ એક મારવાડી તરફથી રાખવામાં આવ્યું છે અને અમોને તરસ લાગવાથી પાણી પી અમો આગળ વધ્યા હતા. વાટમાં ટમુંમાસીવાળી ડોલી જે મેં તેમને આપી હતી તે ટુટી અને થોડુંક તેમને પણ ચાલવું પડયું હતું. પહાડપર એક પહાડીની દુકાન આવતાં તેની દુકાનમાંથી લાકડું કઢાવી ગોર મહારાજે તે જપાન દુરસ્ત કરાવી આપી હતી. ત્યાંથી આગળ ચાલતાં સાધુ લોકો રસ્તાની બાજુમાં એક ઝીણા ઝરણા પાસે રસોઈ પાણી કરતાં જોવામાં આવ્યા હતા તથા વાટમાં ખચ્ચરોની તથા બકરાં મેંઢાની પોઠો સામાન લઇ જતી સામેથી આવતી મલી હતી. લગભગ સાંજના ૫ વાગતા સુધીમાં લગભગ ૧૨ માઇલની મજલ કાપી શકયા હતા એક જગ્યાએ વીસામો લેવા બધાં બેઠેલાં હોવાથી અમો સર્વ સાથે થઈ ગયાં. આટલું

બધું તડકામાં બુટ પહેરી ચાલવાથી થાક પુષ્કળ લાગ્યો હતો તથા પગમાં પગરખાંના ઘણા ડંખો પડ્યા હતા અને ફફોલા ઝામરા જેવા લાગતા હતા. બધા તરફથી ડોલીમાં બેસવાનું બહુ દબાણ થયું પણ કમનસીબે એક ડોલી ખાલી હતી નહિ. તી. સ્વ. બાઈએ પોતાની ડોલીમાં બેસવાનું ફરમાવ્યું અને પોતે જરા ચાલવાનો વિચાર કર્યો તે જપાનમાં બેસવાનું મને યોગ્ય નહિ લાગતાં તે ડોલીમાં પરમાનંદશેઠને બેસાડ્યા અને તેમની જપાનમાં હું બેઠો. એક માઈલ જપાનમાં બેઠો પણ મને એટલો કંટાળો આવ્યો કે હું નીચે ઉતરી પડયો અને પાછો પેદળ ચાલવા લાગ્યો. ચડ ઉતર પાછી ઘણી આવી હતી. વાટમાં છેક રાત પડી ગઇ હતી પણ ચંદ્રમાના જુજ અજવાળાના આધારે આધારે ૮ વાગતાને સુમારે ધનોલટી મુકામે પહોંચ્યા. આ ચટીની સીમમાં એક ઝુંપડાના કમ્પાઉન્ડમાં ૧૫૦ બકરાંનો પડાવ હતો અને તેની રખેવાલી માત્ર ૧ કુતરોજ કરતો હતો. આ કુતરાઓ કદમાં મોટા તથા ઘણા જોરાવર હોય છે અને વાઘ સાથે વખત આવે લડત કરે તેવા જબરા હોય છે. તે ટીબેટીયન મૅસ્ટીફના નામથી ઓળખાય છે. અમોને આવતા સાંભળી તે જોરથી ભુંકવા લાગ્યો અને પહાડમાં તેનો અવાજ ઘણોજ ગંભીર લાગતો હતો. તેના રખેવાળને બુમ પાડતાં તેણે તે કુતરાને ચુપ રાખ્યો અને અમો તે પડાવ પાસે થઇ વટાઈ ગયા, અને ટેહરી નરેશનો નાનો ડૉક બંગલો કે જ્યાં અમારો મુકામ થવાનો હતો ત્યાં જઈ પુગ્યા. અહિં એક ઓરડામાં કપડાં ઉતારી એક વાહણ ખાટલાપર પથારી જેવી તેવી કરી જરા આરામ લીધો. ત્યાર બાદ ગરમપાણીથી પગ ધોઇ થાક ઉતાર્યો અને ગોળપાપડી ખાઇ તથા ચાહ પી પેટના અગ્નિને શાંત કર્યો. ત્યાર બાદ એક પડખે એવો ઘસઘસાટ ઉંઘાઈ ગયો કે સવાર કયારે પડયું તેની ખબર પણ પડી નહિ. આ ચટીમાં ટેહરી નરેશનો એક બીજો ડૉક બંગલો છે જે જરા મોટો છે. ધર્મશાળા તથા મોદીની દુકાનો પણ છે તથા પાણીની સગવડ સારી છે. દેવદારનું સુંદર વન છે અને તેની વાસ ઘણીજ સારી મજાની આવે છે. સીધો સામાન દુધ વીગેરે અત્રે મળી શકે છે. તાર તથા પોસ્ટ ઓફીસ નથી પણ ટપાલની પેટી રાખવામાં

આવી છે જેમાંથી ટપાલ રોજ નહિ જતાં માત્ર હફ્તે હફ્તે કાઢવામાં આવે છે. મસુરીથી ધનલોટી લગભગ ૨૦ માઈલ થાય છે. પગમાં ફ્રફોલા થવાથી આવતી કાલની મંજલ જપાનમાંજ કરવા વિચાર દર્શાવ્યો અને જપાનીઓને તમામ જપાન દુરસ્ત કરવા વરધી આપી હતી. સ્થુલ શરીર હોવાથી બિચારા જપાનીઓ મને ઉંચકવાની ચિંતામાં પડયા હતા, પણ પહેલેથી બંધાએલા હોવાથી તેઓ લાચાર હતા.

## પ્રથમ વૈશાખ શુદ ૭ તા, ૨૧-૪-૧૫ બુધવાર.

આજ રોજ ધનોલટી ચટીથી કાનાતાલ ચટીએ જવા માટે સવારના ૭ વાગતે ઉપડયા હતા અને કાનાતાલ ચટીએ બપોરના ૧૧ વાગતા પહોંચ્યા હતા. ધનોલટીથી કાનાતાલ ૧૦ માઇલ થાય છે. વાટમાં કદુખાલ ચટી આવે છે પણ ત્યાં કશી સગવડતા નહિ હોવાથી ઉતરવા જેવું નથી. સવારના ચાહ પીને રવાના થયા હતા. પગમાં દર્દ વધારે થતું હોવાથી જપાનમાં આઠેક માઇલ ગયો હતો અને જપાનીઓ થાકી જવાથી બે માઇલ પેદળ ચાલ્યો હતો. કાનાતાલ જતાં વાટમાં એક ડુંગરના ઉંચાણુના ભાગમાં એક માતાનું મંદીર આવે છે પણ ત્યાં દર્શન કરવા જવાનું બન્યું નહોતું. આજની મંજલમાં ચિત્રવિચિત્ર ઝાડો તથા જંગલો તથા પુષ્પો તથા કાળા મોઢાંનાં વાંદરાં જોવામાં આવ્યાં હતાં. રસ્તો લગભગ બે વાર જેટલો પહોળો હતો અને સામેથી બોજો ઉપાડી આવતાં બકરાંઓ પસાર થઇ જાય ત્યાં સુધી પહાડ પથ્થરની ઓથમાં ઉભા રહેવાનું થતું હતું. ચાલતાં ચાલતાં સામેના બરફમય પહાડો જે ચાંદીની મીસાલ ચળકતા હતા તે કુદરતની લીલામાં વધારો કરતા હતા. આખરે કાનાતાલ ચટીપર ચડ ઉતર પસાર કરી પુગ્યા અને બાવા કાળી કામળીવાળાની મારફતે બંધાયેલી ધર્મશાળામાં મુકામ કર્યો. આ ધર્મશાળામાં નીચેના ભાગમાં ચારેક ખોલીઓ છે જેમાં સામાન તથા માણસોની વ્યવસ્થા કરી હતી અને ઉપરના ભાગમાં બે ઓરડા તથા એક ખુલો વરંડો હતો તેમાં અમોએ મુકામ કર્યો હતો. જમવા ખાવાનું નીચેના ભાગમાં બાજુના વરંડામાં રાખ્યું હતું. અહિં પણ પાણીની પંચાતી પુરી છે. નીચાંણુમાં એક ખાઇમાં સીંદરી જેવી જાડાઈ સરખો

એક ધોધ વહે છે અને બાલદી અગર ઘડો ભરાતાં વાર લાગે છે. ગોરનાં માણસો હોવાથી અમોને અડચણ પડી નહોતી. મોદીની દુકાન ચટીથી જરા દૂર ઉંચા ભાગમાં છે અને ત્યાંથી જોઇતો ખપનો સામાન મંગાવ્યો હતો. ચટીઓમાં ઘઉંનો લોટ અડદ, મગ તથા ચણાની દાળ, વેસણ, તલના તેલને બદલે કડૂ (સરસીયું) તેલ, આલુ (બટેટાં), ઘી, મીઠું તથા પરચુરણ મશાલો મળે છે. અને તેવીજ રીતે બધી ચટીનું સમજી લેવાનું. દાઢ સ્વાદીઆઓને આ પંચકેદારની યાત્રામાં દાઢપર મજબુત બીટ લગાવવી પડે છે. અમોએ તુરદાળ સાથે લીધી હતી પણ પહાડના પાણીમાં તે બાફતી નથી. તેલવાળી લીઓ અગર વગર તેલ દીધેલી રાખો પણ તે બોજારૂપ થઈ પડે છે. અહિં દુધ પણ મહા મહેનતે મળ્યું હતું. યાત્રીને ઝાડે ઝપટે જવાનું હોય તો ચટીની બંને બાજુ જે ઝંડીઓ ખોડવામાં આવી હોય તેની પેલીમેર જવાનું. ઝંડીની અંદર જે માણસ મળમૂત્રે જાય છે તેને સરકારી માણસ પકડે છે અને તે સજાને પાત્ર થાય છે. પહાડપરની દરેક ચટીપર આ પ્રમાણે છે અને તે એક સારો રીવાજ છે. તેમ ન હોય તો લોકો ફાવે તે જગ્યા વાપરી બગાડે છે અને હવા બગડેથી રોગ ચાળો થવાનો સંભવ રહે છે. આ ચટીમાં પોસ્ટનો ડબો નથી. એક બીજુ નાની ધર્મશાળા છે જેમાં બધા જપાની તથા કુલીઓ ઉતર્યાં હતા. ટેહરી સ્ટેટનો એક નવો નાનો ડાક બંગલો છે અને તે બંધ હતો. આજે ચડાઇ ઉતરાઇ આવી હતી પણ ઝાડી હોવાથી બહુ શ્રમ લાગ્યો નહોતો. રાતના ઠંડી ધનોલટી કરતાં વધારે લાગતી હતી. ધનોલટીમાં તાપણું કર્યું હતું પણ અહિં સુવાના ઓરડામાં તાપણું થઈ શકે તેમ નહોતું. ધાબલીની ગાંસડી એક છોડી હતી પણ માગતું ઠીક નહિ લાગવાથી ટુંટીયાં વાળી આખી રાત કાઢી નાંખી હતી. રાતના જમવાનું નહિ હોવાથી ચાહ પી સુઇ રહ્યા હતા.

## પ્રથમ વૈશાખ શુદ૮ તા. ૨૨-૪-૧૫ ગુરૂવાર.

આજ રોજ કાનાતાલથી ભલદાણા ચટીએ જવાનું હોવાથી સવારના વહેલા ઉઠી ચા પાણી પી કારવી ૭ વાગતા રવાના થયા અને બપોરે ૧૧ વાગતા ભલદાણા ચટીએ પુગ્યા હતા. કાનાતાલથી ભલદાણા ૧૧

માઇલ થાય છે જેમાં માત્ર પ્રથમ એક માઇલ હું જપાનમાં ગયો હતો અને બાકીના ૧૦ માઇલ પેદળ ગયો હતો. કાનાતાલથી ઉપાડતાંજ ચડાવ આવ્યો હતો અને તે ચડાવપર મોદીની દુકાન પણ આવી હતી. ત્યાંથી આગળ ચાલતાં બે રસ્તાનું જંકશન આવ્યું હતું જેમાંનો સીધો રસ્તો જન્મોત્રિ ગંગોત્રિ તરફ જતો અને જમણા હાથપરનો રસ્તો ટેહરી તરફ જવાનો રસ્તો તેમ પાટીયું પણ લગાવ્યું હતું. ટેહરી રસ્તેથી જન્મોત્રી ગંગોત્રિ જનારને દેરાદુનવાલો રસ્તો અહિં ભેગો થાય છે. જપાનમાં કંટાળો આવવાથી હું સપાટ પહેરી પેદળ ગોર ગયાપ્રસાદ સાથે ચાલવા લાગ્યો અને જપાન ડોસી પાર્વતીને સ્વાધીન કરી. જપાનો બધી શાહ રસ્તે જતી હતી અને ગોર ગયાપ્રસાદ તથા હું ખેતરોમાં થઇને ટુંકે રસ્તે ચાલ્યા કે મુકામપર જલદી પુગાય. આજની વાટમાં ચડાઇ જુજ હતી પણ ઉતરાંણ સખત હતું. ચડાઇમાં દમ ભરાય છે પણ વીસામો લીધે પાછો દમ હેઠે બેસે છે જ્યારે ઉતરાંણમાં પગના ગોઠલા ભરાઇ જાય છે અને થાક અતિશે લાગે છે. શાહ રસ્તો ચકરાવો ખાઇને ભલદાણા પુગે છે જ્યારે પેગડંડી રસ્તો ગામમાં થઇને ચટીપર પુગે છે. અમારી ઉતરાંણ વીશમ હતી અને પાછળથી એમ લાગ્યું કે ટુંકે રસ્તે જવાને બદલે મોટે રસ્તે ગયા હતે તો ઠીક પડતે. પહાડ પથર ખેતર તથા ઝાડનાં ઠુંઠાં વટાવી આખરે ભલદાણા ગામમાં થઈ ચટીપર પુગ્યા હતા. આ ગામ નાનું તથા ગંદુ છે. ગાય ભેંસો છે અને લોકો ઘણું ખરૂં પોતાનું ગુજરાન ખેતીપર ચલાવે છે. મસુરીથી ધનોલટી સુધીમાં જે ખેતરો આવ્યાં હતાં તેમાં ઘઉં બટેટાં જવ વીગેરે ચીજો થતી હતી જ્યારે આ બાજુ બટેટાં તથા ઘઉં કોદા વીગેરે થાય છે. પહાડી લોકો કોદા નામના અનાજના રોટલા બનાવી ખાય છે. આજની મંજલમાં બકરાં તથા ખચ્ચરો માલથી લાદેલાં પુષ્કળ મળ્યાં હતાં. આ બકરાંની પીઠપર બંને બાજુ ચામડાંની અગર કપડાંની થેલીમાં દાણા વીગેરે ભરી વેપારી લોકો દેરાદુન લઈ જાય છે અને ત્યાં માલ વેંચી તેની અવજીમાં કઠોળ બીજો દાણા નીમક કપડ વીગેરે ખરીદી બકરાંની તથા ખચ્ચરની પીઠપર લાદી તેઓ પાછા ભુતાન તરફ જાય છે. ટીબેટ તથા ભુતાનનો

હિંદુસ્થાન સાથેનો વેપાર આ ખચ્ચરો તથા બકરાં મેંઢાં મારફત થાય છે. તેની રખેવાળી કરનાર કુતરા ટીબેટીયન માસ્ટીફના નામે ઓળખાય છે. આ કુતરાની ગરદનની આસપાસ લોખંડી ખીલાવાળો એક પટો હોય છે અને તે તેનું રક્ષણ કરે છે. વાઘ તથા તેવાં ફાડી ખાનારાં જાનવર જ્યારે બકરાંપર હુમલો કરે છે ત્યારે આ કુતરા તેની સામે ટકર ઝીલે છે અને ગળામાં પટાને લીધે તે જંગલી જાનવરની વડચમાં આવતો નથી પણ ઉલટો કુતરો તેને પકડી પાડે છે. ભલદાણામાં બાવા કાલી કામલીવાળાની બે ત્રણ જીર્ણ ધર્મશાળા છે. એક ત્રણ બાજુથી ખુલ્લી ઉપર પતરાંવાલી રસ્તા ઉપરજ છે. બીજી જે નીચેના ભાગમાં છે તેમાં ચાર ઓરડી નીચે તથા બે ઓરડા તથા ત્રણ બાજુ ખુલ્લો વરંડો ઉપરના ભાગમાં છે. અમો ઉપરના ભાગમાં ઉતર્યાં હતા અને રાંધવાનું સામેના ભાગમાં જે છાપરું છે તેમાં રાખ્યું હતું. પતરાંનાં છાપરાંવાલી ધર્મશાળા પાસે બે પીપળાંનાં ઝાડ છે અને તેની આજુબાજુ પથ્થરના મોટા પરથારો બાંધેલા છે. તેની સામે ઉંચાણમાં એક ત્રણ કમાનવાલી હાલહવાલ સ્થિતિમાં ધર્મશાળા છે કે જ્યાં કુલી લોકો ઉતરે છે અને તેની પાસે મોદીની દુકાન છે કે જ્યાંથી સીધો સામાન મળી શકે છે સુઘડ આદમીએ સીધો સામાન બીજા પાસે મંગાવી લેવો તે દુરસ્ત છે કારણ મોદીની દુકાનમાં માખીનો બણુબણાટ એટલો બધો હોય છે કે આપણને ચીતમાં ચીતરી ચડી આવે છે. આ ચટીમાં દહી મળવાથી તે લીધું હતું. દૂધની અછત અત્રે પૂરતી છે. અમોને થોડું અહિંથી મળ્યું હતુ અને વધારાનું આજુબાજુના ગાંમડામાંથી મંગાવવું પડયું હતું. આ યાત્રા લાઈનમાં આટો બધે જળ ચકીથી પીસેલો મળે છે. એક ઝુપડીમાં એક ઘંટી ગોઠવવામાં આવે છે અને તેની નીચેના ભાગમાં પંખા જેવું રાખવામાં આવે છે આ ઝુંપડી હમેશાં પાણીના નાળાંપાસે હોય છે. જ્યારે ઘંટી ચલાવવી હોય ત્યારે ઝરણાંમાંહેલું પાણી વાળી એક લાકડાની પરનાળીકા વાટે ઝુંપડીના નીચેના ભાગમાં ઉતારવામાં આવે છે. તે પાણી નીચે જઈ ઘંટી નીચે આવેલા પંખામાં અથડાય છે અને પંખા ફરવાથી ઉપરની ઘંટી પણ ફરવા લાગે છે. તેમાં દાણા ઓરવામાં આવે

છે અને તેનો આટો થઇ ઘંટી બહાર આવે છે. કામ ખતમ થયે પાણી પાછું વાળી દેવામાં આવે છે. આ પ્રમાણે ઘણી જગ્યાએ જોવામાં આવે છે, માજી ભગવતી ભાગેરથી આ ચટીની પાસે ઉંડાણમાં જોરથી વહેતાં જોવામાં આવે છે પણ બહુજ નીચાણમાં હોવાથી તેના જળનો ઉપયોગ થઇ શકતો નથી. જળ ઘણુંજ નિર્મળ તથા સ્વચ્છ દીસતું હતું. ધર્મ-શાળાથી જરા છેટે એક નાળું છે તેનું પાણી ઉપયોગમાં લેવાય છે. અમો નાહવા ધોવા તે નાળાપર ગયા હતા. તેમજ રસોઇ વીગેરે માટે પાણી અહિંથીજ ભર્યું હતું. પાણી સ્વચ્છ મીઠું હતું. અત્રે સાધુસંતોને સીધા અપાવ્યા હતા. બે ત્રણ કાઠીયાવાડી ચારણ જાતની સ્ત્રીઓ અત્રે આવી હતી અને તે લોકો જમ્નોત્રિ તથા ગંગોત્રિ વીશેનો વાદવિવાદ કરતી હતી. તે લોકોને પણ સીધો સામાન અપાવ્યો હતો. અમો લગભગ ત્રણ વાગતા જમ્યા હતા. પેલી ચારણ સ્ત્રીઓ જમી તરતજ રવાના થઈ ગઇ હતી. અમો સાંજના જરા આમ તેમ ફરવા ગયા હતા. રાતના ચાહ પી સુઇ રહ્યા હતા. ઠંડી પુષ્કળ લાગતી હતી તથા ગંગાકિનારો હોવાથી પવન પણ સખત લાગતો હતો. જમતી વખતે પણ પવન સખત હતો અને જમણમાં કેટલીક રજ ઉડી હતી.

### પ્રથમ વૈશાખ શુદ ૯. તા. ૨૩–૪–૧૫. શુક્રવાર.

આજ રોજ ભલદાણા ચટીથી ધરાસુચટીએ જવાનું હોવાથી સવા-રના વહેલા ઉઠી ચા પાણી પી કારવી સવારના ૭ વાગે ઉપડ્યા હતા અને ધરાસુ ચટીએ બપોરના ૧ વાગતા પુગ્યા હતા. ભલદાણાથી ધરાસુ ૧૫ માઇલ થાય છે અને તે બધું હું ચાલીને ગયો હતો. જપાનનો આશરો બીલકુલ લીધો નહિ હતો. સવારના પ્રથમ સામાન કુલી સાથે રવાના કરતી વખતે માલુમ પડ્યું કે મસુરીથી જે કુલીઓ કર્યા હતા તેમાંનો એક કયે ગૅપ થઈ ગયો હતો. તેનો મુકાદમ કુલી આપવાને બંધાયેલો હોવાથી અહિં તેના હિસ્સાનો સામાન ઉંચકવા એક બીજો કુલી કરવો પડયો હતો. અમારો રસ્તો ગંગાજીને કિનારે કિનારે હતો પણ જો પાણીની તૃષા લાગે તો ગંગાજીમાંથી પાણી લેવાય તેમ નહોતું કારણ ગંગાજી છેક ઉંડાણમાં ધુધવતા હતાં. કોઇ ઠેકાણે સાવ જોસમાં

અવાજ કરતાં તો કોઈ જગ્યાએ ચુપકીદીમાં વહેતાં હતાં. પ્રથમ જરા ચડાઈ આવી હતી અને પાછળથી રસ્તો સપાટ આવ્યો હતો જે બંને બાજુ આવેલાં ઘઉંનાં ખતરોમાં થઇને જતો હતો. ઘઉંનાં ખેતરો ઘણાં આવ્યાં હતાં અને પાક સારો મજાને પહેલા નંબરનો નેણુ ઠરે તેવો ઉતર્યો હતો. અહિં હિમાલયમાં જગે જગે ઘઉંનાં ભાતનાં બટેટાંનાં તથા બીજા અનાજનાં ખેતરો જોવામાં આવતાં હતાં અને તમામ ખેતરોમાં પાક સારો મજાનો જોવામાં આવતો હતો. ગંગા કિનારે જમણી બાજુએ પેલે પાર નગુણુ નામનું ગામ પહાડપર આવી રહેલું છે અને ઘણું શોભાયમાન દીસે છે. પણ ડુંગર દુરથી રળીઆમણા પાસે જાતો પથ્થર ગંદકી તથા તેવુંજ બધું માલમ પડે છે. ડાબી બાજુએ નગુણુ નામની ચટી છે અને ભલદાણુથી નગુણુ ૧૦ માઇલ દૂર થાય છે. અહિં નગુણુ ચટીમાં પ્રથમ ઉતરવા વિચાર હતો પણ ઉતરવાની સારી સોઇ નહિ હોવાથી આગળ ધરાસુ ચટી જે નગુણુથી ૫ માઇલ દૂર થાય છે ત્યાં મુકામ કરવાનો ઠરાવ કર્યો. નગુણુ ચટીપર માત્ર જરા વિશ્રાંતિ લીધી હતી. અત્રે મોદીની દુકાન છે અને તમામ ખાવા પીવાની ચીજો મલી શકે છે. એક બે જુની ધર્મશાળાઓ છે તથા ગંગાજી સપાટીમાં પાસેજ વહે છે. અત્રે વાંદરાંઓ અમારી પાસેથી કંઇક આશા રાખતાં હોવાથી તેમને ખાવા માટે દાલીઆ નાંખ્યા હતા. અહિંથી આગળ જતાં થોડી કાદવવાલી જગ્યા આવે છે તે વટાવવી પડે છે અને ત્યાર બાદ વીશમ વાટ આવે છે. નગુણુથી ૧ા માઇલનો રસ્તો ચડાવનો આવે છે જેમાં એક જગ્યાએ તો માત્ર ૧ા ફૂટથી પણ કમી પહોળો રસ્તો આવ્યો હતો. જોકે તેવા સાંકડા રસ્તાની લંબાઇ ૧ા થી ૨ વાર જેટલી હતી. આ જગ્યાએ બહુજ સાચવી સંભાલી જવાનું છે. જરા ભૂલ થઇ તો તુરત નીચે ખીણમાં ગંગાજીમાં મુક્તિ મળે છે. આ જગ્યાએ જપાનવાળા યાત્રીઓને જપાનમાંથી ઉતારી હાથ ઝાલી ઘણીજ ધીમી રીતે સાચવીને આટલો કટકો પેદળ ચલાવે છે. આ એટલો ભાગ પસાર કરતી વખતે નીચે ખાઇ તથા ગંગાજી તરફ જોવા જેવું નથી. કારણ તેમ કરવાથી માથામાં ચકરી આવે છે અને અકસ્માત થવાનો સંભવ રહે છે. તેટલા

માટે તમામ લોકોએ સીધું જોઇ આટલો ભાગ રામનામનું સ્મરણ કરતાં કરતાં પસાર કરી જવો. તેટલો રસ્તો વટાઇ રહ્યા બાદ યાત્રીઓ પાછા જપાનમાં બેસી મંજલ શરૂ કરે છે. ઇશ્વર કૃપાથી અમો સાંગોપાંગ ઉતરી ગયા અને આગળ ચાલવા લાગ્યા. જરા ચડાઇ પ્રથમ આવી હતી પછી જમીન સપાટ આવી હતી. વાટમાં મોટાં ઝાડો નહિ હોવાથી તથા સૂર્ય ઘણોજ તપતો હોવાથી ગરમી પુષ્કળ લાગતી હતી તથા બફારો પણ ઘણો થતો હતો. સખત તાપ છતાં અમો પેદળ ચાલનારાઓ પૂર્ણ ઝડપમાં ચાલતા હતા અને આખરે એક નાળાં પાસે આવ્યા. આ નાળાંપર બે થાંભલા નાંખ્યા હતા અને તેની પર સલેપાટ નાંખ્યા હતા. ટેહરી સ્ટેટના આ કામ ચલાઉ પુલપર થઇ આંબાનાં વૃક્ષ પાસે આવ્યા અને અત્રે વિશ્રાંતિ લીધી. આંબામાં પુષ્કળ મોર આવ્યા હતા. અહિંથી આગળ વધતાં ધરાસુ ચટી દેખાણી હતી અને ત્યાં અગાડી અમો બપોરના ૧ વાગતા પુગ્યા હતા.

ધરાસુ ચટીમાં પરોપકારી બાવા કાલી કામલીવાળા મારફત બનાવેલી ધર્મશાળા છે જેમાં ચાર ખોલી ઉપર તથા ચાર નીચે છે. ધર્મશાળાની આગળના ભાગમાં એક પતરાંનો છાપરાંવાળો ભાગ છે જ્યાં યાત્રીઓ રસોઇ પાણી કરે છે અને તે છાપરાંની અગાડી સાવ નજીકમાં ભાગેરથી ગંગા જોરથી વહે છે. તેનું તાણુ એટલું સખત છે કે હાથીના હાથી પણ તણાઈ જાય. ઉંડા પાણીમાં કોઇ પણ સ્નાન કરવા જઇ શકતું નથી. માત્ર કાંઠે બેસી સ્નાન થઇ શકે છે. અમારો સામાન ઉપરના ભાગમાં રાખી બે ઓરડીમાં અમોએ નીવાસ કર્યો અને બાકીના બધા ખોલી આગળના વરંડામાં ઉતર્યા હતા. સાંજના એક બંગાલી યાત્રી જતાં તેની એક વધારાની ખોલી અમોએ હાથ કરી હતી. વરંડામાં સાધુસંતોનો જમાવ ઘણો હતો. કોઈ પાઠ પુજા કરતા હતા અને કોઈ રામાયણ વાંચવામાં મશગુલ હતા. કોઇ કોઈ સાધુઓ તથા કુલીઓ ધર્મશાળાની સામે આંબાના તથા પીપળાના ઝાડ નીચે પડયા હતા. અત્રે મોદીની દુકાન છે જ્યાં સીધો સામાન મળી શકે છે. મોદીની દુકાનપર એક પોસ્ટનો બોકસ રાખવામાં આવ્યો છે અને તેમાંથી દર હફતે ટપાલ

કાઢવામાં આવે છે. અમોએ પત્ર લખી ટપાલમાં નાંખ્યા હતા અને તેના ઉત્તર બાડાહાટ ( ઉત્તરકાશી ) મંગાવ્યા હતાં. અહિં ગંગાસ્નાન કર્યું હતું અને તે વખતે સર્વ સગાં વાહલાં તથા સંબંધીઓને યાદ કર્યાં હતાં ત્યાર બાદ ચાર વાગતે ભોજન કર્યું હતું. ભોજનશાળામાં સુઘડ નરને ખાવું ગમે તેમ નથી. માખીનો ઉપદ્રવ તથા ગંદકી ઘણી જોવામાં આવે છે આના કરતાં ગંગાકિનારે રેતીમાં જમવાનું હું સાત દરજે સારૂં ગણું છું. જમ્યા બાદ થોડીક વાર સુધી ગંગાજીને કાંઠે બેઠા હતા, તથા તેમાંથી આવતા દરીયાના જેવા તુરંગો નીહાળતા હતા. તેમાં મોજાંઓ મોટાં આવે છે અને તેપરથી ગંગાસાગર બોલાય છે. પાણી સ્વચ્છ નિર્મળ હતું. અત્રે ઇમારતમાં દેવદાર તથા ચીડનું લાકડું વપરાય છે અને દેવદારની વાસ ઉત્તમ પ્રકારની આવે છે. સર્વ દેવો આ હિમાલયમાં વાસ કરી રહ્યા છે અને તેનાં દ્વાર એટલે બારણાં આ સુગંધી લાકડાંનાં હોવાથી દેવદ્વારના જેવા સુગંધી લાકડાને દેવદાર કહેવામાં આવતું હશે. સાધુ-સંતોને તી. સ્વ. બાઇએ સીધા અપાવ્યા હતા તથા જે લોકો ઠંડીથી કામળી વગરના હોવાથી બેજાર હતા તેઓને ગરમ કામલીઓ આપી. તે લોકો બીચારા પુર્ણ આશીશ દેતા હતા. જેને જે વસ્તુનાં ખાસ આવશ્યકતા છે અને તે જ્યારે તેને મળે છે ત્યારે તે કેટલો બધો હરખાય છે રાજી થાય છે તે ખાસ જોવાનું છે. રાતના ચાહ લઈ સુઇ ગયા હતા. ધરાસુ ગંગોત્રી તથા જમ્નોત્રિ જવાનું જંકશન છે. જમણા હાથપર જે રસ્તો ગંગાકીનારે કીનારે જાય છે તે ગંગોત્રીનો રસ્તો છે અને ડાબે હાથે સીધો રસ્તો જે છે તે જમ્નોત્રિ તરફ જાય છે.

### પ્રથમ વૈશાખ શુદ ૧૦. તા. ૨૪-૪-૧૫. શનીવાર.

આજરોજ ધરાસુ ચટીથી કુમરાડા ચટીએ જવા માટે સવારના ૭ વાગતા ઉપડ્યા હતા અને કુમરાડા ચટીએ બપોરના ૧૧ વાગતા પહોંચ્યા હતા. ધરાસુથી કુમરાડા ચટી નવ માઇલ થાય છે. ધરાસુમાં ચાહ પી અમો ચાલ્યા હતા. આગળ ચાલતાં ધરાસુનું નાળું આવે છે તે પરનો લાકડાંનો પુલ વટાવી જમ્નોત્રિ તથા ગંગોત્રીના રસ્તાના જંકશનપર આવી પુગ્યા. અમારે જમ્નોત્રિ જવાનું હોવાથી જમણા હાથપરનો

રસ્તો જે ગંગા કીનારે કીનારે થઇ ગંગોત્રી તરફ જાય છે તે પડતો મુકી ડાબાહાથનો સીધો જન્મોત્રિ જતો રસ્તો ગ્રહણ કર્યો. આજની વાટમાં ચડાંણુ વધારે હતું અને ઉતરાંણુ થોડું હતું. આવી રીતે છેક જન્મોત્રિ સુધી ચડાંણુ ઘણીજ આવે છે અને ઉતરાણુ જુજ જુજ આવે છે. આજનો એકંદર રસ્તો સારો હતો. વાટમા સુગંધી પુષ્પોનાં ઝાડો હરડેનાં ઝાડો, ચીડનાં ઝાડો દેવદારના ઝાડો દારૂ હલદીનાં ઝાડો, ગૌરીફળનાં ઝાડો તથા વીછુનાં ઝાડો આવ્યાં હતાં. તે ઉપરાંત બીજાંપણુ અનેક ઝાડો જોવામાં આવ્યાં હતાં. આ ઝાડો બેચાર કે પાંચ દસ આવ્યાં હતાં તેમ નહિ પણુ પુષ્કળ જથ્થામાં જંગલના રૂપમાં આવ્યાં હતાં. ગૌરીફળ ગોર મહારાજે તોડી ખાવા આપ્યાં હતાં અને સ્વાદમાં તે ખટ મધુરાં લાગતાં હતાં, વીછુના ઝાડથી હમેશ સાવચેત રહેવાની ખાસ જરૂર છે. તેવાં ઝાડ જન્મોત્રિ તથા ગંગોત્રિ તરફની વાટમાં આવે છે અને તેનું પાતરૂં આપણી ચામડીને માત્ર અડવાથી વીછીની વેદના જેવી પીડા થાય છે. તેપર ઘી લગાવવાથી વેદના કમી થાય છે અને આરામ મળે છે. બીજું એક ખાસ ધ્યાન રાખવાનું એટલું છે કે જન્મોત્રિ તથા ગંગોત્રી જનારાઓએ મોજાં પહેરીને મંજલ કરવી તથા મુકામપર પણુ મોજાં સાથે રહેવું નહિંતર આ તરફની માખીનો ઉપદ્રવ સહન કરવો પડશે. હિમાલયમાં ચીડનાં જંગલો પુષ્કળ છે અને આ ઝાડ જ્યાં હોય છે ત્યાં એક બારીક એવી જાતની માખી થાય છે કે તે બહુ ઝેરી હોય છે, ચાલતાં ચાલતાં અગર બેઠેલા હોઇએ તે વખતે તે માખી આપણા પગપર બેસે છે અને પોતાની સુંઢ મારી ચાંમડીમાંથી લોહીની ધારા કાઢી તુરત ઉડી જાય છે. આ ધારા પીચકારીની માફક શેર મારતી ઉડે છે. તેનાપર હાથ લગાવ્યો કે પગ સુઝી આવે છે અને મોટા ફફોલા જેવું થઇ આવે છે તે પાકે છે અને તેમાંથી રસી નીકળે છે, આ વ્યાધી મેં જાતે ભોગવી હતી અને તે મને કાયમ માટે યાદ રહેશે. જો તેવી વ્યાધીથી મુકત રહેવું હોય તો મોજાં પહેરી રાખવાં. આજની વાટમાં વનસ્પતીઓ ઘણી આવી હતી પણુ અગાડી ઘણી આવશે એમ ગોર મહારાજનું કહેવું હોવાથી અહિંથીજ બોજો ઉપાડી સાથે સાથે ફેરવવાનું માંડી વાળ્યું. આગળ પર મુલતી

રાખ્યું પણ અગાડી જતાં કેટલીક વનસ્પતીઓ મળે છે અને કેટલીક નથી મળતી તો રસ્તામાં જ્યાં જ્યાં જ્યારે જ્યારે જે જે મળે ત્યારે ઔષધીઓ લઇ લેવી એજ સલાહ ભરેલું છે કે પાછળથી પસ્તાવાનું કારણ ન રહે. આજની મંજલમાં બે પુલ આવ્યા હતા અને તે તુટેલા હોવાથી પથ્થરોમાં થઇ નીચે ઉતરવું પડયું હતું તથા ઉપર ચડવું પડયું હતું. પગ ડંડીને માર્ગ લીધો હતે તો ત્યાં પણ તેવીજ મુશીબતી હતી. નાળાંમાં પાણી નહિ હોવાથી બહુ વીટંબણા વેઠવી નહિ પડી હતી. આખરે **કુમરાડા** ગામ પાસે થઇને ખેતરોમાં થઇને અમો ચટીપર પહોંચ્યા. અહિ કુમરાડા ચટીમાં એક ઓરડી છે. એક ધર્મશાળા જેવું છાપરૂં છે. એક મોદીની દુકાન છે તથા રસોઇ પાણી કરવાની એક ઓરડી છે. પાણીનું ઝરણું પણ પાસે છે. ધર્મશાળા સામે તમાલપત્રનું ઝાડ હતું અને તેવાં તજનાં ઝાડ અત્રે ઘણાં થાય છે તેવું મોદીએ કહ્યું હતું. મોદીની દુકાનમાં જોઇએ તેટલો સીધો સામાન નહિ હતો તો પણ જેટલો હતો તેટલામાંથી સાધુસંતોને તે દેવરાવ્યો. અમો ચાર દિવસનો સીધો સાથે રાખતા હોવાથી અહિંથી ખાસ લીધો નહિ અને જે અમારા પાસ હતું તેથી ચલવ્યું. મોદીની દુકાનમાંથી અમોએ સામાન લીધો હતે તો સાધુસંતો બિચારા ઉપવાસે મરતે. વળી તે લોકો અમારાપર આધાર રાખી સાથે સાથે આવ્યા હતા. તેઓ ગંગોત્રિ જનાર હતા પણ ધરાસુમાં તી. સ્વ. બાઇ તરફથી તમામને સીધા તથા ગરમ ધાબળી મળેલી હોવાથી અગાડી પણ તે પ્રમાણે સીધા રોજ મળશે તેની આશાથી ગંગોત્રિ તરફ તે સંગ નહિ જતાં અમારા સાથે જન્મોત્રિ તરફ ખેંચાણા. આશાવંતની આશા ભંગ થાય અને તેમાંથી નીરાશા ઉત્પન્ન થાય તો માણસનો જીવ કેટલો દુભાય છે તે તો જેને વીતી હોય તેજ જાણે. વળી પહાડનાપર બીજો ધર્માદો કરવો તેના કરતાં રસ્તાના સાધુસંતોને અન્નદાન આપવું તેના જેવું પુન્ય એકે નથી. આજની મજલમાં મારી પથારીપર સરસીયા તેલનો ડબો કુલીએ રાખ્યો હતો અને વાટમાં તેની બેદરકારીથી તે ડબો પથારીપર ઉંધો વળી ગયો અને પથારીપરનું મીણકાપડ તથા બારદાન તથા શણનું હોડડોલ તેલવાળાં થઇ ગયાં હતાં. હોલડોલ-

માંથી તેલ અંદર જવા પામ્યું હતું અને અંદર ગરમ પાટલુન તથા ગરમ શર્ટ તેલવાળાં થયાં હતાં. મુકામપર આવતાં તડકામાં કપડાં નાંખ્યાં પણ તેથી કંઇ તેલના ડાઘ જાય તેમ નહોતા. આથી એક તેલવાળાં કપડાંનો વીંટળો તથા એક પથારીનો વીંટળો તથા એક બીજાં સારાં કપડાંનો વીંટળો એવા ત્રણ વીંટળા બનાવ્યા, અને મજુરને સંભાળ રાખવા વધારે તાકીદ આપી. બપોરે જમ્યા બાદ બધાં બેઠાં હતાં ત્યારે અહિંની પહાડી બે સ્ત્રીઓ નાચ કરવા આવી હતી અને નાચ કરી બતાવ્યો હતો. નાચનારી નાચ કરતી જાય છે અને તે વખતે એક હાથ કમ્મરપર મુકે છે જ્યારે બીજા હાથની આંગળીપર એક થાલી ગોળ ચકરમાં ફેરવતી જાય છે. આ પહાડી નાચ પણ જોવા જેવો છે. થોડી વાર પછી વરસાદના છાંટા આવતા હોવાથી ઢોલી તથા નાચનારીને તેનું મહેનતાણું આપી વીદાય કર્યાં. સુભાગ્યે વરસાદ જોરમાં આવ્યો નહેતા, પણ સહેજસાજ છંટકાર કરી ગયો હતો. રાતના અમો ધર્મશાળામાં સુઇ રહ્યા હતા જ્યારે કુલીઓ તથા સાધુસંતો વીગેરે ખુલામાં ઝાડ નીચે પડી રહ્યા હતા. અત્રે એક છાપરાંવાળી ધર્મશાળાની ખાસ જરૂર છે. એક સાધુ જે જાતનો સોની હતો તે અમારી અગાડી બે રોજથી અહિં આવી તાવથી પીડાતો હતો. અમારી પાસે દવા હોવાથી તેને દવા આપી તાવ ઉતારી નાંખ્યો હતો. દવા સાથે રાખવાથી આપણને સારી તબીયતને લીધે કામ ન લાગે તો આવા બીમાર લોકોને તે કામ લાગે છે. માટે અમુક દવાઓ અવસ્ય સાથે રાખવીજ. તે સાધુએ કાશ્મીરમાં અમરનાથની યાત્રા કરી હતી અને અમરનાથની વીભુતીની પ્રસાદી અમોને આપી હતી. તે પંચ કેદારની યાત્રામાં તમામ સ્થળે અમારી સાથે સાથે ફર્યો હતો. આજે નવે માઇલ હું પગપેદળ ચાલ્યો હતો.

## પ્રથમ વૈશાખ શુદ ૧૧. તા. ૨૫-૪-૧૫. રવિવાર.

આજ રોજ **કુમરાડા ચટીથી દંડીયાલ ગામ** ચટીએ જવા માટે સવારના ૬॥ વાગતા અમો ઉપડ્યા હતા અને દંડીયાલ ગામ ચટીએ બપોરે બે વાગે પુગ્યા હતા. કુમરાડાથી દંડીયાલ ગામ ૧૫ માઇલ થાય છે અને તે બધું હું પેદલ ગયો હતો. આજની મજલ જોકે ૧૫ માઇલની

હતી પણ ચડાંણ સખત હોવાથી તે ૨૫ માઇલની હોય તેવું લાગતું હતું. સીધી છાતી સરસી ચડાઇઓ ઘણી જગ્યાએ આવી હતી અને ઘણી જગ્યાએ વીસામા લેવા પડ્યા હતા. બંને બાજુ ઘાટાં ચીડનાં જંગલો આવ્યાં હતા. ચીડના વૃક્ષો એટલાં લાંબાં ઉંચાં હોય છે કે મુંબઇના પાંચ માળનાં છાપરાં કરતાં વધારે ઉંચે જાય છે. તેનું થડ કદમાં જાડું છે અને તે ઇમારતી લાકડું લેખાય છે. તેની છાલ કાપી જે ગુંદર બહાર આવે છે તે લોકો લઇ લે છે અને વાઉપર એક ઔષધી તરીકે પહાડી લોકો લગાવે છે. આ ઝાડની અંદરના ભાગનાં છોડીયાં અહિંના લોકો બતી તરીકે વાપરે છે. પહાડી લોકો ગ્યાસલેટની અગર બીજા કોઇ તેલની બતી અગર મીણબતી વાપરતા નથી, પણ ચીડના ઝાડના ગર્ભનાં છોડીયાં રાતના ઘરમાં બાળે છે. તે મીણબતીની માફક બળે છે અને એકદમ બળી ખાખ થતાં નથી. રાતના કામ કાજ હોય અને ખાવાપીવાનું હોય ત્યારે જ્યારે જોઇએ ત્યારે આ છોડીયાં તે લો કો પેટાવે છે અને કામ ખલાસ થયે પાછાં તે બુઝાવી નાંખે છે. તેનો ઉજાસ પણ ઠીક ઠીક પડે છે. કુમરાડાથી ચાલતાં પ્રથમ જે નાળું આવ્યું તેપર પુલ નહિ હોવાથી પથરોમાં થઇ નીચે ઉતરી ઉપર ચડવું પડયું હતું. આગળ જતાં જમણા હાથપરનો શાહ રસ્તો મુકી અમો પેદલ ચાલનારા ડાબે હાથે આવેલા પગ દંડીના માર્ગે ચાલ્યા, પણ તે રસ્તામાં અમોને ઘણી વીટંબણા વેઠવી પડી હતી. ટુંકો રસ્તો ધારી અમો તે માર્ગે ચાલ્યા પણ ટુંકો રસ્તો પુષ્કળ અવડચવડવાળી કઠણ ચડાઇનો તથા લાંબો થઇ પડ્યો હતો. ચીડનાં જંગલો હોવાથી તમામ જગ્યાએ ચીડના ઝાડની સળીઓ પથરાયેલી હતી અને તેનાપર પગ આવતાં પગ સરી જતા હતા તથા લપસી જવાતું હતું. જ્યાં જ્યાં એ સળીઓ આવે ત્યાં બહુજ સાવચેતીથી તથા સંભાળથી ચાલવાની ખાસ જરૂર છે. સામાનવાળા પહાડી લોક પગદંડીને માર્ગે બોજા સહીત અજબ રીતે ચાલ્યા જાય છે પણ તે રસ્તે આપણુ લોકોને જવા જેવું નથી. ચાલતાં ચાલતાં આખરે ડંડીયાલ ગામ ચટી કે જે એક ટેકરીપર ઉંચાંણમાં છે ત્યાં આવી પહોંચ્યા. અહિં એક નવીજ ધર્મશાળા ડૉક બંગલાના આકારમાં ટેહરી સ્ટેટ તરફથી બાંધવામાં આવી

છે તથા મોદીની દુકાન છે. અમોએ આ ધર્મશાળામાં નીવાસ કર્યો હતો. તેમાં બે મોટા ઓરડા તથા બે રસોડાં તથા એક નાની ઓરડી છે અને રસ્તાપર ખુલ્લો વરંડો છે. પાણી પાસે પણ જરા નીચાંણમાં છે, અને તે પહાડમાંથી ઝરણામાંથી વાળી લીધેલું છે. અગાડીના ભાગમાં એક પતરૂં મુકવાથી ઘોરીયાની માફક તે પડે છે. તે જગ્યાએ કાદવ પુષ્કળ જોવામાં આવ્યો હતો. પરમાનંદશેઠ હું તથા માવજી ચાર વાગે જમ્યા હતા અને બાકી બધાંને એકાદશી હોવાથી સર્વેએ ફરાળ કર્યો હતો. અમારી સાથે સાધુસંતો જે આવ્યા હતા અને જે ખુલ્લામાં પથારી પાથરી પડ્યા હતા તેણે આજે પણ સીધા સામાનની આશા રાખી હતી પણ એકાદશી હોવાથી તેમને સીધો અપાવ્યો નહિ હતો. મોદીને ત્યાં ફરાળ પણ નહિ મળતો હોવાથી તે પણ અપાવાયો નહોતો. બે ત્રણ જણાએ આખરે સાંજના એવું કહ્યું કે " અમો ગંગોત્રી જવાના હતા પણ અમોને તમારા તરફથી રોજ સીધા મળશે તેવા ઈરાદાથી અમો તમારી સાથે સાથે ચાલ્યા છીએ અને તેટલા માટે અમોને સીધા મળવા જોઈએ. તેઓને આજે તથા ભવિષ્યમાં કોઈ પણ વખતે સીધા નહિ મળવા વીષેનું જણાવી દીધું અને તે પ્રમાણે તમામને કહી દીધું. પુન્ય કરનાર શ્રદ્ધાથી દાન પુન કરે છે ત્યારે આવા લોકો પોતાનો હક હોય તેમ બતાવી જોર જુલમથી પુન કરાવવા માગે છે. જ્યારે આખરે સીધું નહિ મળ્યું ત્યારે મોદીની દુકાનમાં જઈ પૈસા આપી સીધો લાવી તેમાંના કેટલાક જમ્યા હતા. અમો પણ તેને સીધો અપાવતે પણ તેઓને એકાદશી રખાવવાનો વિચાર હોવાથી આજે સીધો અપાવ્યો હતો નહિ. સાંજના ત્રણ ચાર વાગતે પવન સાથે એકદમ વાદળાંથી આકાશ છવાઈ ગયું અને ગાજવીજ સાથે જોરથી વરસાદ પડવા લાગ્યો. ડોળ એવો થયો હતો કે જાણે પ્રલયકાળ નજદીકજ આવ્યો હોય. વરસાદ સાથે મોટા કરા પણ પડ્યા હતા અને જમીનપર જમા થયા હતા. પણ આ તોફાન માત્ર એક કલાક રહ્યું હશે. પહાડપરના વરસાદનું તમામ વખતે આ પ્રમાણેજ સમજી લેવું. ડોળ મોટો કરે છે પણ તે ઝાઝીવાર ટકતો નથી. પાછું આકાશ સ્વચ્છ નીર્મળ થાય છે અને વરસાદથી જંગલ ધોવાઇ સાફસુફ લાગે છે. વર-

સાદ પછી આજુબાજુની કુદરતી લીલા અલૌકીક લાગતી હતી. ચીડના ઝાડોથી ભરેલા ઉંચા વિશાળ ડુંગરાઓ સુંદર શોભાયમાન દીસતા હતા. નીચેની જગ્યામાં દુર જમનાજી ખળખળ કરતાં વહેતાં હતાં. તે નરી આંખે જોઇ શકાય તેમ નહિ હોવાથી દુરદર્શક યંત્ર જે અમોએ સાથે રાખ્યું હતું તેની મદદ લેવી પડી હતી. ત્યાં અગાડી એક ગામ જોવામાં આવ્યું હતું અને ત્યાં ટેહરી રાજ્યનો અમલદાર રહે છે. વરસાદ વખતે જે રૂમમાં મેં મારી પથારી પાથરી હતી તેનાપર પાણી પડવાથી જરા પલળી હતી. આ બાજુનાં છાપરાંપર નળીયાં હોતાં નથી પણ સ્લેટના પથ્થર ગોઠવવામાં આવે છે અને તેમાં કેયે જરા માર્ગ રહી ગયો હોય તો પાણી અંદર ટપકવાનો સંભવ રહે છે. સાધુસંતો જે ખુલ્લામાં પડ્યા હતા તેને વરંડાના ભાગનો ઉપયોગ કરવાની પરવાનગી આપી હતી. તી. સ્વ. બાઇને તે લોકો ભુખ્યા હોવાથી જંપ વળ્યો નહિ હતો. મધ્યરાત્રીએ તે લોકોને સુકો મેવો આપ્યો હતો અને જેના પાસ ઓઢવાનું નહિ હતું તેને ગરમ ધાબલીઓ આપી હતી. આજે ઠાર પુષ્કળ હતો તથા પવન સખત ફુંકાતો હતો. જે લોકો અત્રે બીમાર હતા તેને દવા આપી હતી. કેટલાકને ઝાડા થતા હતા તેને કલોરોડાઇન આપ્યું હતું તથા જેને બે ત્રણ રોજથી ઝાડા થતા હતા તેને વૈદરાજ પરભુરામ વૈદની પેટીમાંથી લાલ ગોળી આપી. દવાથી લોકોને પુષ્કળ રાહેત મળી હતી. કલોરોડાઇન વૈદ પ્રભુરામ વૈદની દવાની પેટી તથા બાળાશંકર વૈદની વાઘેશ્વરી પીલ્સ ખાસ સાથે રાખવાની જરૂર છે. પહાડના પાણીથી ઘણા લોકોને ઝાડાનું દર્દ થઈ આવે છે અને તેનાપર આ ઔષધીઓ જાદુઈ રામબાણ અસર કરે છે. રાતના મોડેથી સુતા હતા અને ઠંડી પુષ્કળ લાગતી હતી.

## પ્રથમ વૈશાખ શુદ ૧૨ તા. ૨૬--૪-૧૫. સોમવાર.

આજ રોજ **દંડીયાલ ગામ** ચટીથી **કુતનુર** ચટીએ જવા માટે સવારના વહેલા ઉઠી ચાહ પી ૬ વાગતા ઉપડ્યા હતા અને કુતનુર ચટીએ બપોરે ૨ા વાગતા પહોંચ્યા હતા. દંડીયાલ ગામથી કુતનુર ૧૫ માઇલ થાય છે અને તે બધું હું પગે ચાલી ગયો હતો. વાટમાં દંડીયાલ ગામ પછી ૮ માઇલપર **ગંગનાણી** નામની ચટી આવી હતી. આજે

ચાલતાં ચાલતાં કેટલીક જગ્યાએ ઉતરાણ આવી હતી તથા કેટલીક જગ્યાએ સપાટ જમીન પણ આવી હતી. અખરોટ તથા ચીલુ જે જરદાલુ જેવાં થાય છે તેનાં વન આવ્યાં હતાં. ચીલુ ઝાડપરથી તોડી ચાખ્યાં હતાં અને સ્વાદમાં ખાટાં લાગતાં હતાં. ચટણીમાં તે લીંબુની ગરજ સારે છે અને સારો સ્વાદ દે છે. ગંગનાણી ચટીએ આવી પુગતાં અમો અહિં આવેલા ફરસુરામના પિતા જમદગ્નિ રૂપીના કુંડમાં સ્નાન કરવા ઉતર્યા હતા. ડંડીયાલ ગામથી ગંગનાણી આવતાં વાટમાં વાટમાં જમણા હાથપર એક રસ્તો આવે છે તે **નાકુર** તથા **ઉતરકાશી** તરફ આપણને લઇ જાય છે. સીધો રસ્તો જે છે તે ગંગનાણી તરફ તથા જન્મોત્રિ તરફ જાય છે. જન્મોત્રિની સડકથી ગંગનાણી ચટીએ જવા માટે ડાબો એક કેડી માર્ગ છે તે ઉતરીએ એટલે ચટીપર જવાય છે. આ ચટીમાં મોદીની એક દુકાન છે તથા તેનું રહેવાનું એક ઘર છે. દુકાનની આસપાસ વરંડો મોટો હોવાથી તેમાં સાધુસંતો ઉતરે છે જ્યારે બીજા ગૃહસ્થ યાત્રીઓ મોદીના ઘરમાં તથા તેના ઘર પછાડીની જીર્ણ અવસ્થામાં પડેલી ધર્મશાળામાં ઉતારો કરે છે. ધર્મશાળામાં ત્રણ ઓરડીઓ છે પણ તેની મરામત કરાવવાની ખાસ જરૂર છે. મોદીની દુકાન પછાડી શ્રી યમુનાંજીને કિનારે એક સુંદર બગીચો છે જેમાં નાસપતી, લીંબુ, દાડમી, ચીલુ તથા બીજાં ફળઝાડો છે. આ બગીચામાં કાળા પથ્થરથી બાંધેલો એક કુંડ છે જે ઘણો પવિત્ર લેખાય છે. જમદગ્નિ રૂષિએ અત્રે તપ કર્યું હતું અને તે રૂષિજી માટે ગંગા તથા જમનાંજી આ કુંડમાં પ્રગટ થયાં હતાં. કુંડની બહાર નીકળતું જળ વેણીની માફક વહેતું નજરે પડે છે અને બાજુમાં વહેતાં જમનાંજીમાં તે મળી જાય છે. કુંડમાંહેલું પાણી સ્વચ્છ નિર્મળ તથા ડંડું છે. આ કુંડમાં સ્નાન કરી કુંડપરની શ્રી ગંગાજમુનાંની મુર્તિનું પુજન કર્યું હતું અને ભોગ ધરાવ્યો હતો. બાજુપર શંકરનું લીંગ છે અને બીજી બાજુએ રૂષિજીના નામનો પીલર છે. અહિં શ્રાદ્ધ વિગેરેની ક્રિયા કરાવવામાં આવે છે. અમારા જન્મોત્રિના ગોર મહારાજ જે અમોને ડંડીયાળ ગામ જતાં ભેગા થયા હતા અને ત્યાંથી અમારી સાથે સાથે ચાલતા હતા તેમણે શ્રાધ કરવા અતિ આગ્રહ

કર્યો પણ અમોને તેની આટલી બધી આવશ્યકતા લાગી નહી. વળી તે ગોર મહારાજ જે એક ભરવાડ અગર દેશના દરબારી જેવા દીસ્તા હતા તે નીરક્ષરો હોવાથી કશી ક્રિયા કરાવી શકે તેમ નહોતા. દાન પુન જે અત્રે કરવાનું હતું તે કરી અમો રસ્તે પડ્યા. આગળ ચાલતાં ચીડના વનમાં જરા વિશ્રાંતિ લેવા અમો બેઠા હતા. અહિં જંગલી માખીનો ઉપદ્રવ ઘણો છે, અને તે એક બે જગ્યાએ મારા પગપર કરડી હતી. ડંખ મારતાં લોહીની ધારા ઉડી હતી, અને તેને હાથ અડકવાથી બહુ પાકી ગયું હતું અને દરદ બહુ થતું હતું. દારૂ હલદી તથા બીજી જંગલી ઔષધી લગાડેથી આસ્તે આસ્તે ઘણા દિવસે રૂઝ આવી હતી. ગોર મહારાજે મોજા પહેરવા કહ્યું હતું પણ તે નહિ પહેરવાથી આ દુઃખ સહન કરવું પડયું હતું. આગળ ચાલતાં વજ ( ગંધીલો વજ ) ના છોડો આવ્યા હતા. પાછા ફરતી વખતે આ વજનાં મુળીયાં જમીનમાંથી ઉખેડી થોડાં પાસે રાખવાં કારણ તે મોટાં તથા નાનાંને ઔષધી તરીકે ઘણાં કામમાં આવે છે. આ છોડ પાણીમાં થાય છે અને તેનાં પાંદડાં બાજરાનાં પાંદડાં જેવાં થાય છે. અહિંથી આગળ ચાલતાં શ્રી પ્રભુનાં ટારાણી આપણા માટે અતિ શ્રમથી અથાગ મહેનત લેતાં નજરે પડે છે. એક નહિ પણ અનેક ઘંટીઓપર તે દળતાં જોવામાં આવે છે તેમજ અનેક સંગાડીયાનાં કામ ચલાવતાં જોવામાં આવે છે. અસલના વખતમાં શ્રીમંતની સ્ત્રીઓ દરણું દળતી હતી, વલોણું કરતી હતી અને તે અંગ કસરતને લીધે આબાદ તંદોરસ્તી ભોગવતી હતી અને નમુનેદાર પ્રજાને ઉત્પન્ન કરતી હતી. જ્યારે હાલના વખતમાં એક પાંચ રૂપિયાના પગારદારની સ્ત્રી ઉપરનું કામ કરતાં શરમાય છે તથા તે ઘરનું કામકાજ કરવું હલકું લેખે છે. આવી તુંમાકીખોર સ્ત્રીઓને અહિં લાવવાની ખાસ જરૂર છે અને પ્રભુની પટરાણી કેવું કામ કરે છે તે બતાવવાની ખાસ જરૂર છે. સંગાડીયા કામમાં અહિંના લોકો લાકડાંના પ્યાલા રકાબી કુંડાં બરણી વીગેરે બનાવે છે પણ લીલાં લાકડાં વાપરતા હોવાથી ઉપરની ચીજો જલદીથી તડકી જાય છે. સૂકું લાકડું વાપરે તો માલ સારો તથા ટકાઉ નીકળી શકે તેમ છે. ચાલતાં ચાલતાં આખરે બપોરના ૨ વાગતા

કુતનુર ચટીએ પુગ્યા. અહિં મોદીની દુકાનમાં તથા જગન્નાથજીના મંદીરમાં અમોએ ઉતારો લીધો. મોદીની દુકાનમાં નીચેના ભાગમાં ભેંસનો તબેલો હતો અને તેમાં રસોઇ કરાવવાની હોવાથી તે ખાલી કરાવી સાફસુફ કરવામાં આવ્યો હતો. આ દુકાનની સામેના ભાગમાં એક ખુલો પણ છાપરાંવાળો ભાગ હતો તેમાં બધો સામાન મૂકયો હતો. અહિંના મકાનમાં પેસવાના દરવાજા સાંકડા નાનાં હોય છે અને ઉપરનું છાપરૂં છેક નીચું હોવાથી અંદર વાંકા વળી આમ તેમ ફરી શકાય છે. જરા ટટાર થયા કે ધડ માથામાં લાકડાનું છાપરૂં અથડાય છે. બહુજ સાવચેતી રાખવાની જરૂર છે. બરફની પાસેના ગામો તથા ચટીઓમાં તમામ જગ્યાએ આવી જાતનાંજ મકાન આવે છે. ભોજન કર્યા બાદ મોઢું સાફ કરવા જતાં લાકડાંની ફલોર હોવાથી પગમાં છોડીયું લગભગ ૦ાા ઈંચ પેસી ગયું હતું અને પાછું કાઢતાં લોહી નીકળ્યું હતું. એક તો માખીના ડંખનો ઉપદ્રવ પગપર હતો તેમાં વળી આ વધારો થયો. ખેર ! જેવી ઈશ્વર મરજી. અહિં ઉપરના ભાગમાં એક દાદર જેવી ખાલી જગ્યા નીચે ઉતરવા માટે હતી અને તેમાં ઉતરવા માટે સીડી હતી નહિ. ડોસી પાર્વતીને તેનો ખ્યાલ ઉતરી જવાથી તે બાજુથી ચાલતાં નીચે તબેલામાં ઉપરથી પડી ગઈ હતી અને માથામાંથી લોહી નીકળ્યું હતું. ખાંડ દાબી દેવાથી લોહી વહેતું બંધ થયું હતું અને થોડા રોજમાં આરામ થયો હતો. સાંજના આજુબાજુ આવેલાં ખેતરોમાં ફરવા ગયા હતા. ખેતરમાં કોદા ધઉ તથા અફીણના છોડો જોવામાં આવ્યા હતા. ચીલુ તથા દેવદારનાં ઝાડો પણ ઘણાં જોવામાં આવ્યાં હતાં સાધુસંતો ઘઉંના ખેતરમાંથી લીલા ઘઉં સેકી પોંખ ખાતા હતા. ખેતરમાંથી પાછાં આવી તી. સ્વ. બાઈએ છોકરાંઓમાં ટોપીઓ ગંજીફાકો તથા પૈસા વાટયા હતા. સમી સાંજના જગન્નાથનાં દર્શન કર્યાં હતાં અને તી. સ્વ. બાઈએ મુર્તી આગળ જે ધર્યું તે તુરત પુજારીએ ઉપાડી લીધું હતું અને પોતાના ભાગીયાને થોડું બતાવ્યું હતું. આથી તેઓ વચ્ચે તકરાર થઈ હતી અને કદાચ ફોજદારી પણ થઇ હશે. આ કુતનુર ગામ એક દોજખનો નમુનો છે. અહિંની સ્ત્રીઓને લગભગ દરેકને ચાર પાંચ પરણેતર ધણી હોય છે.

અને તેમાંનો જ્યારે એક મરી જાય છે ત્યારે તેને અવલ મંજલે પુગાડે ત્યાં સુધી તેના માનમાં નાકમાંની વાળી કાઢી નાંખે છે. અને પાછી તે થોડા કલાક બાદ પહેરી લે છે. અહિંના લોકો વ્યભિચારી છે ઘણા લોકો નોખા નોખા દર્દથી પીડાતા માલુમ પડ્યા હતા. તે સર્વે મારા પાસે દવા લેવા આવ્યા હતા. આ પહાડમાં થોડી ઘણી દવા રાખી કોઈ ડૉકટરનો ધંધો કરે તો તેને પુષ્કળ કમાણી થાય તેવું લાગ્યું. પુરૂષ વર્ગના કરતાં સ્ત્રીઓ ઉદ્યોગી રહે છે. ખતરનું કામકાજ તથા ખાંડણીયામાં કોદ્રાનું અનાજ ખાંડવાનું તે કરે છે જ્યારે પુરૂષવર્ગ છોકરાં સંભાળી ઘરે બેસી રહે છે. રાતના મંદીરમાં અમો સુતા હતા અને સીરણાઈ ઢોલ કલાકે કલાકે વાગતાં હોવાથી નીંદ્રામાં ખલેલ પડતી હતી. મોડી રાત્રે તે બંધ કરાવવાં પડ્યાં હતાં. પુજારી તથા લોકો પહેલા નંબરના ઠગ લાગ્યા. અહિંના લોકો વરસાદ માટે નાગનો વરશોડો કાઢે છે અને નાગદેવનું પૂજન કરે છે. રાતના ઠંડી પુષ્કળ લાગતી હતી. કારણ કે અમો હવે સાવ બરફના પહાડની નજીક હતા. ગરમ ધાબલી બે ચાર સાચવવાને આપેલી હતી તેનો ઉપયોગ કરવાથી ટાઢથી અમો સર્વે બચ્યા હતા.

## પ્રથમ વૈશાખ શુદ ૧૩. તા. ૨૭-૪-૧૫ મંગળવાર.

આજ રોજ **કુતનુર** ગામથી **ખરસાલી** ચટીએ જવા માટે સવારના ચાહ પાણી પી ૭ વાગતે ઉપડ્યા હતા અને ખરસાલી મુકામે બપોરે ૩ વાગતે પુગ્યા હતા. કુતનુરથી ખરસાલી ૧૫ માઈલ થાય છે. કુતનુર પછી **રાના** તથા **ઓજરીયા** ચટીઓ આવે છે અને પછી ખરસાલી આવે છે. પગમાં દરદ હતું તો પણ હું બધું પેદલ ગયો હતો. આજની વાટમાં ચડ વધારે હતી અને ઉતાર જુજ હતો. વાટ લગભગ જમનાંજીને કીનારે કીનારેજ હતી. રાના ચટીથી પાસેનો પુલ મુકી હું ઝડપથી જતો હતો ત્યાં ઉપરના પહાડપરથી એક પથ્થર ગબડતો ગબડતો અમારી આગળ થઇ જમનાંજીમાં પડયો હતો અને અમો સહેજમાં બચી ગયા હતા. પથ્થરના આવવાનો અવાજ ગોરના માણસ ભોલાએ સાંભળ્યો અને તુરત મને આગલ વધતાં અટકાવ્યો હતો. તે છેક પાસે થઇને પસાર થઇ ગયો હતો. આ પહાડોમાં અનેક જગ્યાએ આવી રીતે

પથ્થર કાંતો પોતાથી અગર જાનવરના પગના ધક્કાથી ગબડે છે અને કેટલીક વખતે આખો પહાડ ધસે છે અને જાન માલની ખુવારી નીપજે છે. અનેક સાવચેતી તથા હુશીયારી અત્રે કામ લાગતી નથી માત્ર ઇશ્વરની મહેરબાની હોય છે તો બચવા પામીએ છીએ બાકી પગલે પગલે જીવનું જોખમ છે તેમજ સમજવું. વાટમાં નદીનાળાં જે આવતાં હતાં તેના પૂલો ઓળંગવા પડ્યા હતા. **હનુમાન ચટી** પાસે જરા વિસામો લીધો હતો. આ ચટીમાં બે ત્રણ ભેજવાલી જીર્ણ ઓરડીઓ છે અને જાતે દિવસે તે ચટી નીકળી જશે એવું લાગે છે કારણ તે બીલકુલ રહેવા લાયક નથી તથા ત્યાં સીધો સામાન પણ મળતો નથી. અહિંથી આગળ ચાલતાં ખરસાલી પુગવાને બે માઇલ હતા ત્યાં વરસાદ પડવો શરૂ થયો અને છેક ખરસાલી સુધી વરસાદ પડયો હતો. વરસાદને લીધે તથા ખરસાલી પાસેનો રસ્તો પથ્થરવાલો હોવાથી તથા ચડાવનો હોવાથી તકલીફ વધારે પડી હતી. આખરે ત્રણને સુમારે જન્મોત્રિના ગોરના લાકડાના નીચા ઘરમાં ઉતારો કર્યો. તેના ઘરમાં બે ઓરડા હતા અને આજુબાજુ વરંડો હતો. નીચેનો ભાગ ખાલી હતો. તેમાં રાંધવા જમવાનું રાખ્યું હતું. આજુબાજુ બરફના સફેદ પહાડ હોવાથી ટાઢ સીતમ લાગતી હતી. ચુલાપર રાખેલું છોળ વળતું પાણી લઇ અંગપર નાંખતા હતા પણ તે ઠંડા જેવું લાગતું હતું. અત્રે સાધુસંતોને તથા જપાનવાલા તથા કુલીઓને સીધા અપાવ્યા હતા. વરસાદ આવ્યો હતો પણ બે ખોલી અમોને મળેલી હોવાથી આરામ હતો. **ખરસાલી** પંડ્યા લોકોનું ગામ છે અને તે ગંદું છે. આવતી કાલે જન્મોત્રિ જવાનું હોવાથી ગોરને પુજાપો તથા તેને લગતો સર્વ સામાન તૈયાર કરવાની વરધી આપી દીધી કારણ ત્યાં અગાડી કશું એ મળતું નથી. અત્રે મોદીખાનું ઘણું મોંઘું મળે છે. મે. પરમાનંદશેઠને તાવ આવ્યો હતો અને જરા મુંઝવણ પડી હતી પણ ઇશ્વર કૃપાથી તે થોડી વારજ રહ્યો હતો.

**પ્રથમ વૈશાખ શુદ ૧૪ તા. ૨૮-૪-૧૫. બુધવાર.**

આજ રોજ **જન્મોત્રિ** જવાનું હોવાથી અમો પ્રભાતના પહોરમાં કડકડતી ઠંડીમાં વહેલા ઉઠ્યા હતા અને ચાહ પાણી પી સર્વ સામગ્રી

તૈયાર કરી હતી. તમામ પુજાપો દુધ, દહી, મધ, સાકર, પુષ્પ, ઘી તથા ઘીની વાટો, વસ્ત્ર, આભુષણ, ખીચડી, બટેટાં, લોટ, નીમક તથા જોઇતી દવાઓ તથા કસ્તુરી વીગેરે સાથે લીધાં હતાં. ખરસાલીથી જન્મોત્રી ૧૦ માઇલ થાય છે અને જન્મોત્રિમાં રહેવાની જગ્યા નહિ હોવાથી સ્નાન પુજન કરી પાછા ૧૦ માઇલ આવી ખરસાલીમાં રહેવાની ફરજ પડે છે. એટલે કુલે જતાં આવતાં ૨૦ માઇલની મંજલ કરવી પડે છે. હું તે બધું પેદલ ગયો હતો. ખરસાલીથી જન્મોત્રિ જવા માટે સવારના ૮ વાગતે ઉપડ્યા હતા અને જન્મોત્રિથી પાછા ખરસાલી સાંજના ૬ વાગે પહોંચ્યા હતા. પ્રથમ ખરસાલી ગામમાં થઇ બાવા કાળી કામળીવાળાની ધર્મશાળા પાસે થઈ ખેતરોમાં થઈ અમો રસ્તે પડયા હતા. બાવા કાળીકામળીવાળાની ધર્મશાળા ડાક બંગલા જેવી લાગતી હતી અને તે ઘણીજ જીર્ણ અવસ્થામાં હતી. ત્યાંથી આગળ ચાલતાં જમનાંજીનો પુલ વટાવી ચડાઇ ચડવી પડી હતી. આ ચડાઇમાં જપાનમાંથી ઉતરવું પડે છે; કારણ જપાનમાં બેસી જવામાં જોખમ જેવું છે. રસ્તો પણ બહુ પહોળો નથી તેથી સાવચેતી રાખવી પડે છે. ચડાણ બાદ જરા ઉતરાંણ આવી હતી અને પછી જરા સપાટ જમીન આવી હતી. વાટમાં કોઈ કોઈ જગ્યાએ બરફ પણ આવ્યો હતો. ઝાડી પુષ્કળ હતી અને વિધવિધ પ્રકારનાં પુષ્પો જોવામાં આવ્યાં હતાં. રેતગંગા નામની નદી પાસે આવતાં ત્યાં આચ્છમન માર્જન કર્યું હતું. આ નદીમાં સુવર્ણ સરખી રેતી તથા પથ્થરો જોવામાં આવ્યા હતા. તે ગંગાપરનો લાકડાં તથા ડંડીકાનો બનાવેલો કામ ચલાઉ પુલ પસાર કર્યો અને ત્યાં અગાડી અમોને જપાનમાંથી ઉતરી જવાની ફરજ પડી. અહિંથી આગળ જતાં રસ્તો પુષ્કળ ચડાવનો તથા ખરાબ હોવાથી જપાન લઇ જવી એ સલામતી ભરેલું નથી. કેટલીક જગ્યાએ પગના ફણા ભરાવી હાથના ટેકાથી ઉપર ચડવું પડે છે, અને કેટલીક જગ્યાએ બેસી બેસીને ઉતરવું પડે છે. માત્ર પરમાનંદશેઠની તબીયત ઠીક નહિ હોવાથી તેમની જપાન ઠ સુધી સાથે લીધી હતી, અને તે મહા મહેનતે આવી હતી. જન્મોત્રિ પહોંચતાં દિવસે તારા દેખાય તેવું કામ છે. વાટ એટલી વીશમ છે તથા

ચડાંણુ એટલી સખત આવે છે કે ચાલતાં ચાલતાં દમ ભરાઇ જવાથી દસ દસ મીનીટે વીસામો લેવો પડે છે. બરૂ અત્રે પુષ્કળ થાય છે અને તેનાં જંગલો અમારા જોવામાં આવ્યાં હતાં. આગળ ચાલતાં ભેરવની ચોકીની ડેરી આવી હતી. તેમા ભેરવની મુર્તિ હતી અને તે ડેરીપર યાત્રી લોકો અકેક જુનું ચીથરૂં ચડાવે છે તે એવા ઇરાદાથી કે ઇશ્વર અનેક જાતનાં કપડાં પહેરવાને આપે. આ માટે નાસ્તીક લોકો એવી દલીલ કરે છે કે ઇશ્વર એક જુના ચીથરાના કટકાથી ઠગાઈ વિધવિધ પ્રકારનાં વસ્ત્રો આપણને આપે એ માનવું ભૂલ ભરેલું છે પણ તે દલીલ પણ મને ભુલ ભરેલી લાગે છે. આપણા મહાભારતમાં તેનો દાખલો મોજુદ છે. શ્રી કૃષ્ણપરમાત્મા જ્યારે શેરડી ખાતા હતા ત્યારે આંગળીપર ચપ્પુ લાગવાથી ધોકબંધ લોહી વહેતું હતું. તેનાપર પાટો લગાવવા દ્રૌપદીજીએ ચીરમાંથી ચીથરૂં ફાડી પાટો આંગળીપર બાંધ્યો હતો. આ ચીથરાના બદલામાં પરમાત્માએ, સતી દ્રૌપદીના જ્યારે ભર સભામાં કૌરવોએ દુષ્ટ દુઃશાસન મારફત ચીર ખેંચાવ્યા હતા ત્યારે એક નહિ પણ અનેક ચીરો દ્રૌપદીજીના અંગપર આપ્યા હતા અને તેની લજ્જાની રક્ષા કરી હતી. પૂર્ણ શ્રદ્ધા, પરમ પ્રીતિ તથા ભક્તિભાવથી ઇશ્વિરનીમીતે જે કંઈ આપણે કરીએ છીએ તે મિથ્યા જતું નથી. બદલાની ઇચ્છા રાખી જે કોઇ નોકરી ચાકરી કરે છે તથા દાન પુન કરે છે તે સદંતર ભૂલ ભરેલું છે. ભેરવની ચોકીથી અગાડી ચાલતાં હનુમાન ચોકી આવી હતી ત્યાં દર્શન કર્યાં હતાં. ત્યાંથી આગળ ચાલતાં ચડાંણુ તથા ઉતરાંણુ ઘણી આવી હતી તથા વરસાદ પણ પડવો શરૂ થયો હતો. રસ્તામાં બરફ આવ્યો હતો અને તેપર પહાડી લોકોની મદદ વગર ચલાતું નથી. તેનો હાથ પકડવો પડે છે અને લાંબી ભાલાંવાળી લાકડી બરફમાં ખોડી ટેકો લેવો પડે છે જો બરફમાં પગ સરે છે તો લપસી પડી જવાય છે. અત્રે જન્મોત્રિમાં ચારે તરફ બરફ સખત જામેલો છે અને શ્રી જમનાંજી માત્ર ચાર પાંચ વારના પટમાં ધીમાં ધીમાં વહે છે. જળ ઠંડું તથા સ્વચ્છ નિર્મળ છે. અહિંની ધર્મશાળામાં તથા જમનાંજીનું મંદીર બરફમાં તારાજ થયાં હતાં. સર બેરોનેટ ચીનુભાઈ માધવલાલની ધર્મશાળા બર-

ફમાં ગીરફતાર હતી અને માત્ર લાકડાંનાં બારસાક જરા જરા ઉપર જોવામાં આવતાં હતાં. અત્રે બરફ ઘણોજ પડતો હોવાથી ધર્મશાળા બંધાવવી એ પૈસાની બરબાદી કર્યા જોગ છે. જમનાજીનું પાણી ઠંડું હોવાથી તેમાં સ્નાન કરવા હિંમત ચાલતી નહોતી પણ આટલે દુર આવી સ્નાન કર્યા વગર જવું એ મુર્ખાઈ ભરેલું ગણાય તેથી આરાપર બેસી બે ચાર કળશે સ્નાન કરી લીધું અને તરત તપ્તકુંડમાં જઇ ઝંપલાવ્યું. આ તપ્ત કુંડનું પાણી અતીશે ગરમ છે અને તેમાં બહુ નાહવાથી માથામાં ચકરી આવે છે. આ પણ એક ઇશ્વરની અદ્દભુત લીલા છે. ચારે તરફ બરફ તેમાંથી આવતું પાણી પણ તેવુંજ ઠંડું અને તેમાં ચાર પાંચ ગરમ પાણીના કુંડ. વાહ! પ્રભુ વાહ! તારી ગતીને કોઇ પામી શકે તેમ નથી. અત્રેના ગરમ પાણીના કુંડનાં નામ નીચે પ્રમાણે છેઃ—વિશ્વકુંડ, કેદારકુંડ, નારદકુંડ, ગોરખીકુંડ, તથા સુરજકુંડ. આ પાણીમાંથી ગંધકના જેવી વાસ આવે છે. નીચેના કુંડો કરતાં ઉપરના બે કુંડોનું પાણી બહુજ ગરમ છે અને તેમાં હાથ નંખાઇ શકાતો નથી. તેનું પાણી આધરણની માફક ખદખદે છે અને છોળ મારે છે. આ કુંડમાં લોકો પોટલીમાં બાંધી ખીચડી તથા બટેટાં બાફે છે અને તે ખાય છે. રોટલીઓ વણી તેમાં નાંખે છે અને તે રોટલીઓ છેક નીચે જઈ બેસે છે. જ્યારે તે પાકી જાય છે ત્યારે તે પાછી ઉપર તરી આવે છે અને ચીમટા વતી કાઢી લોકો તે ખાય છે. અલબત રોટલી કડક થતી નથી અને પાણીમાં પકાવેલી હોવાથી પોચી લેંચી પુડા જેવી રહે છે પણ પરીપકવ હોય છે. કશામાં ગંધકની વાસ આવતી નથી. અમે પણ ખીચડી બટેટાં બાફયાં હતાં અને શ્રી જમનાંજીની પ્રસાદી લીધી હતી. શ્રી જમનાંજીના મંદીરપર દસ બાર ફીટ બરફ જામેલો હોવાથી મુર્તિને એક પથ્થરની ગુફામાં પધરાવેલી હતી અને ત્યાં અમો દર્શન કરવા ગયા હતા. દર્શન કરવા જતી વખતે અમારે બરફના બુગદામાં થઈને જવું પડયું હતું. તે બુગદો લગભગ ૩૦ ફીટ લાંબો તથા ૧૦ ફીટ પહોળો હતો. ઉપરના ભાગમાં છ સાત ફીટ બરફ જામેલો હતો. બુગદાની અંદર પણ ગરમ પાણીના ફૂંવારા અમોએ જોયા હતા. બુગદાની અંદર પેસતાં જો બુગદો ધસે તો

બધા બરફમાં દબાઇ જાય તેવું છે. તેમાં જીવનું જોખમ સમાયેલું છે પણ ઇશ્વર કૃપાથી અમોને લેશ માત્ર ઇજા થઇ નહોતી. બતીની મદદવડે છેક અંદર જઇ ભોંયરામાં ગયા હતાં. ત્યાં શ્રી યમુનાજીના તથા ગંગાજીનાં પુજન કરી દર્શન કરી પ્રસાદ ધર્યો હતો. તી. સ્વ. બાઈએ તથા ટમુમાસીએ વસ્ત્ર આભૂષણ તથા છત્ર વીગેરે ધર્યાં હતાં તથા ભૂપી દક્ષણા સર્વ બ્રાહ્મણો વચ્ચે આપી હતી. શ્રી જમનાંજીમાં ઘીના દીવા તરતા મુંકયા હતા અને બીજા દાન પુનના સંકલ્પ ગોર મહારાજે કરાવ્યા હતા. સંકલ્પની ભાષા સંસ્કૃત હતી પણ પોતાનું બોલ્યું પોતેજ સમજતા હતા. નામદાર ગાયકવાડ સરકારનો પુરોહીતનો કાયદો અત્રે બધાં તીર્થોમાં દાખલ કરવા યોગ્ય છે. તીર્થોના ગોર સાવ નીરોક્ષર હોય છે અને યજમાન પાસે અસ્ટમ પસ્ટમ કરી પૈસા કઢાવવામાં કુશળ હોય છે. વિદ્વાન હોય અને પૈસા લે તો તે માટે દલગીર થવા જેવું નથી પણ અભણ જાણવા છતાં પૈસા આપવા એ જરા મનમાં ખટકે છે. અહિ યાત્રીઓ અનેક સંકટ સહન કરી દુઃખ વેઠી આવે છે અને ચોતરફ બરફ હોવાથી અગાડી જવાઇ નહિ શકાતું હોવાથી અત્રેજ જમ્નોત્રિનું મુળ માની લેવામાં આવ્યું છે. ખરૂં જોતાં મુળ તો હજુ વધારે દુર છે પણ તે શોધવા જતાં બરફમાં જોખમ ખેડવાનું છે. અત્રે દેવદર્શન કરી અમો પાછા રવાના થયા અને મહામેહનતે પાછા રેતગંગા કે જ્યાં અમારી જપાનો હતી. ત્યાં આવી પુગ્યા. વરસાદ પડવો બંધ થયો હતો, અને તડકો જરા જરા નીકળ્યો હતો. અત્રે જરા આરામ લઇ પાછા જપાનમાં કૂચ થયા. પરમાનંદશેઠને તાવ આવવાથી પોતાની જપાન સાથે મારી જપાનના બે કુલીને વધારે લીધા હતા જેથી મારે પાંછું ખરસાલી જતાં પગપેદળ જવું પડયું હતું. નહિતર થાક પુષ્કળ લાગેલો હોવાથી પાછા ફરતી વખતે જપાનમાં જવાનો વિચાર હતો. છેક સાંજના છ વાગે પાછા મુકામપર ખરસાલી પહોંચ્યો હતો. તી. સ્વ. બાઇએ અત્રે ૧૦૦ બ્રાહ્મણોને તથા ૮૦ સાધુસંતોને સીધા અપાવ્યા હતા. આવતી કાલે અત્રેથા ગંગોત્રિ તરફ જવાનું હોવાથાં અત્રેના **જમ્નોત્રિના ગોર શામદત્ત જશરામને** દાન દક્ષણા તથા શાલ ધોતર વીગેરે કપડાં આપી

સંતુષ્ટ કર્યા. તેમજ બીજા અહિંના લોકોમાં શાલ ટોપી ગંજીફ્રાક તથા ધોતરો તી. સ્વ. બાઇએ આપ્યાં હતાં. **ખરસાલી** પંડ્યા લોકોનું ગામ છે. ઝાડી તથા ખેતરો અત્રે છે. અહિંના ખેતરોમાં કાર્તક માસમાં ઘઉં વાવે છે અને તેનો પાક છેક ભાદરવા માસમાં ઉતરે છે. જે વખતે વાવે છે તે વખતે બરફ પડવાથી નીચે દટાઇ રહે છે અને વૈશાખ માસમાં બરફ ઓગળવા બાદ તે ઉગી નીકળે છે અને ભાદરવામાં પાક ઉતરે છે. બરફની પડોસમાં જે જે ગામ તથા ચટીઓ આવે છે ત્યાં વરસાદ લગભગ હરહમેશ સાજના આવે છે. સવારના સૂર્યના કીરણથી બરફની વરાળ થઇ પાણી ઉપર ચડે છે, બપોરના તેનાં વાદળાં થાય છે અને પવનથી તે બધાં એકઠાં થઈ સાંજના ગાજવીજ સાથે વરસાદના રૂપમાં પડે છે. અહિંના ભરવાડ જેવા બ્રાહ્મણો જ્યારે જમવા બેસે છે ત્યારે પાંચે કપડાં પહેરીને બેસે છે. અને જે કપડાં પહેર્યાં હોય તે જ્યારે ફાટે છે ત્યારેજ શરીરપરથી ઉતરતાં હોય એમ લાગે છે. બરફ ઓગળ્યા બાદ ખરસાલીથી પહાડી લોકો પહાડને આડે અવળે રસ્તે થઇ ગંગોત્રિ બે દિવસમાં પુગે છે જ્યારે અમોને ગંગોત્રિ પહોંચતાં ૧૦ દિવસ લાગ્યા હતા. અત્રે મસુરીથી આવતાં અમોને ૧૩૦ માઇલની મુસાફરી કરવી પડી હતી જ્યારે હરદ્વારથી દેવપ્રયાગ તથા ટેહરી થઇ જન્મોત્રિ જનારને લગભગ ૧૮૦ માઇલની મજલ કરવી પડે છે. અગર ૨૦૦ માઇલ સુધી કહીએ તો પણ ચાલે. અહિંથી આવતીકાલે ઉપડવાનું હોવાથી ગંગોત્રીનો પ્રોગ્રામ બનાવી લીધો અને રાતના કકડતી ઠંડીમાં ટુંટીયાં વાળી સુઇ રહ્યા હતા.

જન્મોત્રિથી ગંગોત્રી જતાં નીચે લખી ચટીઓ આવે છે:—

ખરસાલી, ઓજરીયા, રાના, કુતનુર, ગંગનાણી, નાકુર, ઉત્તરકાશી, મનેરી, ભટવાડી, બુકીચટી, ગંગનાણી, સુકી, ઝાલા, હરસીલ, ધરાલી, ભૈરવઘાટી અને ગંગોત્રિ.

અમારો ગંગોત્રિનો પ્રોગ્રામ નીચે પ્રમાણે હતો.

| તારીખ. | વાર. | ચટીનાં નામ. | માઇલ. |
|---|---|---|---|
| ૨૯–૪–૧૫ | ગુરૂ | ખરસાલીથી ઓજરીયા | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| ૩૦-૪-૧૫ | શુક્ર | ઓજરીયાથી ગંગનાણી (અ) | ૯ |
| ૧-૫-૧૫ | શની | ગંગનાણી (અ) થી નાકુર | ૧૭ |
| ૨-૫-૧૫ | રવિ | નાકુરથી ઉત્તરકાશી | ૬ |
| ૩-૫-૨૫ | સોમ | ઉત્તરકાશીથી મનેરી | ૯ |
| ૪-૫-૧૫ | મંગળ | મનેરીથી ભટવાડી | ૯ |
| ૫-૫-૧૫ | બુધ | ભટવાડીથી ગંગનાણી (બ) | ૧૦ |
| ૬-૫-૧૫ | ગુરૂ | ગંગનાણી (બ) થી સુકી | ૧૦ |
| ૭-૫-૧૫ | શુક્ર | સુકીથી ધરાલી | ૮ |
| ૮-૫-૧૫ | શની | ધરાલીથી ગંગોત્રિ | ૧૨ |
| ૯-૫-૧૫ | રવિ | ગંગોત્રિ | ૦ |

કુલે માઇલ ૧૦૨

## પ્રથમ વૈશાખ શુદ ૧૫. તા. ૨૯-૪-૧૫. ગુરૂવાર.

આજ રોજ સવારના વહેલા ઉઠી ચાહ પી સામાન વીગેરે ચલાવી ગંગોત્રિ તરફ જવા માટે સવારના ૬॥ વાગતે અમો ઉપડ્યા હતા. ખરસાલીથી પ્રથમ ઓજરીયા ચટીપર મુકામ કર્યો હતો. **ઓજરીયા** ખરસાલીથી ૧૨ માઇલ થાય છે અને ત્યાં અમો બપોરે ૧ વાગતે પુગ્યા હતા. ખરસાલીથી નીકળતી વખતે પગમા વધારે દર્દ થતું હોવાથી બારે માઇલ જપાનમાં હું ગયો હતો. અમોને વળાવવા માટે ત્યાંના ગરીબ લોકો ઢોલ સરણાઇ બજાવતા થોડે દુર સુધી આવ્યા હતા અને તેઓને પૈસા આપ્યા બાદ પાછા વીદાય થયા હતા. ચડાંણુ ઉતરાંણુ વીતાવ્યા બાદ શ્રી યમુનાંજીના પુલ પાસે આવ્યા અને આજ રોજ પુનેમનું શ્રી જમનાંજીમાં સ્નાન કરવાનું હોવાથી અત્રે જરા વાર થોભી સર્વે સ્નાન કર્યું હતું. પાછા જપાનમાં સવાર થઇ ઓજરીયા મુકામે પહોંચ્યા. અહિં મોદીની દુકાનમાં તથા તેના ઘરમાં અમો ઉતર્યા હતા. અહિંનાં છાપરાં પણ નીચાં હોવાથી વાંકા વળી ચાલ્યા વગર છુટકો નથી. અત્રે પાણી બહુ દુર નથી તથા સીધો સામાન સઘળો મળે છે. આવતી કાલે **ગંગનાણીનો** પ્રોગ્રામ નક્કી કરી અમો સુઇ રહ્યા.

## પ્રથમ વૈશાખ વદી ૧. તા. ૩૦-૪-૧૫ શુક્રવાર.

આજ રોજ **ઓજરીયાથી ગંગનાણી** ચટી જવા માટે સવારના ૭ વાગતે ચાલ્યા અને ગંગનાણી બપોરે ૧૧॥ ગગે પુગ્યા. ઓજરીયા અને ગંગનાણીની વચમાં **રાના** તથા **કુતનુર** ગામો આવ્યાં હતાં આજની મંજલ ૯ માઇલની હતી અને તે સર્વે હું જપાનમાંજ ગયો હતો. જન્મોત્રિ જતી વખતે અહિં ગંગનાણીમાં અમો કુંડમાં નાહાવા માટે ઉતર્યા હતા, અને આજે પણ પાછા ફરસુરામના પીતા જમદગ્નીના કુંડમાં સ્નાન કરવા ગયા હતા. સ્નાન કરી શંકર વીગેરેની પુજા કરી હતી તથા બગીચમાં લાડુ વીગેરે બનાવી સારી રીતે સર્વે જમ્યા હતા. બગીચો સારો મજેનો હોવાથી જમવાની ઘણી મજા પડી હતી. અમે ઉતારો મોદીના ઘરમાંજ કર્યો હતો. દુકાન તથા ઘરનું જોડાણ એક સાંકળથી કરેલું હોય છે અને સાંકળમાં ઘંટીઓ બાંધેલી હોય છે. જો કોઈ માણસ ઘરનાં અગર દુકાનનાં બારણાંને અડકે છે તો સાંકળ હલે છે અને સાંકળના હલવાથી ઘંટાનો અવાજ થાય છે જેથી ચોર હોય તો નાશી જાય છે. અત્રે સાંજના પુષ્કળ યાત્રીઓ આવ્યા હતા અને જગ્યા નહિ મળવાથી બીચારા ખુલ્લામાં પડી રહ્યા હતા. શેઠ માધવજી દામોદર ઠાકરસીવાળો સંગ પણ જન્મોત્રિ તરફ જતો હતો અને તેમની એડવાન્સ પાર્ટી અહિં અમોને મળી હતી. તેઓની ખબર અંતર પુછી હતી. આજે ઘણાં લોકો આવેલા હોવાથી દુધની મારામારી હતી જોકે અમોને તે મળી શક્યું હતું.

## પ્રથમ વૈશાખ વદી ૨. તા. ૧-૫-૧૫' શનીવાર.

આજ રોજ **ગંગનાણીથી નાકુર** ચટી તરફ જવાને સવારના ૭ વાગતે ઉપડ્યા અને નાકુર મુકામે બપોરે ૧૧॥ વાગતા પહોંચ્યા. ગંગનાણીથી નાકુર ૧૭ માઇલ થાય છે જેમાં હું માત્ર ૩ માઇલ ઉતરાંણમાં ચાલ્યો હતો બાકીની બધી મંજલ જપાનમાં કરી હતી. ગંગનાણીથી થોડે દુર એક માઇલપર શેઠ માધવજી દામોદર ઠાકરસી તથા મે. માધવજી શેઠનાં સાસુ વીગેરે આખો સંગ વાટમાં મળ્યો હતો. તી. સ્વ. બાઇએ જપાન ઉભી રાખી સર્વના કુશળ સમાચાર પુછ્યા હતા. સુશીલાબાઇની

તબીયત જરા નરમ લાગતી હતી અને તે ઝાડાની બીમારીને લીધે હતી. થોડી ઘણી વાત કરી એ લોકો જન્મોત્રિ તરફ વિદાય થયાં જ્યારે અમો ગંગોત્રિ તરફને રસ્તે ગયા. તેઓએ જપાનને બદલે બધી ડંડીઓ કરી હતી અને મજુરો પણ પુષ્કળ લીધા હતા. તેઓની કુચનો ઠઠારો એક બાદશાહી ઠઠારા જેવો લાગતો હતો. ડંડીયાલ ગામથી ગંગનાણી આવતાં જમણા હાથપર જે રસ્તો આવતો હતો તે પાછા ફરતાં ડાબે હાથે આવ્યો અને તે ડાબા હાથના રસ્તાપર અમો ચાલવા લાગ્યા. આજની વાટમાં નાળાં તથા ઝાડો તથા પુષ્પો ઘણાં જોવામાં આવ્યાં હતાં ચડાઇ તથા ઉતર સખત હતી. પર્વતની ટોચપર છેક ચડી પાછું નીચે ઉતરવું પડયું હતું. જંગલ ઘણું ઘીચ દિસતું હતું. ડુંગરની ટોચપરથી કુદ્રતની લીળા નીહાળતાં ધ્રવ થતો નહિ હતો. નાકૂર જતાં વાટમાં રેણુંકા જવાનો માર્ગ આવ્યો હતો પણ ગરમી સખત લાગતી હોવાથી તથા મોડું બહુ થઇ ગયેલું હોવથી રેણુંકા જવાનું માંડી વાળી અમો નાકૂર ગયા. અહિં મોદીની દુકાનપર બે રૂમ હતી તેમાં અમે અમારો નીવાસ કર્યો અને રાંધવા તથા જમવાનું સામેના બાજુના છાપરામાં રાખ્યું હતું. આ ચટી છેક ગંગાજીના કિનારાપરજ છે. પાણી તદન પાસે છે. અહિં આવ્યા બાદ શ્રી ગંગાજીમાં તમામ કપડાં બોળી સ્નાન કર્યું હતું. પાણી ધરાસુ આગળ નિર્મળ લાગતું હતું જ્યારે અહિં સફેદ દુધીયાં રંગનું લાગતું હતું. અત્રે એક નાની સરખી બાગ છે જેમાં કેળ તથા અળવીનાં પાંદડાં થાય છે. એક દોરડાંનો ઝુલો છે તેપર થઇને ગામવાળા લોક આવજા કરે છે. આ ઝુલો અસલની ઢબનો હોવાથી માણસ જ્યારે તેનાપર ચાલે છે ત્યારે ઝુલો તથા માણસ બંને હલે છે. ધરાસુથી જમણા હાથપર જે વાટ ફાટે છે તે વાટેથી ચાલીએ તો અહિં અવાય છે, અને વાટમાં એક કુંઢા નામની ચટી આવે છે. રેણુંકા (જમદગ્નીની પત્નિ અને ફરશુરામની મા) માટે તી. સ્વ. માતુશ્રીએ વસ્ત્ર આભૂષણ ભેટ ઇત્યાદિ અહિંથી મોકલ્યાં હતાં. ગંગાનાણીથી જમનાંજી છુટાં પડે છે તે પાછો વાટમાં કેથે ભેટો થતો નથી. રાતના ચાહ પાણી પી સર્વે ઉંઘી ગયા હતા. અને આવતીકાલે ઉત્તરકાશી જવાનું નક્કી કર્યું હતું.

## પ્રથમ વૈશાખ વદી ૩ તા. ૨-૫-૧૫ રવિવાર.

આજ રોજ **નાકુર ચટીથી ઉત્તરકાશી** જે પહાડમાં **બાડા** હાટના નામે ઓળખાય છે ત્યાં જવામાટે સવારે ૬॥ વાગે નીકળ્યા અને બહુ દુર નહિ હોવાથી ઉત્તર કાશી ૮॥ વાગે પહોંચ્યા હતા. નાકુરથી ઉત્તર કાશી ૬ માઇલ થાય છે અને તે સઘળું હું જપાનમાં ગયો હતો. વાટમાં મજાનાં ઘઉંના તથા ચોખાનાં ખેતરો આવ્યાં હતાં. ટીબેટ વાળા ભોટ લોકો રાવટી ખોડી રસ્તામાં મુકામ કરી રહ્યા હતા. અને યાત્રીઓને શીલાજીત વહેંચાતું આપતા હતા. અમારા સંગમાંથી પરમાનંદ શેઠ તથા ટમું માસીએ તેની પાસેથી થોડું શીલાજીત લીધું હતું. પણ મને તેમાં ભરોસો નહિ આવવાથી મેં તે લીધું નહિ હતું. ગોર મહારાજ સાથે વાતચીત કરતાં જણાયું કે તેવા ભોટ લોકો ઠગ હોય છે અને યાત્રીઓને ખોટું શીલાજીત આપી ઠગી લે છે. તે લોકો પાસે જે શીલાજીત હતું તે અસલ બુટ પૉલીશ જેવું લાગતું હતું. અહિંથી આગળ ચાલતાં સુગંધી ફુલોનાં ઝાડો તથા કેળનાં વન આવ્યાં હતાં તથા લેપર એસાયલમ તથા દોરડાનો ઝુલતો પુલ આવ્યો હતો. રકત પીતીયાં પોતાનો દેહ ગંગા કિનારે પડે તો મુકતી મળે તેવા વિચારથી અહિંજ રહે છે. અહિં જવા વિચાર કર્યો હતો પણ મુકામે પુગ્યા બાદ પાછા જઇશું તેવો વિચાર દર્શાવવાથી હાલમાં જવાનું માંડી વાળ્યું અને પછી વખત નહિ મળવાથી ત્યાં જવાયું નહિં. આ બાબતમાં હું કારણભુત થયો તેથી દિલગીરી થાય છે. અમારા ગોર મહારાજને યાદી દેવા કહ્યું હતું પણ જો યાદી આપે તો વાટમાં જે આપવાનું હોય તે અપાઇ જાય અને તેને માટે જુજ રહે તેવું હોવાથી તેણે કશી યાદી આપી નહિ. અહિં ઉત્તરકાશીમાં બાવા કાળી કામળી વાળાની બે ત્રણ મોટી ધર્મ શાળા છે અને તેમાંની એક કે જે ગંગાજીના કીનારાપર છે તેમાં અમો ઉતર્યાં હતા. અત્રે પાંચ સાત મોટી દુકાનો તથા પોસ્ટ ઓફીસ પણ છે. અને આ એક પહાડી શહેર તરી કે લેખાય છે. પોસ્ટ ઓફીસ પહાડમાં ઘણે ભાગે મોદીની દુકાનમાંજ હોય છે. મોદી ટપાલ રાખે છે અને બધા યાત્રી તેને ત્યાં જઇ ટપાલ લઇ આવે છે અને ત્યાં રાખેલી ટપાલની પેટીમાં કાગળો

પોરટ કરે છે. અત્રે મણીકર્ણીકા નામને ઘાટ છે તેમાં સ્નાન કરી શ્રી કાશીવીશ્વનાથનું પુજન કર્યું હતું. ત્યાંથી ભેરવનાથ તથા ફરસુરામન' દર્શન કર્યાં હતાં તથા જોધ પુરના મહારાજાનાં કુંવરી જે જેપુર મહારાજાનાં રાણી થાય તેણે સ્થાપેલા ૧૧ રૂદ્રનાં દર્શન કર્યાં હતાં. આ મંદીર તથા જગ્યા તથા ધર્મશાળા ઉત્તમ પ્રકારનાં જે પોરના પથ્થરન બનાવેલાં છે. મંદીર તમામ પથ્થર તથા આરસનું બનાવેલું છે. ૧૧ રૂદ્રશ્રી નર્મદાજીના છે તથા તેમાં પાર્વતી ભવાની ચોક તથા ધર્મશાળા છે. રૂદ્રપર ચાંદીનાં મહોરાં હતાં અને તે સારી શોભા આપતાં હતાં. શ્રી કાશી વીશ્વનાથના મંદીરમાં શક્તિનાં દર્શન કર્યાં હતાં. અહિંથી શ્રી ગંગોત્રિનું પવિત્ર જળ ભરવામાટે પીતળની બતકો તથા બાટલીઓ ખરીદયાં હતાં તથા અમારા માટે તથા ગરીબોને વાટમાં આપવા માટે મોજાં કપડાંના તાકા કંતાનના જોડા વીગેરેની ખરીદી કરી હતી. અત્રે શેઠ રતનસી શેઠ તથા ભાઇ શ્રી પ્રલાદજીના પત્રો મળ્યા હતા અને પાછા જવાબ લખ્યા હતા. મોદીને ત્યાં બીજા કાગળો આવે તો ગંગોત્રી રવાના કરવા વરધી આપી હતી. ટપાલ અહિંથી દર ચોથે રોજ કાઢવામાં આવે છે. અત્રે ૨૬ બ્રામણને જમાડ્યા હતા અને અહિંના ગોર **પંડ્યા લીલાધર શ્રીધરને** શાલ સાથે રૂા ૨૫) પચીસ દક્ષણા આપી હતી. અત્રે ખાવા પીવાની તમામ ચીજો મળી શકે છે. અત્રેનાં તીર્થ નીચે મુજબ છેઃ—મણીકર્ણીકા ઘાટ, ગંગાજી દર્શન, સુરજ કુંડ, વીશ્વનાથ દર્શન, શકતી દર્શન, ભેરવનાથ, દત્તાત્રય, ફરસુરામનાથ, એકાદશ રૂપ અને અસી સંગમ. ફરસુરામનાથનાં દર્શન કરી પાછા બહાર આવતાં નીચાં બારણાંનુ ધ્યાન નહિ રહેવાથી બારસાક મારા માથાપર સખત લાગ્યું હતું અને લોહી નીકળતાં બચી ગયો હતો. પહાડી મુલકમાં આ ખાસ ધ્યાનમાં રાખવા જોગ છે નહિં તર માથું ફુટવાનો અવાર નવાર સંભવ રહે છે. ગરીબ ગુરબાં તથા સાધુ સંતોને અત્રેથી બાવા કાલી કામળીવાળા તરફથી ગંગાત્રી જનારને ગરમ ધાબળી મળે છે. અને પાછા ફરતાં તેમની પાસેથી લઈ લેવામાં આવે છે.

## પ્રથમ વૈશાખ વદ ૪ તા. ૩-૫-૧૫ સોમવાર.

**ઉત્તર કાશીથી મનીરી ચટીએ** જવામાટે આજે સવારે ૭ વાગતા ઉપડ્યા અને ૧૧ વાગતા મનીરી મુકામે પહોંચ્યા. મનીરી ઉત્તરકાશીથી નવ માઇલ થાય છે અને તે સર્વે હું પેદલ ગયો હતો. ઉત્તરકાશીથી ચાલતાં વાટમાં એક બીજા રાજાની ધર્મશાળા આવી હતી. આજનો રસ્તો અકંદર સારો હતો અને ચડ ઉતર જુજ આવી હતી. આજે પણ ભોટીયા લોકો શીલાજીત પોખરાજ નીલમ માણેક વીગેરે લઇ સામા આવ્યા હતા પણ સેવકે કશું લીધું હતું નહિં. વાટમાં સામેના પહાડોમાં શીલાજીત નજરે આવતો હતો પણ વચ્ચમાં ગંગાજી ધુધવતાં પુર જોસમાં વહેતાં હોવાથી સામેપાર જઇ શકાય તેમ ન હોતું. આજની મંજલમાં મોટાં મોટાં ઝાડો તથા જંગલ ઠીક ઠીક આવ્યું હતું. મનીરી ચટીમાં ત્રણેક ધર્મશાળા છે તથા બે મોદીના દુકાન છે જ્યાં અગાડીથી ખાવા પીવાની તમામ ચીજો મળી શકે છે. એક ધર્મ શાળા માળવાળી હતી પણ તે પરનો ભાગ ચાર સુરતી યાત્રીએ દબાવી લીધેલો હોવાથી અમારે નીચેના ભાગમાં ઉતરવું પડયું હતું. તે સુરતીઓ ઉત્તરકાશીથી અમારી સાથે થયા હતા અને બીજે મુકામે અમો જઇએ તે પહેલાં કલાક અગાઉ તેઓ નીકળી સારી જગ્યા સર કરી લેતા હતા. આજે આ રીતે થયેલું હોવાથી આવતી કાલે ગોર મહારાજના માણસ શકુને સવારના વહેલો મોકલી દેવા અને સારી જગ્યા હાથ કરવા તાકીદ આપી હતી. અહિં જમી કારવી સાંજના જરા લેટતાં લેટતાં ઉંઘ આવી ગઈ હતી અને સવારના ચાર વાગતા જાગ્યા હતા. અત્રે પાણી પાસે છે તથા દૂધ વીગેરે મળી શકે છે. આજે સાંજના કરા સાથે વરસાદ થોડો વખત પડ્યો હતો.

## પ્રથમ વૈશાખ વદ ૫ તા. ૪-૫-૧૫ મંગળવાર.

આજ રોજ **મનીરી ચટીથી ભટવાડી** ચટીપર જવા માટે ચાહ પાણી પી સવારના પાંચ વાગે ઉપડ્યા હતા અને ભટવાડી મુકામે ૧૧ વાગતા પુગ્યા હતા. મનીરીથી ભટવાડી ૮ માઇલ દૂર થાય છે અને તે સર્વ હું પેદલ ગયો હતો. વાટ આજની એકંદરે સારી હતી. જમણી

બાજુ ગંગાજી જોરમાં વહેતાં હતાં તથા જમણી બાજુના પહાડપર ગંગોત્રિ થઇ કેદારનાથ તરફ જતા યાત્રિઓ જોવામાં આવતા હતા. કેદારનાથ જવાનો રસ્તો મનીરી અને ભટવાડી વચ્ચેથી ફાટે છે અને ગંગાપરનો પુલ વટાવી સામેના ડુંગરમાં થઇને તે રસ્તો જાય છે. અમારે હાલ તે રસ્તાનું કામ નહિ હોવાથી સીધા ગંગોત્રિના રસ્તાપરજ ચાલ્યા અને ભટવાડી મુકામે પહોંચ્યા. અહિં બાવા કાળી કામળી વાળા મારફત બંધાયેલી બે ધર્મશાળા છે જેમાંની એક ધર્મશાળાના ઉપરના ભાગમાં અમેં ઉતારો લીધો હતો. ખાવા પીવાનું સામેની ધર્મશાળામાં રાખવાનું હતું પણ ત્યાં જોગ નહિ ખાવાથી અમો ઉતર્યા હતા તેની નીચેના ભાગમાંજ જમવા ખાવાનું રાખ્યું હતુ. અત્રે પાણી પાસે છે અને દુધની મારા મારી છે સુરતી લોકો પણ અત્રે આવ્યા હતા અને કેથે સામેની બાજુની ધર્મ શાળામાં ઉતર્યા હતા. અહિં દાણો દુણી બહુ મોંઘો મળે છે અને મોં માગ્યાં દામ આપવાં પડે છે. અહિં ટેહરી સ્ટેટનો એક ફૉરેસ્ટ ઑફીસર રહેતો હતો. ગંગોત્રિથી પાછા ફરતાં અહિં આવવાનું હોવાથી કેટલોક વધારાનો સામાન કે જેની અમને ત્યાં અગાડી જરૂરીયાત નહોતી. તે અહિં મોદીના હવાલામાં સોંપી ધર્મશાળાની નીચેની એક ઓરડીમાં મુંકયો હતો. કુલે ૨૩ દાગીના સોંપ્યા હતા અને મજુરોને તેટલો બોજો ઉંચકવાનો કમી થવાથી ખુશ થયા હતા. સાંજના અત્રે આવેલા મહાદેવના મંદીરે દર્શન કરવા ગયા હતા અને અહિંના ગળે પડુ ગોર લોકોએ પોતાના ચોપડામાં લેખ લખી આપવા અતિ આગ્રહ કર્યો પણ તે લખી આપવાની કશી જરૂર નથી કારણ કે આ સ્થળ કંઇ તીર્થનું નથી. અહિં ઉપાન ( પગરખાં ) સારાં મળે છે અને અમારામાં જેને જરૂર હતી તેમણે તે ખરીદયાં હતાં. દર જોડીનો અકેક રૂપિયો પડે છે. ઉપાન સારાં ઉનથી ગુંથેલાં ટકાવ હોય છે. રાતના ચાહ પી સુઈ રહ્યા હતા.

## પ્રથમ વૈશાખ વદિ ૬-૭ તા. ૫-૫-૧૫ બુધવાર.

આજરોજ **ભટવાડીથી** ગંગનાણી ચટીએ જવા માટે ચાહ પાણી પી સવારના ૭ વાગતા ઉપડ્યા અને ૧૧ વાગતે ગંગનાણી પુગ્યા. રસ્તો

ગંગાજીને કિનારે કિનારે હતો. ભટવાડીથી ગંગનાણી દસ માઇલ થાય છે જેમાં હું આઠ માઇલ પેદલ ગયો હતો અને બે માઇલ જપાનમાં ગયો હતો. આજની વાટમાં ચડ ઉતર જુજ હતી અને એકંદરે રસ્તો સારો હતો. ભટવાડીથી ચાલતાં બુકી (સત્ય નારાયણ) ચટી પાસે દોરડાંથી બાંધેલો એક જીર્ણું ઝુલો આવ્યો હતો અને તેપર થઈ અમો બુકી ચટીપર પહોંચ્યા હતા. અહિંથી પાછાં ગંગાજી ડાબે હાથે થયાં. બુકીથી અગાડી ચાલતાં જરા ચડાઈ તથા ઘાટું વન તથા પાણીના ધોધો આવ્યા હતા. વાટમાં એક લાકડાંનો જીર્ણ પુલ છે તે પર એકેક આદમી જઇ શકે છે કારણ તે સદંતર જરજરીત હોવાથી વધારે વજનથી તુટી જવાનો સંભવ રહે છે. આસ્તે આસ્તે અમોએ એને પસાર કર્યો હતો. ત્યાંથી આગળ ચાલતાં પાછો એક મોટો લાંબો ઝુલો આવ્યો હતો અને તે પણ વીના હરકતે પસાર કર્યો હતો. તે ઝુલો પસાર કરતાં ગંગાજી પાછાં જમણી બાજુ થયાં અને ઝુલાથી થોડેક છેટે અમો ચટીએ પુગ્યા. અહિં કાલી કામળીવાળા બાવા મારફત બંધાયેલી પીલી ભીંતવાળાની ધર્મશાળામાં ઉતર્યાં હતા. ધર્મશાળા સારી મજાની તથા મોટી છે, અને તેવીજ બીજી બે ત્રણ ધર્મશાળા હોવાથી યાત્રીઓને રહેવા માટે પુષ્કળ જગ્યા મલી શકે છે અને વીટંબણા વેઠવી પડતી નથી. અત્રે સદાવ્રત અપાય છે તથા મોદીની દુકાનમાંથી મોંઘો પણ સર્વ સામાન મલી શકે છે. ચટીમાં ભોટીયા લોકો ગરમ કામળીઓ વેંચવા આવ્યા હતા રૂપિયા પ્રત્યેક ધાબલીના દસ બતાવતા હોવાથી વાત પડતી મુંકી. સાંજના થોડો વરસાદ પડયો હતો. ચટીથી લગભગ ૨૦-૨૫ કદમ દુર એક ધોધ ઉપરથી એક પથ્થરની કુદરતે બનાવેલી કુંડીમાં પડે છે અને તેમાં થઈ પાણી બહાર પડે છે જે પાણી યાત્રીઓ નાહવા ધોવામાં તથા પીવામાં વાપરે છે. પાણી નીર્મળ તથા મીઠું છે. સામેના પહાડમાં તપત કુંડ તથા પારાસર રૂષીનો આશ્રમ છે પણ સામી બાજુ જવાનો ગંગાપરનાં ઝુલો સદંતર તુટી ગયેલો હોવાથી અમો ત્યાં જઈ શકયા નહોતા. ભોજન પાણી થયા બાદ સાંજના આજૂબાજૂ ફરવા નીકળ્યા હતા. ભોટીયા લોકો જે એક જગ્યાએથી બીજી જગ્યાએ હરહમેશ ફર્યા કરે છે તેઓએ ગંગા કીનારે

પોતાનો મુકામ નાંખ્યો હતો. રાવટી ખોડી તેમાં તેઓ રહેતા હતા તથા સામાન જે બકરાંપર તેઓ મંજલ વખતે લાવે છે તે રાવટીમાં રાખી ડુંગરમાં બકરાં તથા ઘોડા ચરાવતા હતા. રાતના ચાહ પાણી પી ઉંઘ નહિ આવતી હોવાથી તંબુરા તથા કડતાલ સાથે નીચે પ્રમાણે ભજન ગાયું હતું:—

### કાચબા કાચબીના ભજનનો રાગ

જેને વીતી હોય તે જાણે રે, અજાણ્યો કોઈ ન જાણે. ટેક.
કાંટો બરાબર બોરડી કેરો, હાથમાં વાગ્યો હોય
વાગ્યા વિનાની વેદના એની, જાણી શકે શું કોય
અનુભવ હોય ન જેને રે, શેણે સમજાવીએ એને—જેને.
અગ્નિએ અંગ બળ્યું હોય તેથી, બળતર જે બહુ થાય
ઉનું પાણી નહિ ઓળખે એથી, કેમ કરી સમજાય
હૈયાની વેદના એવી રે, નથી સમજાય તેવી—જેને.
વેદના થાય સુવાવડીને, તે જાણે શું વાંઝણી બાઇ
પાસે રહી હોય બેન કુંવારી, જાણી શકે શું કાંઇ
કેવું છે દુઃખ અટાણે, જણેલી હોય તે જાણે—જેને.
વેદના લેશ ન જાણે શુળીની, પાસે ઉભેલા લોક
હાથ ધર્યામાં વેદના કેવી, કેમ જાણે ધનિ લોક
વખાની વાત છે એવી રે, નથી સમજાય તેવી—જેને.
ડંખ્યા વિના ન જણાય કદાપી, વીછીની વેદના જેમ
સાથરે સૂવાની વેદના ભુંડી, જીવતો જાણે કેમ
ખરેખર એક છે ખામી, નથી કોઇ અંતર જામી—જેને.
શંખણી સાંપડી હોય જો નારી, કેવો કરે છે કલેશ
કર્મ તણા કારમે યોગે, વંઠી વગાવે વેશ
દિયે દાગ દેહમાં દારા, એથી વનવાસી યો સારા—જેને.
ચાકરી કેવી આકરી છે તે, જાણી શકે શું શેઠ
દુઃખ દબાણુ સદા સમજે છે, હોય દબાણા હેઠ
ભુખ્યાનું દુઃખ શું જાણે રે, જમ્યો હોય ભાવતું ભાણે—જેને.

વાણુ ભાંગે ભવ સાગર ત્યારે, ઉપજે જે ગભરાટ
બાળ બચ્ચાંના થાય વિલાપો, હાય રે હૈયા ફાટ
એને જે અંતરે થાશે, બિજાથી કેમ કળાશે-જેને.
નિર્ધનનો તો ક્યાંય ધડો નહિ, કોઇ ન સાંભળે વાત
એક સાંધે ત્યાં તેર તુટે છે, દોડે ભલે દિન રાત
ધનિકને હોય શું પીડા, કરે કલ્લોલમાં ક્રીડા-જેને.
મુર્ખ પ્રજાથી માત પિતાનું, અંતર જે અકળાય
લાજ પ્રતિષ્ટા જાય લુંટાતાં, ધુળ ધાણી ધન થાય
દિવાના દીકરા જેના, ભળે ભાઈ ભોગ છે તેના-જેને.
નાથ તજી પરલોક જવાથી, બાળ પણે રંડાય
હડહડ થાય બધેય બિચારી, કેમ કરી ભવ જાય
સુવાણુ હોય જે નારી, શકે કેમ તે વિચારી-જેને.

આટલું ભજન ગાઇ ઉંઘ આવતી હોવાથી સર્વે ઇશ્વર સ્મરણ કરી સુઇ ગયા.

## પ્રથમ વૈશાખ વદી ૮ તા. ૬-૫-૨૫ ગુરૂવાર.

આજરોજ **ગંગનાણી ચટ્ટીથી સુકી ચટ્ટી** જવા માટે સવારના ૬ વાગે ઉપડ્યા અને સુકી ચટ્ટી ૧૦ વાગે પુગ્યા. ગંગનાણીથી સુકી ૧૦ માઇલ થાય છે અને તે સર્વે હું પગ પેદલ ગયો હતો. રસ્તો ચડ ઉતર-વાળો તથા નાળાં વાળો હતો. વચ્ચમાં એક છાપરાં વાળું ઘર આવ્યું હતું જેમાં કોઇપણ રહેતું નહિ હતું. વરસાદ વખતે આ છાપરૂં તથા તેની પાસેની એક ગુફા એક આશીરવાદ સમાન થઈ પડે છે. આલુ, અખરોડ તથા દેવદારનાં ઝાડો પુષ્કળ આવ્યાં હતાં તથા બંને બાજુએ ઉંચા પહાડો એવી રીતે આવેલા હતા કે સૂર્યનો પ્રકાશ ખીણમાં માત્ર એક કલાક રહેતો હશે. વાટની વનલીલા સારી હતી તથા જે નદી નાળાં આવતાં હતાં તેની રેતીમાં સુવર્ણનો ચળકાટ લાગતો હતો. પહાડમાં પણ અબરખ નજરે પડે છે. અહિંના હિમાલયના પહાડોમાં અનેક પ્રકારની ધાતુઓ મળી આવે એમ છે પણ પ્રયાસ કેમ થતો નથી તેની સમજ પડતી નથી.

આજની ચટી ખેતરો ઉપર જરા ચડાવવાળી જગ્યાએ આવેલી છે. તેમાં ત્રણ ઓરડા ઉપર તથા ત્રણ ઓરડા નીચે છે. અમો ઉપરના ભાગમાં ઉતર્યાં હતા અને નીચેના ભાગમાં જમવા ખાવા પીવાનું રાખ્યું હતું. અત્રે પાણી તદન પાસે છે. ચટી પાસે એક કુંડ છે જેમાં લોકો નહાય ધુવે છે તથા તે કુંડમાં બે ધોરીયા વાટે પડતું પાણી પીવા કારવવામાં વાપરે છે. આ નામની ચટી વાળું ગામ જરા દૂર છે ત્યાંથી દુધ મંગાવવું પડે છે. ચટીમાં મોદી હોવાથી ખાવા પીવાની ચીજો અત્રેજ મળી શકે છે. આ ચટીમાં માંકડનું જોર વધારે હોવાથી ઉંઘ બરાબર આવી નહોતી. ચટીમાં બેઠે બેઠે સામેના પહાડનો બરફ તથા પાણીના ધોધ જોવાની ઘણી ગમત પડતી હતી. આજુબાજુ પણ પહાડો બરફથી સદંતર ઢંકાયેલા લાગતા હતા. અત્રે ખતરોમાં અનાજ સાથે આલુ (બટેટાં) પણ વાવવામાં આવે છે. અહિંની ગાયો રંગે કાળી તથા ઠીંગણી મોટા બાળ વાળી છે. એક સાધુ જે બહુ બીમાર હતો તે ગંગોત્રી જવા બહુ મથન કરતો હતો પણ બીમારીને લીધે તથા અશકતીને લીધે તેનાથી આગળ જવાયું નહિ. રાતના ચાહ પાણી પી અમો વહેલા સુઈ ગયા હતા. રાતના આજુબાજુ બરફમય ડુંગરોને લીધે ઠંડી વધારે લાગતી હતી.

## પ્રથમ વૈશાખ વદી ૯ તા. ૭-૫-૧૫ શુક્રવાર.

આજ રોજ **સુકી ચટીથી ધરાલી** ચટી જવા માટે સવારના પા૫ા વાગતા ઉપડ્યા અને ધરાલી મુકામે ૯ાા વાગતા પહોંચ્યા હતા. **સુકીથી** ધરાલી ૮ માઇલ દૂર થાય છે અને તે બધું હુ ચાલીને ગયો હતો. વાટ એકંદરે સારી મજાની હતી જો કે શરૂઆતમાં જરા જરા ચડાઇ આવી હતી. સુકી ચટીથી સુકી ગામ સુધી ચડાઇ સખત હતી. આ ગામમાં લગભગ પચાસેક ઘર હતાં અને તેના છાપરાં પર સ્લેટના પથ્થરો ગોઠવવામાં આવ્યા હતા. દુરથી દેખાવ મજાનો લાગતો હતો. ત્યાંથી આગળ ચાલતાં અખરોટનું વન પસાર કર્યું હતું અને એક નાળાનો પુલ ભાંગેલો હોવાથી પાણીમાં થઇને જવું પડયું હતું. નાળાથી અગાડી ચાલતાં રસ્તામાં કાળા પથ્થરની પગથીઓ આવે છે તે ચડવી પડે છે. કોઇ પડી ન જાય તેટલા માટે એક લાકડાનો કઠેરો કરવામાં આવ્યો છે. તે પગ-

થીઓ પછી જરા ઉતરાંણ આવે છે તે ઉતરી વીશાળ ગંગાજીના પટપાસે અવાય છે. હરદ્વાર પછી વીશાળ પટમાં વહેતાં ગંગાજી નાકુર પછી અત્રે જોવામાં આવ્યાં હતાં. જરા રેતીમાં ચાલી એક નાળું જે ગંગાજીને મળે છે તેની પાસે આવ્યા અને ડંડીકાનો કામ ચાલાક પુર ઉતરી અમો રસ્તે પડ્યા. અત્રે ડાબી બાજુના ડુંગરો છેક ઉપરથી તે નીચે સુધી બરફથી છવાયેલા હતા. બરફપર કચરો ઇત્યાદી પડવાથી તે દેખાવમાં ખરાબ લાગતો હતો પણ ઉપરનો કચરો કાઢી નાંખી જોઇએ તો સ્વચ્છ સફેદ માલુમ પડતો હતો. તેના ગોળા બનાવી ગમત કરી હતી. અહિંથી છેક ધરાલી સુધી અમારે દેવદારના વનમાં થઇને જવું પડયું હતું અને વાસ સુખડ સરખી આવતી હતી. ઝાલા ગામ પછી હરસીલ ચટી આવે છે જે બીલકુલ રહેવા લાયક નથી. અત્રે હરસીલ સાહેબ જે ટેહરી સ્ટેટના જંગલ ખાતાનો કોન્ટ્રાકટર હતો તેનો બંગલો તથા બગીચો છે જેમાં સારા સારા પૈસાદાર યાત્રીઓને તથા અમલદારોને રહેવાનું મળી શકે છે. આ બંગલાથી આગળ ચાલતાં એક નાળું વટાવી અમો હરસીલ ચટીપર પુગ્યા અને તેની પાસેના ગંગાપરનો ઝુલો વટાવી ધરાલી તરફ ચાલ્યા. અહિંથી ગંગાજી ડાબે હાથે થયાં. હરસીલ તથા ધરાલી ચટી વચ્ચે પણ નાળાના પુલો વટાવવા પડે છે અને જંગલનો દેખાવ ઘણો મનોહર લાગે છે. પાણીના ધો ધો પણ જોવા જેવા મળે છે. આખરે ધરાલી ચટી પાસેનું નાળું વટાવી અમો ચટીએ પુગ્યા. અહિં આ ચટીમાં જેપુર મહારાજાની બનાવેલી લાકડાની ધર્મશાળા બે માળવાળી છે. અમો પહેલે માળે ઉતર્યા હતા અને જમવા ખાવાનું નીચેના ભાગમાં રાખ્યું હતું. ધર્મશાળા સારી મજાની કુશાદે છે. છાપરૂં છેક નીચું હોવાથી અંદર નીચા વળી ચાલવું પડે છે. મોદીની દુકાન ધર્મશાળા બહાર છે જ્યાંથી સીધો સામાન મોંઘો પણ તમામ મળી શકે છે. ધર્મશાળાની બહાર સામેના ભાગમાં મહાદેવનું મંદીર છે અને શંકર મંદીરમાં પાણીમાં ગુપ્ત રહે છે. મંદીર પાસે ગુપ્ત ગંગા અગર દુધ ગંગાનું ઝરણું છે જેમાં જુજ પાણી હતું. અત્રે પણ ગંગાજી વીશાળ પટમાં વહેતાં હતાં. અને ઠંડો પવન સખત ફુંકાતો હતો. અત્રે તી. સ્વ. બાઇ વીગેરેએ ગંગા-

સ્નાન કર્યું હતું જ્યારે બીજાએ ઘરે ગરમ પાણીથી સ્નાન કર્યું હતું. ઠંડા પાણીથી તથા ઠંડા પવનમાં સ્નાન કરવાથી બાઈની તથા ટમું માસીની તબીયત જરા નરમ લાગતી હતી. પુનાવાલી નાતુ સરદારની અને સૌ. ગોપીબાઈની ઓળખીતી એક દક્ષણી બાઇ જે મુંબઇથી અમારા સાથે આવ ગની હતી અને જેને ના પાડવામાં આવી હતી તે અત્રે અમોને મળી હતી ધરાલી ચટીના સામેના પહાડમાં ગંગાને સામે કિનારે ગંગોત્રીના પંડ્યા લોકોનું **મુખવા** નામનું ગામ છે જ્યાં તે લોકો રહે છે. આ ગામથી એક માઇલપર માર્કંડયનું સ્થાન છે જ્યાં ગંગાજીની છમાસ સુધી પુજા થાય છે. ગંગોત્રીપર બરફ પડવો શરૂ થાય છે ત્યારે શ્રી ગંગોત્રીની મુર્તી અત્રે પાલખીમાં લાવે છે અને બરફ ઓગળતાં સુધી એટલે છ માસ સુધી અત્રે તેમનું પૂજન થાય છે. રાતના ચાહ પાણી પી અમો સુઈ રહ્યા હતા અને ઠંડી પુષ્કળ લાગતી હતી.

## પ્રથમ વૈશાખ વદી ૧૦. તા. ૮-૫-૧૫. શનીવાર.

આજ રોજ સવારના પા વાગતા **ધરાલીથી શ્રી ગંગોત્રી** મુકામે જવા માટે નીકળ્યા અને બપોરે બાર વાગતા ગંગોત્રી પહોંચ્યા. ધરાલીથી ગંગોત્રી ૧૨ માઇલ થાય છે અને તે સર્વે હું પેદળ ગયો હતો. આજની વાટ સખત ચડાઈની હતી અને કેટલેક ઠેકાણે બરફ પર થઇને જવું પડયું હતું. ધરાલી છોડ્યા બાદ પહેલાં રસ્તો સારો આવ્યો હતો અને તે દેવદાર તથા અખરોટના વનમાં થઇને પસાર થતો હતો. ત્યાર બાદ બે જગ્યાએ બરફ આવ્યો હતો અને તે પર થઇને જવું પડયું હતું. પહાડની છેક ઉપરના ભાગથી તે નીચે ગંગાજી વહેતાં હતાં ત્યાં સુધી બરફ ચીકાર જામેલો હતો અને તેપર યાત્રાળુઓએ ચાલી ચાલીને કેડી માર્ગ બનાવ્યો હતો. આ બરફમાં એક જગ્યાએ વચ્ચમાં એક મોટું ગાબડું પડયું હતું અને તેમાં જોતાં પંદર વીસ ફીટથી વધારે નીચે અંદર પાણી ધોધમાર વહેતું હતું, અને અંદરને અંદર બરફ નીચે વહીને તે પાણી ગંગાજીને મળતું હતું. ત્યાંથી આગળ ચાલતાં ગંગાજીપરનો લાકડાંનો પુલ વટાવી સામે ટેહરી નરેશનો લાકડાંનો બંગલો આવે છે ત્યાં ગયા. આ બંગલાની કાંચની બારી કેવળ તુટેલી હતી. શ્રમ લાગેલો હોવાથી અત્રે સર્વેએ

વિશ્રાંતિ લીધી આજુબાજુનો મનોહર દેખાવ નીહાળ્યો. અહિંથી ગંગાજી જમણે હાથેજ રહ્યાં હતાં. આ બંગલાથી આગળ ચાલતાં ભોટ લોકોનો ટીબેટ તથા ભુતાન જવાનો રસ્તો જે આપણા ડાબા હાથે આવે છે તે તે અમોએ જોયો હતો. આપણે ત્યાં જવાની ઇચ્છા હોય તો રસ્તાપર ચાપરંગની સરકારી ચોકી આવે છે ત્યાં સુધી જઈ શકાય છે. ત્યાંથી અગાડી જવા માટે સરકારી પાસની જરૂર પડે છે. ભોટીયા લોકો વેપારી હોવાથી પાસ લઇ અવારનવાર આવજા કરે છે. તે લોકોના મુલકમાં ઔષધિની અજબ અસર હોવાને લીધે તેઓ રાતના મુસાફરી કરે છે અને દિવસના મુકામ કરી પડી રહે છે. રાતના મુકામ કરી પડી રહેવામાં ત્યાં અગાડી અતિ જોખમ છે. સૂર્યનો પ્રકાશ રાત્રે નહિ હોય અને તે લોકો હાલી ચાલીને જો પોતીકા શરીરને ગરમ નહિ રાખે તો પવન સાથે ઔષધિ મુસાફરના દમ સાથે શરીરમાં જાય છે અને તે ઝેરી હોવાથી મરણને વશ થાય છે. આ ભોટના મુલકનો રસ્તો મુકી આગળ જતાં ભોટ ગંગા જે ટીબેટ બાજુથી આવે છે તે તથા ભાગેરથી ગંગાનો સંગમ આવ્યો હતો.

આ ભોટ ગંગાનું જોર પણ ભાગેરથી ગંગા જેવુંજ છે અને પહાડને ફાડીને આવતી હોય તેવું લાગે છે. ભોટ ગંગાને ઝાટ ગંગા પણ કહેવામાં આવે છે. અગાઉ આ ઝાટ ગંગાપર ઉંચેના ભાગમાં એક ઝુલો હતો તેપર થઇને બધાને જવું પડતું હતું, પણ તે જીર્ણ હોવાથી તથા રસ્તો અતિ લાંબો તથા વીકટ હોવાથી તે રસ્તો રદ કરી પાસે નીચે સંગમ પાસે ટેહરી સરકારે એક લાકડાનો નવો પુલ બનાવી રસ્તો કાઢ્યો છે. આ પુલ વટાવી અમો સામી બાજુએ ગયા ત્યાં ગોર મહારાજે બરાબર સંગમ પાસે એક ગુફા તથા જગ્યા બતાવી અને અમોને કહ્યું કે અત્રે જાંહનવી ઋષિ તપ કરતા હતા. ત્રણ ત્રણ પીઢીથી તપ કરી છેવટે ભગીરથ રાજાની પૂર્ણ ભક્તિથી શંકર પ્રસન્ન થયા અને તેના કુટુંબના ઉદ્ધારાર્થે શ્રીશંકરે આકાશમાંથી ગંગાજી ઉતારી પોતાની જટાગાં રાખ્યાં અને બાળની એક લટમાંથી બહાર કાઢી ભગીરથ રાજાની પછાડી પછાડી જઇ તેના કુટુંબનો મોક્ષ કરવા ફરમાવ્યું. છેક ગંગોત્રીથી આગળ રાજા ભગીરથ અને પાછળ ગંગાજી ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં જાંહનવી

ઋષિ જ્યાં તપ કરતા હતા ત્યાં આવતાં ઋષિને ગંગાજી આવતાં હોવાથી તેને માર્ગ આપવા વિનંતિ કરી, કારણ કે જો ઋષિજી ત્યાંથી હટે નહિં તો ગંગાજીમાં તણાઈ જાય તેવી ધાસ્તિ ભગીરથ રાજાને લાગતી હતી. ઋષિજી પોતાની જગ્યાએથી બીલકુલ ખસ્યા નહિ. ગંગાજી પુર જોસમાં આવતાં હતાં અને રૂષિજી તેમાં તણાઈ જશે તેનો ભયથી ભગીરથ રાજાને લાગવા માંડ્યો; પણ ગંગાજી આવતાં રૂષિજીએ ખોબો ધર્યો અને તેમાં ગંગાજી આવતાં તેનું પાન કરી ગયા રાજા ભગીરથ રૂષિની અજબ શકિતથી અચબો પામ્યા અને ઘણાજ નિરાશ થયા. તેણે રૂષિજીની ઘણી પ્રાર્થના કરી અને પોતાની વાત જણાવી. રૂષિજીએ તેથી પ્રસન્ન થઈ પોતાની જાંગ ચીરી તેમાંથી ગંગાને કાઢી પ્રવાહ ચલાવ્યો જેપરથી તે જાંહનવી ગંગાના નામથી ઓળખાય છે. ગંગાજી ત્યાંથી ચાલ્યાં અને જ્યાં ભગીરથ રાજાના વડીલોનાં હાડકાં હતાં તેને પાવન કરી મોક્ષ આપ્યો. ગંગોત્રીથી ગંગાજી ભગીરથ રાજા ગયા ત્યાં સુધી સીધાં આવલાં છે અને પછી જ્યાંથી ભગીરથ રાજા સાથે નહિ હતાં ત્યાંથી છિન્ન ભિન્ન રીતે વહી સમુદ્રને મળી ગયાં છે, તે વિષેની વાત આપણા મહાભારત તથા ભાગવતમાં છે જે વાંચેથી વધારે ખબર પડશે. જાંહનવી રૂષિની જગ્યા સંગમપર જરા ઉંડાણમા છે અને તે આપણે માત્ર ઉપરથી જોઈ શકીએ તેમ છે. પાસે જઈ શકાય તેમ નથી. આ જગ્યાએ ગંગાજી પણ છેક ઉંડી ખાઈમાં વહેતાં નજરે પડે છે. સંગમપરથી ઉપર ચડતાં એક જગ્યાએ પીળી માટીમાં થઈને એક ઝરણું વહેતાં નજરે પડે છે, જેનું પાણી ખારૂં તથા કસાણું સ્વાદમાં લાગે છે. વિલાયતના મીનરલ વૉટર જે અત્રે બાટલીમાં આવે છે તેિ જાતનુંજ આ પણ હશે. ગોર મહારાજ કહેતા હતા કે આ પાણી પીવાથી જુલાબ લાગે છે તથા સોજાવાળા માણસને પાવાથી સોજા નાબુદ થાય છે. આ સંગમપરથી ભેરવ ઘાટીની ચડાઈ શરૂ થાય છે અને ગંગાજી આંપણાથી વિખુટા પડે છે. ગંગાજી આપણને છેક હવે ગંગોત્રી પાસે મળશે. ભેરવ ઘાટીના ચડાઈ ઘણી વીશમ તથા સખત છે. પુષ્કળ વીશામા લીધા બાદ છેક સવારે સાડાનવ વાગે અમો ભેરવ ઘાટી ચઢી પર પુગ્યા. ધરાલીથી ભેરવ ઘાટી ૬ માઇલ થાય છે. અત્રે

સર્વેએ સારી પેઠે વીસામો લીધો હતો કારણ કે ચડાઈ ચડતાં નાકમાં દમ આવ્યો હતો. અહિં ચટી સાધારણ હોવાથી જો પગમાં જોર હોય તો ઉતરવું નહિ પણ સીધા ગંગોત્રી જઈ થોભવું સલાહકારક છે. પહેલાં પાણીની અત્રે બહુજ વીટંબણા હતી પણ કોઈ સખી ગૃહસ્થે દુરથી નળ-વાટે અત્રે પાણી આણી લોકોને મોટું સુખ કરી આપ્યુ છે, બલકે પાણીનું ચલુ પરબ બાંધી આપ્યું છે કે જેનો ઉપભોગ સર્વે કરે છે. ગઈ કાલે તી. સ્વ. બાઇએ ધરાલીમાં ગંગાજીનું સ્નાન કરવાથી ઠંડી બદનમાં પેસી ગઈ હતી અને આજે અહિંથી તબીયત જરા નરમ લાગતી હતી. માત્ર બેચેની લાગતી હતી જો કે તાવ નહિ હતો. તબીયત નરમ છતાં પણ અમો ભેરવ ઘાટીથી ૧૦ વાગે ઉપડ્યા અને ચડ ઉતર પસાર કરી બપોરે બાર વાગતા શ્રી ગંગોત્રી મુકામે પહોંચ્યા, અને મંદીર તથા મોદીની દુકાન પાસેની ધર્મશાળામાં ઉતર્યા. આ ધર્મશાળામાં ચારેક ઓરડીઓ છે તથા આગળ વરંડો છે. અંદરના ભાગમાં છેક નીચા નમી હલાય ચલાય છે. આજુબાજુ બરફમય પહાડો હોવાથી ઠંડી અતિશે લાગતી હતી અને તેને લીધે તી. સ્વ બાઇની તબીયત પણ વધારે નરમ દીસવા લાગી. દવાના ઉપચારથી રાતના ઠીક થવાથી અમો સર્વ રાતના આર્તી વખતે ગંગામા-તાનાં દર્શન કરવા ગયા હતા. મંદીરમાં ગંગોત્રી, જમ્નોત્રી, ભગીરથ રાજા, અન્નપૂર્ણા તથા શંકર વીગેરેની મૂર્ત્તિઓ છે. ઉપરના ભાગમાં ભેરવ તથ. બાજુમાં શંકરનું મંદીર છે. અહિં મંદીર બહાર ધર્મશાળા પાસે મોદીની બે દુકાન છે અને ત્યાંથી ખાવા પીવાની ચીજો મોંઘે ભાવે પણ મળી શકે છે. ઉપરના ભાગમાં બીજી ધર્મશાળાઓ પણ છે જ્યાં સાધુ સંતો વીગેરે ઉતર્યા હતા. અત્રે એક જણાએ ચોરી કરેલી હોવાથી ટેહરી સ્ટેટના પોલીસે તેને પકડયો હતો અને તેને ટેહરી લઈ ગયા. એક પતું મે. રતનશીશેઠપર લખી ને પોલીસને આપ્યું હતું અને જ્યાં ટપાલની પેટી આવે ત્યાં નાંખવાનું તેને કહ્યું હતું. રાતના ચાહ પી સુઈ રહ્યા હતા અને ઠંડી ઘણી લાગતી હોવાથી વરંડામાં સગડી આખી રાત ચાલુ રાખી હતી.

**પ્રથમ વૈશાખ વદિ ૧૧. તા. ૯-૫-૧૫ રવીવાર.**

આજ રોજ સવારના ઉઠી દાતણ પાણી કરી શ્રી ગંગોત્રીમાં સ્નાન કર્યું હતું, તથા કાંઠે ગોર મહારાજે ત્રપણ કરાવ્યું હતું. ત્યાર બાદ દેવળમાં ગંગોત્રીમાનાં દર્શન કરી ચરણસ્પર્શ કર્યાં હતાં. ત્યાર બાદ બપોરના અમારી બાટલીઓ તથા બનકામાં પવિત્ર ગંગોત્રીનું જળ ભરવા અમો ગંગોત્રીપર ગયા હતા અને ત્યાંથી પવિત્ર જળ ભરી મંદીરમાં પૂજન માટે રાખી આવ્યા અહિં મંદીરમાં એક રાત ગંગાજી રાખવાં પડે છે અને બીજે દિને પૂજન આર્તી થયા બાદ આપણને તે પાછાં મળે છે. અહિં પરમાનંદશેઠે કેટલીક છબીઓ લીધી હતી. આજે એકાદશી હોવાથી સર્વેએ ફરાળ કર્યો હતો અને સાધુસંતો તથા નાગડા બાવાઓને ફરાળ અપાવ્યો હતો. સાંજના ભગીરથ શીલા, કે જ્યાં ભગીરથ રાજાએ ગંગાજી માટે દારુણ તપ કર્યું હતું તે શીલા તથા ગણપતી શાલા સૂરજકુંડ તથા ગૌરીકુંડ વીગેરે જોવા ગયા હતા. ભગીરથ શીલા ગંગોત્રીમાના મંદીર નીચે છે. ગણપતી શીલા પણ પાસેજ છે ત્યાંથી અગાડી જતાં એક નાળું જે ગંગોત્રીને મળે છે તે કેદાર ગંગા પાસે થઇ અમો ગૌરીકુંડ ગયા હતા. આ જગ્યા જરા દુર છે અને રસ્તો પણ અવડ ચવડનો છે. તે રસ્તો પસાર થયા બાદ એક લાકડાનો જીર્ણ પુલ આવ્યો હતો અને તે એકેક જણે જીવ ચપટીમાં રાખી પસાર કર્યો હતો. આ પુલ નીચે પાણી ધોધમાર પૂર જોસમાં વહે છે અને નીચે નજર નાંખતાં ચકરી આવે તેવું છે. ત્યાંથી જરા આગળ જતાં જે ધારા ગૌમુખના મોઢામાંથી જાણે પડતી હોય તેવી લાગે છે ત્યાં જોવા ગયા હતા. આ ધારા નીચે ગોર મહારાજના કહેવા પ્રમાણે શંકરનું લીંગ છે અને તે શ્રી શંકરાચાર્યે સ્થાપેલું છે. તે ઉપર થઇને ધારા પડે છે. અલબત આ દેખાવ પણ જોવા લાયક છે. તી. સ્વ. ટમુમાસીની તબીયત ઠીક નહિ હતી, તોપણ પાળપર જઈ જોવા બેઠાં હતાં. ત્યાંથી પાછા ફરી પ્રથમની માફક પુલ ઉતરી બીજો ગંગાનો ધોધ પડતો હતો તે જોવાને ઉભા. તે ધોધ પણ જોવા લાયક હતો તેમાંથી ગંગા લાવવા ઘણું મથન કર્યું પણ ઘણાં નીચાણમાં હોવાથી તે લોટામાં ભરી લાવવાની

ાઇની હિમત ચાલી નહિ. આખરે ગોર ગયાપ્રસાદ નીચે ગયા અને
ાટો ભરી આવ્યા. બધાએ તેનું પાન કર્યું. અહિં પથ્થરની કોતરેલી
ફામાં એક સાધુ રહેતો હતો તેને ધાબલી વીગેરે આપી અમો ઉતારે
પાવ્યા. સાંજે ગંગાજીની આર્તી જે મંદીરવાળાઓ રા. રા. ચીનુભાઇ
ાધવલાલ બેરોનેટના બંધાવેલા ઘાટપર ઉભી કરે છે તે જેવા અમો
યા. જેવી રીતે મથુરામાં વીશ્રામ ઘાટપર જમનાંજીની આર્તી ઉતાર-
ામાં આવે છે તેજ પ્રમાણે અહિં પણ આર્તી ઉતારવામાં આવે છે.
પાર્તીનાં દર્શન કર્યાં બાદ અમો ગંગાજીપર ગયા હતા અને દડીયામાં
ાના દીવા તરતા મુંકયા હતા. અત્રે મંદીરમાં જે કંઇ ધરવામાં આવે
ા તેમાંથી અર્ધ ભાગ ગોર મહારાજ લઈ જાય છે અને અર્ધ ભાગમાંથી
ાંના બ્રાહ્મણોને મલે છે અને તે બ્રાહ્મણ ભાગમાંથી પણ ગોર પોતાનો
ાંતીનો ભાગનો હીસો લેછે. ગઈ કાલે તી. સ્વ. બાઇની તથા ટમુમા-
ેની તબીયત બીલકૂલ ઠીક હતી નહિ. આજ રોજ જરા ઠીક હોવાથી
ધાંએ ગંગોત્રીમાં સ્નાન કર્યું હતું અને પાણી એટલું ઠંડું હતુ કે એકથી
ેજી ડુબકી મારવાની કોઇની હિંમત ચાલતી નહોતી. ગંગાજી જેરમાં
હેતાં હોવાથી વચ્ચમાં જઇ સ્નાન કરી શકાતુ નથી. આ ગંગાજીનું
ળ ઘણું દુર છે પણ આજુ બાજુ સખત બરફ હોવાથી તથા વાટ
શમ હોવાથી અને તેને લીધે અગાડી નહિ જઇ શકાતું હોવાથી અત્રેજ
ળ માની લેવામાં આવ્યું છે. અહિં આ પહાડમાં કસ્તૂરી મૃગ થાય
અને છેક બરફમાં લાંએ રહે છે. તેના શીકાર માટે પરવાના
ઢવામાં આવ્યા છે અને પરવાના વગર શીકાર થઇ શકતો નથી.
ત્રેથી સર્વની ઇચ્છા ગંગાજી વધારે લઈ જવાની હતી પણ જગે જગે
રવાનું ઘણું હતું અને સાથે સંભાળથી ગંગાજી સાથે ફેરવવાનું મુશ્કેલ
મ હતું જેથી બધાંની વતી મેં ધીના બે ડબા લઇસાફસુફ કરાવી
માં જળ ભરી રેણુ મારી સીલ કરી એક મજૂર સાથે અમારા હરદ્વારના
ાર બેજનાથપર મોકલાવી આપ્યા અને મજૂરીનાં રૂ. ૨૦) વીસ હરદ્વાર
ધીના રોકડા ગોરને આપ્યા. સદરહુ બે ડબા અમોને હરદ્વારમાં બજ-
સ મળ્યા હતા. ટેહરીથી ગંગોત્રી ૯૭ માઇલ થાય છે અને ત્યાં
ગાડી માઇલનો પથ્થર પણ છે.

**ગંગોત્રીની નોંધ:**—આ જગ્યા દરીયાઇ સપાટીથી લગભગ દસથી બાર હજાર ફુટ ઉંચે છે. આજુ બાજુ સખત બરફ હોવાથી ઝાડની ઘટા કમી જોવામાં આવે છે. ત્યાંના પંડ્યા લોકો ધરાલી સામેના પહાડમાં જે ગામ દેખાય છે ત્યાં રહે છે અને બરફના દીનમાં ગંગોત્રી માની મુર્તીને પાલખીમાં બેસાડી આ જગ્યાએથી પોતાને ગામ લઇ જાય છે અને ત્યાં સેવા પુજા કરે છે અને બરફ પીગળ્યા બાદ પાછાં મુર્તીને પાલખીમાં અહિં પધરાવે છે અને પુજા પણ અહિં થાય છે. અહિં મોદીની દુકાન એક બે છે અને બે ચાર ધર્મશાળા છે. મંદીરપર આપણા માનવંત બેરોનેટ સર ચીનુભાઇ શેઠની બનાવેલી ધર્મશાળા છે, તથા એક અમનોજ બંધાવેલો ઘાટ છે. બીજો ઘાટ જે છે તે અહલ્યાબાઇ હોલ્કરણીએ બંધાવેલો છે એમ કહેવામાં આવે છે. ચોકની અંદર કાળા પથ્થરો જડેલા છે અને એક ગંગોત્રીનું તથા બીજું ગંગેશ્વરનું એમ બે મંદીરો છે અને તે બંને ઉપર સોનાના કળશો છે. ગંગેશ્વરના મંદીરમાં સામી ભીતે પોઠીયાપર બીરાજેલ શીવ તથા પાર્વતીની મુર્તિ આરસમાં છે તથા ખુણામાં શીવલીંગ છે. ગંગોત્રીના મંદીરમાં ગંગોત્રીની મુર્તી સફેદ તથા જન્મેત્રીની શ્યામ મૂર્તી છે. તે ઉપરાંત સરસ્વતીજીની ભગીરથ રાજાની, શંકરાચાર્યજીની તથા અન્નપુરણાની મુર્તીઓ છે. ગંગાજીપર ચાર હાંસવાળું ચાંદીનું છત્ર છે તથા એક સોનાનું છત્ર છે. ચાર હાંસવાળા છત્રમાં ચાર બીજાં નાનાં છત્રો લટકાવવામાં આવ્યાં છે. માજીનો પુજાનો સામાન તમામ ચાંદીનો છે અને તેમાં સુમેરૂ ખાસ જોવા લાયક છે. સુમેરૂ એક ચાંદીનું પાત્ર છે અને ઝારીના આકારનું છે. તેને પકડવા માટે કમંડલના જેવો હાથો બનાવેલો છે. તેના નાળાંપર ગૌમુખનો આકાર છે અને ઝાલવાના હાથાપર ગંગાજીની મુર્તી છે. આ મુર્તીવાળો ભાગ ઉઘડે છે અને તેની નીચે જાળી છે જેપર ગંગાજી રેડી પાછું સુમેરૂ ભરવામાં આવે છે. કડાં નીચે પાત્રપર ચાર મુખવાળી શંકરની મૂર્તી છે અને તે ચાર મુખપર એક શંકરનું હેમનું લીંગ છે, જે હાટકનાથનું ખરેખરૂં સ્મરણ આપે છે. માજીનાં દર્શન કરવા લાયક છે. તેમના બે ચપરાસી છે અને તેઓ પાસે ચાંદીની છડીઓ છે, માજીનું મંદીર જે જુના વખતનું છે તેને સદંતર નવું કરવા માટે જેપુરના મહા-

૧ તરફથી તજવીજ ચાલે છે અને આશા છે કે હિમાલયના પહાડમાં જેપૂરની કારીગીરીનો નમુનો થોડા વખતમાં થવા પામશેજ. મંદી- ઉપરના ભાગમાં ભેરવનાથની મુર્તી સાથે મંદીર છે. અત્રે ગંગો- ાાં બાવા કાળી કામળીવાળાનું સદાવ્રત છે અને જેને જોઇએ તેને ા ધાબળા વીગેરે ઓઢવા પાથરવા મળી શકે છે. અહિ ઠંડી ઘણીજ ી છે અને તાપણું કરવાથી પણ તેનું જોર કમી પડતું નથી. આવી તે રબરની ગરમ પાણીની થેલીઓ તથા જપાનીઝ વૅારમરો ઘણાં ાકારદાયક થઈ પડે છે.

આવતી કાલે અહિંથી અમારે કેદારનાથ તરફ જવાનું હોવાથી ાએ એક પ્રોગ્રામ ઘડી કાઢયો, તથા બ્રાહ્મણોને જમાડવાના હોવાથી . પણ તજવીજ સીધા પાણી વીગેરેની કરી નાંખી.

ગંગોત્રીથી કેદારનાથ જતાં નીચે લખી ચટીઓ આવે છે. ાધાટી, ધરાલી, હરસીલા. ઝાલા, સુકી; ગગનાણી, ભટવાડી, છુંણા, ીયાણા, ઝલો, બુઢાકેદાર, ભોંટ, ગવાણા, ગવાણામાંડા, પવાલી, માડા, ત્રીજોગીનારાયણ, ઝલમલ ( સોન પ્રયાગ ), ગવરીકુંડ, જંગ- ી, રામવાડા અને કેદારનાથ.

અમારો કેદારનાથનો પ્રોગ્રામ નીચે પ્રમાણે હતોઃ—

| ારીખ. | વાર. | ચટીનાં નામ. | માઇલિ. |
|---|---|---|---|
| -૫-૧૫ | સોમ | ગંગોત્રીથી ધરાલી | ૧૨ |
| -૫-૧૫ | મંગળ | ધરાલીથી સૂકી | ૮ |
| -૫-૧૫ | બુધ | સુકીથી ગંગનાણી ( બ ) | ૧૦ |
| -૫-૧૫ | ગુરૂ | ગંગનાણી ( બ ) થી ભટવાડી | ૯ |
| -૫-૧૫ | શુક્ર | ભટવાડીથી છુંણા | ૧૦ |
| -૫-૧૫ | શની | છુંણાથી પગરીયાણા | ૯ |
| -૫-૧૫ | રવિ | પગરીયાણાથી ઝલો | ૫॥ |
| -૫-૧૫ | સોમ | ઝલોથી બુઢાકેદાર | ૩॥ |
| -૫-૧૫ | મંગળ | બુઢાકેદારથી ભોટ | ૧૧ |

| તારીખ. | વાર. | ચટીનાં નામ. | માઇલ. |
|---|---|---|---|
| ૧૯-૫-૧૫ | બુધ | ભોટથી ગવાણા | ૧૦ |
| ૨૦-૫-૧૫ | ગુરૂ | ગવાણાથી પવાલી | ૧૫ |
| ૨૧-૫-૧૫ | શુક્ર | પવાલીથી ત્રિજુગીનારાયણુ | ૧૪ |
| ૨૨-૫-૧૫ | શનિ | ત્રિજુગીનારાયણુથી ગૌરીકુંડ | ૬ |
| ૨૩-૫-૧૫ | રવિ | ગૌરીકુંડથી કેદારનાથ | ૯ |

**કુલ્લે માઈલ ૧૩૨**

## પ્રથમ વૈશાખ વદી ૧૨ તા. ૧૦-૫-૧૫ સોમવાર.

આજ રોજ પ્રભાતના પહોરમાં સર્વે વહેલાં ઉઠી દાતણ પાણી કરી સ્નાન કરી લીધું. તી. સ્વ. માતુશ્રી રતનબાઇએ ગંગાજીના ઠંડા જળથી સ્નાન કર્યું જ્યારે બીજા બધાંએ ગરમપાણીથી સ્નાન કર્યું હતું. આજ રોજ શેઠજીનું સંવત્સરી હોવાથી ૫૬ બ્રાહ્મણો તથા ૯૦ સાધુસંતોને શીરો પુરી જમાડ્યા હતા. અહિંના જે બ્રાહ્મણો છે તે જમવા વખતે નહાઇ ધોઈ અબોટીયાં પહેરી જમવા બેસતા નથી પણ પહેરેલાં વસ્ત્રો સાથે જમવા માટે બેસી જાય છે. બાજ પડીયા પાંદડાના હોતા નથી પણ ભોજ પત્રના હોય છે અને તેમાં તેઓ ખાય છે. બ્રહ્મ ભોજન થયા બાદ સર્વને દક્ષણા આપી હતી, અધિક માસમાં સંવતશ્રી કરવામાં આવતું નથી પણ અત્રે તીર્થ સ્થળ હોવાથી તીથી સાચવી ભોજન આપ્યું હતું. બપોરના ગંગાજીના મંદીરમાં ગયા અને યથાવિધિ જે ગંગોત્રી અમોએ ભર્યાં હતાં તેમનું પૂજન કર્યું. પુષ્પ દુનાપાતી જે ત્યાં તુલસીને અભાવે તુલસી તરીકે વપરાય છે તે ચડાવી અમો અમારી લોટીયો લઈ આવ્યા. મંદીરમાં ગંગોત્રીના **ગોર ગંગાદત્ત, શીવદત્ત, ગૌરીદત્ત, તથા દેવીશરણ** જે ગોર **રતીરામના** પુત્રો થાય છે તેમણે અમોને સુફ્લ આપ્યું. રતીરામના છોકરાને તથા મંદીરમાં સર્વ બ્રાહ્મણોને દક્ષણા આપી તથા સર્વને શાલ કપડાં આપી સંતુષ્ટ કરી અમો ઉતારે આવ્યા અને જમી કારવી અમો ઉપાડવાને સજ થયા. ગોર રતી-

રામ તે વખતે આવ્યા અને ગોરોના નિયમ મુજબ પોતાની લાચારી બતાવવા લાગ્યા અને ગરીબી સ્થીતીનું બયાન કરવા લાગ્યા. બીજા પંડ્યા લોકોવગી ગંગાજી માયની પાલખી કરાવી આપવા માગણી કરવા લાગ્યા. તી સ્વ. માતુશ્રીનો હુકમ થતાં પાલખીનું માપ મેં લઇ લીધું અને બનશે તો કરી આપવા કહ્યું હતું. ગોર મહારાજને જે મળ્યું તેનાથી સંતોષ રાખવાનું કહી અમો અહિથી બપોરે બે વાગે ઉપડ્યા. અમારો મુકામ ભેરવચટી કરવા વિચાર હતો પણ અત્રે ચટીની વ્યવસ્થા સારી નહિ હોવાથી તથા વખત પુષ્કળ ફાજલ હોવાથી ધરાલી થોભવાનું નક્કી કર્યું. ગંગોત્રીથી ભેરવધાટી લગભગ છ માઇલ થાય છે પણ તે રસ્તો ઘણીજ ઝડપમાં અમોએ કાપ્યો હતો. સાંજના સાતને સમયે સર્વે સુખરૂપ ધરાલી પુગ્યા અને અત્રે સાંજના આવેલા હોવાથી અમોને જગ્યા પણ થોડી મળી હતી. એક રૂમ ઉપર મળ્યો હતો જેમાં તી. સ્વ. બાઇ વીગેરે ઉતર્યાં હતાં અને નીચેને મજલે લૉબીમાં અમો સર્વે સુતા હતા. ઉઘાડામાં ઠંડી વધારે લાગતી હતી. રાતના ચાહ કરી પીધી હતી. આજની અમારી મંજલ ૧૨ માઇલની હતી અને સર્વે હું પગે ચાલી ગયો હતો. સાંજના ભેરવધાટી અને ધરાલી વચ્ચેનો ભાગ મહાબ્લેશ્વરનું સ્મરણ આપતો હતો. ટાઇગર પાથથી મુંબઇ પોંઇટ જતાં જેવી ઝાડી તથા રસ્તો મહાબ્લેશ્વરમાં છે તેવીજ ઝાડી તથા રસ્તો હતાં.

## પ્રથમ વૈશાખ વદી ૧૩ તા. ૧૧-૫-૧૫ મંગળવાર.

આજ રોજ **ધરાલીથી સુકી** ચટીપર જવા માટે સવારે છ વાગતા ઉપડ્યા હતા અને ૧૧ વાગે ત્યાં પુગ્યા હતા. ધરાલીથી સુકી ૮ માઇલ થાય છે અને તે સર્વ હું પગે ચાલી ગયો હતો. વાટમાં ચડાઇ ગંગાજીનો પુલ દેવદારનું વન હરસીલ ચટી તથા હરસીલનો બગીચો તથા બંગલો તથા ઝાલા ગામ વીગેરે આવ્યાં હતાં. ઝાલા ગાંમનાં ખેતરમાંથી અમોએ તાજાં મોટાં બટેટાં લીધાં હતાં અને તે પણ મહાબ્લેશ્વરના જેવાં લાલ હતાં. મોઢાશમાં પણ સારાં મજેનાં હતાં. અખરોટના જંગલમાં પહાડી લોકો અખરોટનો મેલો ( મગજ ) સફેદ

બાસ્તા જેવો વેંચતા હતા અને અમોએ તે થોડો ખરીદી તેને ઇનસાફ આપ્યો હતો. વાટમાં ખચ્ચરો તથા બકરાંઓ સામાનથી લાદેલાં મળ્યાં હતાં. સુકી ચટીમાં આવ્યા ત્યારે જે સાધુ બીમાર હતો અને જેને જતી વખતે એક ધાબળી આપી હતી તે બાપડો અંતઃકાળપર પડ્યો હતો. તે ખુલ્લી જગ્યામાં પડેલો હોવાથી તેને અંદર ચટીના ભાગમાં લેવા મોદીને કહ્યું પણ તેમ કરવાથી તેને ઠંડી લાગશે તેમ કહેવાથી તેને ખુલ્લામાં સૂર્યના તડકામાંજ રાખ્યો. થોડી વાર બાદ ભટ માવજી એ તેને પાણી પાયું અને ત્યાર બાદ સાંજના તે રામશરણ થયો. તેને કોઇ અવલ મંજલે નહિ પહોંચાડતા હોવાથી મોદીને દમદાટી દેવી પડી હતી અને છેક સંધ્યાને સમયે કાયદાસર પંચ કરી મોદીએ તેની લાશને એક ગાંસડીમાં બાંધી ગંગાજીમાં દફન કરાવી હતી. શેઠ માધવજી દામોદર ઠાકરસીનો સંગ ગંગનાણી આવતી કાલે આવી પુગવાનો હોવાથી અને અમો પણ ત્યાં આવતી કાલે પહોંચવાના હોવાથી અમોએ જગ્યા માટે શકુને વહેલા મોકલી આપ્યો હતો અને રાતના ચાહ પી થોડીવારે અમો સુઇ રહ્યા હતા.

## પ્રથમ વૈશાખ વદ ૧૪ તા. ૧૨-૫-૧૫ બુધવાર.

આજરોજ **સુકી ચટીથી ગંગનાણી ( બ )** ચટી પર જવા માટે સવારના સવા ૭ વાગતે નીકળ્યા હતા અને ૧૧ વાગતા ગંગનાણી પુગ્યા હતા. આજની મંજલ ૧૦ માઇલની હતી અને તે સવં હું પગે ચાલી ગયો હતો. આજે કુદરતની લીળા અજબ દેખાતી હતી અને મંજલ કાપતાં લેશ માત્ર પણ થાક લાગતો નહોતો. ગંગનાણી ત્રણેક માઇલ દુર હશે તેટલામાં પહાડપરથી એક પથ્થર ગબડતો ગબડતો આવ્યો અને અમોને પસાર થઇ ગંગાજીમાં પડયો. ઈશ્વર કૃપાથી ગોરનાં માણસો ગોર તથા હું સહેજમાં બચવા પામ્યા હતા. વાટમાં ભોટીયા લોકો પાસેથી એક ગરમ ઉનની પટી રૂ ૮) માં લીધી અને તે ૧૭ હાથ લાંબી હતી. તેનો મેં બનુસ કરાવ્યો અને આજુ બાજુ રેશમી પટી લગાવી હતી. બજારમાં બતાવતાં તે રગની કીંમત રૂ. ૪૦) થી ૫૦) અંકાણી હતી. ગંગનાણી ચટી પાસેથી રૂ. ૧૨) ની ૧૮ હાથ

વાલી પટી માવજીએ લીધી અને અમારી પટીઓ જોઇ તી. સ્વ. બાઇએ એ તથા ટમુંમાસીએ એક પટી લીધી. એક તૈયાર ગરમ બનુસ રૂ. ૫) માં સદુએ લીધો પણ તેણે નહિ રાખવાથી તે મેં રાખ્યો હતો, ગંગનાણીમાં અમારા પુગવા અગાઉ શેઠ માધવજી દામોદર ઠાકરશી વીગેરે સર્વે આવી પુગ્યા હતા. અમોને પણ સારી જગ્યા મળી હતી. તેઓ સર્વેને અમો અત્રે મલ્યા હતા અને બહુ આનંદ આવ્યો હતો. શુશીલાબાઇને અત્રે જમવા માટે નોતર્યાં હતાં. બહારના ભાગમાં એક યુરોપીયન પાદરી એ બાનું સાથે ઉતર્યો હતો અને તે ગંગોત્રી શીકાર માટે જતો હતો, રાતના અમો તેમજ માધવજીશેઠનાં માણસોએ ભજનનો જલસો છેક મોડી રાત સુધી જમાવ્યો હતો. અને ત્યાર બાદ સર્વ નીરાંતે સુઇ રહયા હતા.

## પ્રથમ વૈશાખ વદ ૧૪ તા. ૧૩-૫-૧૫ ગુરૂવાર.

આજરોજ **ગંગનાણીથી ભટવાડી** જવા માટે ૬ા વાગે સવારના રવાના થયા અને ભટવાડી મુકામે ૧૧ વાગે પહોંચ્યા. માધવજીશેઠ વીગેરે પણ સુકી ચટી જવા માટે અમારી માફક સવારના પહોરમાંજ ઉપડ્યા હતા. આજની અમારી મંજલ દસ માઇલની હતી અને તે સર્વ હું પગે ચાલી ગયો હતો. વાટમાં ગંગાજીનો મોટો ઝુલો આવેલો તે પસાર કરી ચડ ઉતરી રસ્તે પડ્યા હતા. એક જગ્યાએ લાકડાનો કામ ચલાઉ પુલ જે પથ્થરના પડવાથી તુટી ગયો હતો તેથી તે રસ્તો પડતો મુંકી નીચેના ભાગમાં થઇ જરા આડો રસ્તો લઈ અમો સીધી વાટે પુગ્યા હતા, અને બુકી ઉર્ફે સત્યનારાયણ ચટી પર જરા વીશ્રાંતી લીધી હતી. ત્યાંથી આગળ વધતાં પાછો એક પુલ વટાવી ભટવાડી પુગ્યા હતા. અહિં અગાડીની માફક બે ઓરડી મલી હતી, અને સાધુ લોકોની ગડદી વધારે હોવાથી રસોઇ પાણીની તજવીજ ચટીના સામેના ભાગમાં સરકારી મકાનમાં રાખવી પડી હતી. ભોજન લીધા બાદ જે દાગીના ગંગોત્રી જતી વખતે મોદીના હવાલામાં સોંપ્યા હતા તે પાછા તેની પાસેથી અમોએ સંભાળી લીધા. ચટીની બહારનો ભાગ ચીકાર ભરાઇ જવાથી બે ઓરડીમાં બધાંનો સમાવેશ સુવા કારવવાનો થઈ શકે તેમ નહિ હોવાથી

ત્યાં અગાડી આવેલો ટેહરી રાજ્યનો એક ડાક બંગલો તેના રખેવાળ પાસે ઉઘડાવ્યો અને તેમાં અમો ગયા. આ બંગલામાં ચાર ઓરડા તથા એક ઓશરી હતાં. બે ઓરડા એક રાજ્યના નોકરે દબાવ્યા હતા અને બીજા બે અમોએ રાખ્યા હતા. રાજ્યના નોકરે જરા ધાંધલ મચાવી હતી પણ સર્વનું મન રંજન થયેથી કશો વાંધો આવ્યો નહોતો. અત્રે મહાદેવના દહેરામાં શંકરનાં દર્શન કર્યાં હતાં. રાતના ચાહ બનાવી હતી પણ દૂધની આજે મારામારી હતી. જેમ તેમ કરી થોડું દુધ મેળવ્યું હતું અને તે બધાની ચાહમાં પુરૂં પડે તેમ નહોતું. આથી અમોએ જેને ચાલી શકે તેમ હતું તેને માટે નેસલ્સ કંન્ડેન્સ્ડ મીલ્ક વાપર્યું હતું અને જેને નહિ ચાલી શકે તેમણે દુધ વાપર્યું હતું. ધર્મશાળાના સંબંધમાં જણાવવાનું કે જે લોકો ધર્મશાળા બંધાવે છે તે સાર્વજનીક ઉપયોગને માટે માટે હોવાથી સારા ગૃહસ્થને તેવી જગ્યામાં ઉતરતાં બહુ અડચણ પડે છે તેથી સારા ગૃહસ્થને માટે આવા ડાક બંગલા જેવાં મકાન બંધાવે તો ઘણાં આવકારદાયક થઈ પડે.

## પ્રથમ વૈશાખ વદ ૦) તા. ૧૪-૫-૧૫ શુક્રવાર.

આજરોજ **ભટવાડીથી છુંણા** ચટી માટે સવારના ૬॥ વાગતા ઉપડ્યા હતા અને છુંણા મુકામે ૧૧॥ વાગતા પહોંચ્યા હતા. ભટવાડીથી છુંણા ૧૦ માઇલ થાય છે, જેમાં હું સાત માઇલ પગે ચાલ્યો હતો અને ત્રણ માઇલ જપાનમાં ગયો હતો. ભટવાડીથી પ્રથમ મનીરી ચટીવાલી સડક એક માઇલ સુધી આવી અને ત્યાર પછી ડાબે હાથે કેદારનાથ તરફ જવાનો રસ્તો ફાટેલો હોવાથી અમો તે રસ્તા પર ગયા. અહિં ગંગાજીપરનો જીર્ણ લાકડાનો ઝુલો પસાર કરી અમો રસ્તે પડ્યા. અહિંથી ગંગાજી જમણા હાથે થયાં અને અત્રેથી તે જુદાં પડતાં હોવાથી આચ્છમન માર્જન વીગેરે કરી લીધું તથા ગંગાજીના પવિત્ર જળમાં અમારી જેષ્ટીકા પણ બોળી લીધી. જપાનમાં બધાં કુલ સુધી બેઠાં હતાં અને પછી રસ્તો અવડ ચવડનો તથા ચડ ઉતરનો આવતો હોવાથી બધાં પગે ચાલતાં હતાં. આ ઝુલા પાસે એક દુકાન હતી જેમાં શ્રી જગન્નાથજીના પંડ્યા લોકોએ નીવાસ કર્યો હતો. આગળ વધતાં

ઘઉં તથા ભાતનાં ખેતરો તથા નદી નાળાંઓ આવ્યાં હતાં તે વટાવ્યા બાદ **સૌર** નામના ગામમાં થઇને એક મોટા નાળા પાસે આવ્યા હતા. સૌર ગામ જેવું દુરથી લાગતું હતું તેવું પાસે જતાં બીલકુલ લાગ્યું નહિ. અત્રે મ્યુનીસીપાલીટી નહિ હોવાથી ઉકરડાના જંગ જામ્મા હતા અને ચોમેર ગંધ ફેલાઇ રહી હતી. અહિંના લોકો આવી હવામાં કેમ રહી શકતા હશે ? નાળાનું પાણી મીઠું મધુર અને સ્વચ્છ હતું. આ નાળા-પર ઝુલો નહિ હોવાથી સર્વે લાકડી ટેકાવી તે પસાર કર્યું હતું, અને કેટલા કે જપાનમાં પસાર કર્યું હતું. સાંમે કાંઠે આવ્યા બાદ જરા વિશ્રાંતી લઇ ડુંગો પાણી કરી લીધાં કારણ કે અહિંથી ઘુંણા જતાં કોઇ ઠેકાણે પાણી આવતું નથી, અને ચડાઇ પુષ્કળ હોવાથી પાણીની તૃષા ઘણીજ લાગે છે. ઉંટની માફક પાણી પેટમાં ભરી અમો હંસ ગતીએ ચાલવા માંડયા. અહિંથી માત્ર ચડાઇ અને ચડાઈજ હતી. દસ દસ અને પંદર પંદર મીનીટે છાતીમાં શ્વાસ ભરાઇ જતો હતો અને વીસામો લીધા વગર છુટકો થતો નહિ. આજની ચડાઇ છાતી સરસી હતી અને જે લોકોએ પાણી પીધું નહિ હતું તેમને આપદા વેઠવી પડી હતી. ઉપર ચડતાં એક મોદીની દુકાન જે ગાય ભેંસના ગોહા જેવી ચટીમાં હતી ત્યાં આવી પુગ્યા, અને બધાએ સારી પેઠે વિશ્રાંતી લીધી. જપાની કુલી તથા બીજા લોકો કે જેને ભુખ લાગી હતી તેમણે મોદીને ત્યાંથી સાતુ લઈ ખાધો અને મોદીએ છેક ઉપર વાસની એક નાળામાંથી બાંબુની પરનાળીકા વાટે જે પાણી અહિં આવતું હતું તે પીધું. પાણી ઘણુંજ થોડું થોડું આવે છે અને તૃષા વાળો માણસ ઉપર જઇ પરનાલીકાનો સંબંધ તોડી પાણી લે છે તો પાણી નીચે બીલકુલ આવતું નથી અને બુમરાણ મચી રહે છે. અહિંથી આગળ ચાલતાં **શાલા ગામ** આવે છે. તેમાં થઇને અમો પસાર થયા હતા. અહિં રસ્તો સીધી ચડનો સાંકડો અને વીકટ છે અને ચડતાં ચડતાં નાકમાં દમ આવી જાય છે. ગરમી પણ સખત લાગતી હતી અને પરસીનાનાં ઝરણાં શરીરમાંથી ફુટવા લાગ્યાં હતાં. આખરે મહામહેનતે એક નેસ કે જયાં ચોમાસામાં જાનવર બંધાય છે ત્યાં આવી પુગ્યા. અહિંથી જરા જરા ઉતરાઇ આવી હતી, અને સાથે ઘાટું જંગલ પણ

આવવા લાગ્યું. આ જંગલ અતિશે ઘાડું છે. તેમાં ગગનસાથે વાત કરે તેવા મોટાં ઝાડો છે જેથી ખરે મધ્યાને પણ સૂર્યને પોતાના પ્રચંડ કીરણ અંદર ફેકવામાં મુશી બની નડે છે. અહિ જે ઝાડો ઉગે છે તે પાછાં પોતાની જગ્યાએજ મરે છે અને તેને કોઇ ઉઠાવી દુર કરી શકતું નથી. ઝાડનાં જાડાં મોટાં થડો આડા અવળાં રસ્તામાં પડેલાં હોવાથી તેની નીચે થઇને અગર થડપર ચડીને અમોને જવું પડતું હતું. આવું જંગલ મેં મારી જીંદગીમાં કદી જોયું નથી. ખરૂં હિમાલયી જંગલ આજેજ જોવામાં આવ્યું. આજની ચડાઇ ત્રણ સાડા ત્રણ માઇલની હતી પણ તે ચડતાં દીવસે તારા દેખાણા હતા. આખરે જેમ તેમ કરી છુંણા ચટીપર બપોરના આવી પહોંચ્યા. અહિં ધીચ જગલમાં ભેંસના તબેલા જેવી બે ચટીઓ છે તથા એક જુની ધર્મશાળા છે. આ જુની ધર્મશાળા અંદર જગન્નાથના પંડ્યા લોક ઉતર્યાં હતા અને તેમણે અમોને બે ખોલી કાઢી આપવાથી અમોએ અમારો ગુજારો સાંકડ મોકળે કરી લીધો. સામેથી સાધુઓને જરા ટંટા બાદ ખસેડ્યા અને સામાન ગોઠવ્યો. જગન્નાથના પંડ્યા લોકોએ ભાંગ બનાવી હતી અને અમે જરા જરા લીધી હતી ધર્મશાળામાં કુલે ચાર પાંચ ઓરડાઓ છે અને તે લગભગ અંધારા, ભેજવાળા અને ચાંચડોથી ભરપૂર છે. પાણી ધર્મશાળા પાસેજ છે. મોંઘો સોંઘો પણ સીધો સામાન મલી શકે છે જમીન ભેજ વાળી હોવાથી મુસાફરીના ખાટલા જેની પાસે હોય તેમને ઉપયોગ કરવા કહયું હતું પણ કોઇએ તે નહિ વાપરતાં હમેશની માફક પથારી પરજ સર્વ સુતાં હતાં. જેની પાસે મુસાફરીના ખાટલા હોય તેમણે ખાસ તે સાથે લેવાના કે જેથી આવી જગ્યાએ તે ખપ લાગે. સાંજના વાદળાં ચડી આવ્યાં હતાં અને ગાજવીજ સાથે વરસાદ આવ્યો હતો. રાતના ચાહ પી અમો સુઈ રહયા હતા પણ ઉંઘ બરાબર આવી નહોતી.

## વૈશાખ શુદ ૧ તા. ૧૫-૫-૧૫ શનીવાર.

આજ રોજ **છુંણા ચટીથી પગરીયાણા** જવા માટે સવારના સાડા છ વાગતા ઉપડ્યા હતા અને પગરીયાણા બપોરે બાર વાગતા પહોંચ્યા હતા. છુંણાથી પગરીયાણા ૯ માઇલ થાય છે અને તે સર્વ હું ચાલીને

ગયો હતો. આજની વાટપણ સખત ચડાણની હતી તથા ધીચ જંગલમાં થઇ ગઈ કાલની માફક થંડાપર થઇને તથા તેની નીચે થઇને અમોને જવું પડયું હતું આજના પહાડમાં વન લીલા જોવા જેવી હતી. કુદરતે પોતાની બધી ખુબી અહિં વાપરી હોય તેમ લાગતું હતું. આજનું વન વિશાળ હતું અને વચમાં વચમાં બાગ બગીચા જેવું આવતું હતું, કુશળ માળીઓ ગમે તેટલી માથા કુટ કરે પણ આ બગીચા જેવો બગીચો તેઓ કદી બનાવી શકતા નથી તરેહ તરેહનાં ફૂલોના ગલીચાઓ જોવામાં આવતા હતા અને બહુજ શુશોભીત લાગતા હતા. ઇશ્વરને વનમાળી આટલાજ માટે કહેવામાં આવતો હશે, કારણકે આ વનમાળીની કારી આગળ આપણે બધા હેઠ છીએ. આ પુષ્પના મેદાન આગળ એક ભેંસોનું ઝુપડું આવ્યું હતું અને કેટલાકોએ અહિં દુધ પીધું હતું. ત્યાંથી આગળ વધતાં રંગબેરંગી પીળાં ધોળાં આસમાની પુષ્પોના કુદરતી ગલીચાઓ આવ્યા હતા અને તમામ જગ્યા લીલી છમ નજરે પડતી હતી. બાજુના બરફમય પહાડોની હાર તેની શોભામાં વૃદ્ધી કરતી હતી. અહિંથી આગળ ચાલતાં ઉતરાણ આવી હતી અને તે એકદમ સીધી ઉતરાણ હોવાથી જરા વીશમ હતી. વીશમ વાટ તથા તડકો હોવાથી લોકો થાકી જાય છે પણ ઝાડી બહુ હોવાથી ગરમી લાગતી નથી અને ઠંડે કલેજે આનંદથી રસ્તો કપાય છે. આખરે બાર વાગે પગરીયાણા ચટીપર પુગ્યા. અહિં ચારેક ઝુંપડાં છે જેમાં એક પથ્થરનું તથા બીજાં કાચાં છે. પાકામાં મોદીનો નીવાસ હતો. ચટીનાં છાપરાં સ્લેટના પથ્થરને બદલે ઘાસથી છવાયેલાં હતાં જેમાંથી પથારીપર કોઇ કોઇવાર જીવજંતુઓ નીચે ખરતા હતા. અત્રે ટમુંમાસીને તાવ આવી ગયો હતો પણ રાતના ઉતરી ગયો હતો. જગન્નાથજીના પંડ્યા લેકોની ભાંગની પ્રસાદી લીધી હતી અને તેમણે અહિંના પહાડી લોકો પાસેથી રૂ. ૪) માં જે કુતરો લીધો હતો તે હરકત ન હોય તો અમોને વેંચાતો આપવા કહ્યું. કુતરો વયમાં કેવળ નાનો હતો અને સીંહના બચ્ચાંની માફક લાગતો હતો. તેને કુતરો ઘણો ગમતો હોવાથી તેમણે આપવા ના કહી. અત્રે સતાવરી, વજ્ર દંતી, ભુતચોટ, રીંગાલ તથા દેવદારનાં છોડો તથા ઝાડો ઘણાં છે. રીંગાલનો

ઉદ્યોગ અત્રે પહેલાં સારો હતો. તેના કાગળો બનતા હતા પણ વિલાયતના વેપારને ધોકો પુગે તેટલા માટે આ ઉદ્યોગને ખીલવવામાં આવ્યો નહિ અને તેને બીલકુલ ઉત્તેજન આપવામાં આવ્યું નહિ. જો તેના તરફ લક્ષ આપવામાં આવ્યું હતે તો કાગળને માટે આપણે બીજા દેશોપર આધાર રાખવો પડતે નહિ. હાલ તો માત્ર રીંગાલની સાદરીઓ બનાવવામાં આવે છે અને તે ઉત્તમ પ્રકારની હોય છે. અત્રે પક્ષીઓ મીઠો મધુરો અવાજ કરે છે અને કાનને ઘણો પ્રીય લાગે છે. આજનો દેખાવ ઘણો દીલ પસંદ હતો અને આજની ચટી પણ ઠીક જગ્યાએ હતી. પાણી પાસે હોવાથી કશી આપદા પડતી નથી. મોદીની દુકાનમાંથી મોંઘો સોંઘો પણ સીધો સામાન મલી શકે છે અને દુધની મુશીબતી અહિંથી હવે સદાને માટે દુર થાય છે. રાતના ચાહ પાણીપી સુઇ રહ્યા. હતા અને બે દિવસથી સખત ચડાઈ ચડવાથી શ્રમને લીધે ઉંગ પણ ઠીક આવી ગઇ હતી.

## વૈશાખ શુદ ૨ તા. ૧૬-૫-૧૫ રવિવાર.

આજ રોજ **પગરીયાણા ચટીથી ઝલોચટી જવા** માટે જમી કારવી બપોરે ૧ વાગે ઉપડ્યા હતા અને ઝલો ચટીએ સાંજના પાા વાગતા પહોંચ્યા હતા. પગરીયાણાથી અમારે બુઢ્ઢા કેદાર જવાનું હતું પણ અમુક અડચણને સબબે વચ્ચમાં ઝલો ચટીનું મુકામ રાખવું પડયું હતું. અને તે ચટી નજદીક હોવાથી જમી ખાઇ પીને સર્વ ઉપડ્યા હતા. પગરીયાણાથી ઝલો ચટી પાા માઇલ થાય છે અને તે સર્વ હું પગે ચાલી ગયો હતો. ઝલો ચટીમાં ગાયના ગોડા જેવાં ત્રણ છાપરાં છે અને અમો પુગતાં એક છાપરાંમાં જરા મુશ્કેલીથી જગ્યા મેળવી શકયા હતા. કારણ કે સવારના આવેલા યાત્રીઓથી ચટી ચીકાર ભરાઈ ગઈ હતી. જપાની કુલી તથા બીજાં માણસોને બાલગંગાના કીનાપર ખુલ્લામાં પડી રહેવું પડયું હતું. આજની વાટમાં પ્રથમ ૧ાા માઇલની સખત ચડાઇ આવી હતી અને ત્યાર બાદ ચાર માઇલની સખત લપસી જવાય તેવી ઉતરાંણ આવી હતી. વાટમાં રંગબેરંગી ફુલના ગલીચા તથા નાળાંઓ આવ્યાં હતાં અને કેટલીક

જગ્યાએ ચંદન તથા અગરના જેવી વાસ આવતી હતી. ઉતરાઈ વખતે ઘણુંજ સંભાળવાનું છે અને આસ્તે આસ્તે લાકડી ટકાવી ઉતરવું પડે છે. ચીડનાં ઝાડ ઉતરાઇમાં ઘણાં આવે છે અને ઝાડ પરથી ખરી પડેલી સળીઓ લપસણી હોવાથી જો પગ તેનાપર વગર સાંવચેતીથી પડે છે તો લપસી જવાય છે. આજની ઉતરાંણમાં હું તથા બીજા એક બે જણા લપસી જવાથી જરા પડી ગયા હતા પણ ઇશ્વર કૃપાથી અમારામાંના કોઇને વાગ્યું હતું નહિ, તથા કશી ઇજા થઇ હતી નહિ. ઝલો ચટીની પાસે બાલગંગા નામની નદી વહે છે. અત્રે સીધો સામાન તથા દુધ વીગેરે મળી શકે છે પણ અમારે જમવાનું નહિ હોવાથી રાતના ચાહ પી સુઇ રહ્યા હતા. અહિં દારૂ હલદીનાં ઝાડ ઘણાં છે અને અમારા પાસે જે કોયતો હતો તે વતી એક ઝાડમાંથી થડ ખોદાવી કટકો લીધો હતો. દારૂ-હલદી પછડાટ તથા સોજા વીગેરે પર ઘસી ચોપડવાના કામમાં આવે છે.

## વૈશાખ શુદ ૩ તા. ૧૭-૫-૧૫ સોમવાર.

આજ રોજ **ઝલોચટીથી બુઢ્ઢાકેદાર** જવામાટે સવારના ૬।। વાગતા ઉપડયા અને સવારે ૯।। વાગતે ત્યાં પુગ્યા હતા. ઝલોચટીથી બુઢ્ઢાકેદાર માત્ર ૩।। માઇલ થાય છે અને તે સર્વ હું પગે ચાલી ગયો હતો. આજ નો રસ્તો બહુ વીકટ નહિં હતો. પ્રથમમાં જરા ચડાઈ આવી હતી અને પછી વાટ સપાટ આવી હતી, અને બાળગગાને કીનારે કીનારે હતી. બાળગંગા ઝલોચટીમાં ડાબી બાજુ હતી અને બુઢ્ઢાકેદાર પુલપર થઇને જવું પડતું હોવાથી તે છેક સુધી જમણી બાજુએ રહે છે. વાટમાં કુદરતી દેખાવો સારા મજાના હતા અને એક જગ્યાએ મોટા બંદરજી મલ્યા હતા. બુઢ્ઢાકેદારમાં બાળગંગા અને ધર્મગંગાનો સંગમ છે અને તે **ધર્મપ્રયાગના** નામથી ઓળખાય છે. અહિં સર્વે સ્નાન કરી શ્રી બુઢ્ઢાકેદારનું પુજન કરવા ગયા હતા અને ભેટ વીગેરે ધરી હતી. અત્રે ટેહરી નરેશનાં કુળમાતા રાજરાજેશ્વરી માતા છે અને એક જુના પુરાણા મકાનમાં છેક બીજે મજલે બીરાજે છે. મકાન તદન હાલહવાલ સ્થિતિમાં છે અને પોતાની કુળમાતાના મકાનની મરામત કરવા સરકાર કેવળ બેદરકાર હોય તેમ લાગ્યુ. રખેને આધુનીક પવન તેમને પણ

લાગ્યો હોય. બુઢ્ઢાકેદારનું લીંગ પસરાયેલું છે અને મોટું છે. અત્રે બીજી પણ મુર્તીઓ મંદીરમાં ઘણી છે. આ ગામ પહાડી ગામોમાં શહેર તરીકે લેખાય છે અને ખાવા પીવાની તમામ ચીજો મલી શકે છે. આ ગામ ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. જે જગ્યામાં અમો ઉતર્યા હતા તે યાત્રીનું રહેવાનું, તથા અમારી સામેના ડુંગરમાં કે જયાં ચમાર તથા મોચી લોકો રહે છે તે અને ત્રીજું જયાં ત્યાંના મુળવતની લોકો રહે છે તે. અત્રે પગરખાં સારાં બને છે અને આજ રોજ અખાત્રીજ હોવાથી અમારી સાથેના બ્રામણોને જોડા આપ્યા હતા, તેમજ માંણસોને પણ અપાવ્યા હતા. અહિં ખેતરો ઘણાં છે અન તેમાં ઘઉં તથા ચોખાનો પાક પુસ્કળ થાય છે. રાતના જે ધર્મશાળામાં અમો ઉતર્યા હતા ત્યાં સીધપુરના એક સાધુસાથે જરા બખેડો જામ્યો હતો, અને થોડી ઘણી તકરાર બદા તે સમી જવા પામ્યો હતો. કમ નસીબે ટમુંમાસીને આજે હીસ્ટીરીયા આવ્યું હતું, અને થોડી વારે તે શાંત પામ્યું હતું. જે ધર્મશાળામાં અમો ઉતર્યા હતા તેમાં ઉપરની તથા નીચેની મલી ૭ ખોલી અમોએ રાખી હતી. ગાનારા તથા નાચનારાઓ આવ્યા હતા તેને ઇનામ વીગેરે આપ્યાં હતાં તથા જે બ્રામણ અહિંનો ગોર થયો હતો તેને રૂ. ૫) પાંચ પકડાવી આપ્યા હતા. અહિં કુતરાઓ સારા જોવામાં આવ્યા હતા પણ હજુ અમારે ઘણું ફરવાનું હોવાથી તથા અગાડી સારા કુતરા મળશે તેવું કહેવાથી અમોએ અહિંથી કુતરાની ખરીદી કરી નહિ. સુરતવાળા યાત્રી જે ઉત્તરકાશીથી અહિં સુધી અમારી સાથે સાથે ચાલતા હતા તેઓ એક બે દિવસ વધારે રોકાવા માટે અહિંજ રહ્યા. બુઢ્ઢાકેદારના સ્નાનમાં લાડુનું ભોજન કરેલું હોવાથી રાતના ઘસઘસાટ નીંદ્રા સર્વને આવી ગઈ હતી. ગોરના બાબતમાં જણાવવાનું કે આવી નાની નાની જગ્યાએ ગોરપદું બ્રામણને આપવાથી સંખ્યા વધી જાય છે તો તેવી જગ્યાએ નામની દક્ષણા આપી અલગ થઈ જવું બહેતર છે.

### વૈશાખ શુદ ૪ તા. ૧૮-૫-૧૫ મંગળવાર.

આજ રોજ **બુઢ્ઢાકેદારથી ભોટ** ચટ્ટીએ જવામાટે સવારના ૮ વાગે ઉપડ્યા અને ત્યાં બપોરે બ.૨ વાગતા પુગ્યા હતા. આજની મજલ ૧૧

માઈલની હતી અને તે સર્વ પેદલ જવા વિચાર હતો પણ એકાદ માઇલ ચાલ્યા બાદ પગમાં કાંટો ભોંકાવાથી જંપાનનો આશરો લેવો પડયો હતો. બુદ્ધકેદાર છોડ્યા બાદ ધર્મગંગાનો પુલ આવ્યો હતો અને કેટલાંક નાળાંઓ પણ આવ્યાં હતાં. આજની વાટ જરા ચડાંણવાળી હતી પણ એકંદરે રસ્તો સારો ધાટી છાંયામાંથી પસાર થતો હતો. આજના જંગલમાં બાસ્કેટ શેઇપનાં ક્રૉટન્સ જોવામાં આવ્યાં હતાં અને તે અનહદ શુશોભીત લાગતાં હતાં. આ જંગલમાં જંગલી જાનવર તથા ભાલુ એટલે રીંછ વીગેરેની ધાસ્તી રહે છે પણ ઇશ્વર કૃપાથી અમોને કોઇનો સમાગમ થયો નહતો, હિમાલયના પહાડમાં જંગલી પ્રાણીઓનો વસવાટ છે પણ યાત્રીઓ જથ્થામાં જતા હોવાથી તેઓ દેખાવ દઇ શકતાં નથી. ભોટ મુકામે પુગતાં અમાને ચટી સારી મળી હતી અને દહી સારૂં મળતું હોવાથી અહિં મેં કઢી પણ બનાવી હતી અને તે સારી બની હતી. અત્રે પાણીનું ઝરણું તદન પાસે હોવાથી કશી આપદા પડતી નથી. ચટીમાંથી જરા નીચે ગામનો દેખાવ પણ સુંદર લાગતો હતો. રાતના ચાહ દુધ પી સર્વ સુઈ રહ્યા હતા. અત્રે ઠંડી જરા વધારે લાગવા માંડી હતી.

## વૈશાખ શુદ ૫ તા. ૧૯-૫-૧૫ બુધવાર.

આજ રોજ **ભોટ ચટીથી ગવાણા** મુકામે જવા માટે સવારના ૬॥ વાગતા ઉપડયા અને ૧૧ વાગે ત્યાં પુગ્યા હતા. આજની મંજલ ૧૦ માઇલની હતી અને એક માઇલ પેદલ જવાથી પગમાં દર્દ થવા લાગ્યું જેથી બાકીનો ભાગ જપાનમાં ગયો હતો. વાટમાં ટેહરીથી આવતો રસ્તો મલ્યો હતો તથા ભૃગુગંગા જોરથી વહેતાં જમણા હાથ પર આવ્યાં હતાં. ખેતરમાં ચોખાના છોડ લીલા છમ જેવા નજરે પડતા હતા. ભૃગુ ગંગા પાસેનો રસ્તો તુટી જવાથી આડે રસ્તે થઈ ગંગાપરનો પૂલ વટાવી અમો સામે કિનારે ગયા હતા અને ત્યાં શ્રી રામચંદ્રજીના મંદીરમાં દર્શન કર્યાં હતાં તથા મંદીરની પાસે જે વજ ઉગી હતી તે થોડી લઈ લીધી. અત્રે ભૃગુરૂષિએ તપ કર્યું હતું અને તેમને માટે ગંગાજી ખાસ અત્રે પધારેલાં એમ ગોર મહારાજ કહેતા હતા. ત્યાંથી આગળ ચાલતાં કેટલાંક નાળામાં થઇને અમોને પસાર થવું પડયું હતું. અને પછી

થોડી ચડાઇ ચડી મુકામેં પુગ્યા. આજની ચટી સારી હતી અને ઠંડી બહુ ન લાગે તેટલા માટે તેના છાપરાં જરા નીચાં હતાં. સાંજના વરસાદનું ઝાપટું આવ્યું હતું અને તેણે ઠંડીમાં વધારો કર્યો હતો. અળવીનાં પતાં અહિં મળતાં હોવાથી ભજી યાંની નવી વાની બનાવી હતી. અત્રે મોદીખાનું મોંઘું મળે છે પણ બધુંએ મલી શકે છે. અમારો કોઇ માણસ ઝંડીની અંદર જંગલ ગયેલો હોવાથી તેનો લોટો સીપાઇએ લઈ લીધો હતો અને તેને વીવેકથી પાછો આપી દેવા કહેતાં તેણે તેમ કર્યું હતું અને બદલામાં સરકારના અમુલ્ય બે શબ્દ થેંન્કયુ કહી પાછા અમો ઉતારે આવ્યા હતા. રાતના ઠંડીએ પોતાનું જોર બતાવ્યું હતું પણ તાપણું કરેલું હોવાથી તે કમી લાગતી હતી. અત્રે ગામ અને ચટી લગભગ એકી જગ્યાએ છે જેથી વસ્તી પણ ઠીક લાગે છે. આજુબાજુ ખેતરો છે જેમાં ત્યાંના વતનીઓ ધાન્ય નીપજાવે છે, રાતના અમો જલદી સુઈ ગયા હતા કારણ કે આવતી કાલે લાંબી મંજલ હોવાથી તથા સખત ચડાઇ ચડવાની હોવાથી અમારે જેમ બને તેમ જલદીથી ઉપડવાનું હતું.

## વૈશાખ શુદ ૬. તા. ૨૦–૫–૧૫ ગુરૂવાર.

આજરોજ ગવાણા ચટીથી પવાલી જવા માટે ચાહ પાણી પી સવારના ૬॥ વાગે ઉપડ્યા અને પવાલી મુકામે સાંજના ૪ વાગે પહોંચ્યા હતા. ગવાણાથી પવાલી પંદર માઇલ થાય છે પણ વાટ લાંબી ચડાઇવાળી તથા વીશમ હોવાથી ૩૦ માઇલ જેટલી લાગતી હતી. બધો રસ્તો ચડાઈનોજ હતો. જોકે તે ચડાઈ છુંણા તથા પગરીયાણા જેવી છાતી સરસી સખત નહિ હતી પણ લાંબી હોવાથી અને જરાપણ ઉતરાણ તથા સપાટ જમીન નહિ હોવાથી નાકમાં દમ આવી ગયો હતો. આજની વાટમાં પાણી પણ એક બે જગ્યાએ આવ્યું હતું. ગવાણાથી બે માઇલ પર પાણીનું પરબ એક મારવાડીએ રાખ્યું છે અને તે ઘણુંજ આવકારદાયક છે. આ પરબથી બે ત્રણ માઇલપર ગવાણા ભોડા નામની ચટી આવે છે અને ત્યાં ચટીથી જરા દુર નીચેના ભાગમાં પાણી મલે છે. અગાડી પાણી મળતું નહિ હોવાથી અહિં જરા ઠુંગો પાણી કરી પાણી પીવાય તેટલું પી લીધું હતું. અહિંથી આગળ ચડતાં એક જગ્યાએ પાણી મળ્યું હતું જે

ઘણીજ ધીમી ધારે વહેતું હતું. સુર્ય પુર્ણ પ્રકાશથી તપતો હતો પણ ઝાડીને લીધે અમોને તાપ લાગતો હતો નહિ. અહિંથી આગળ ચાલતાં લીલા ઘાસનું મેદાન આવ્યું હતું અને રંગબેરંગી ફુલોનાં મેદાન આવ્યાં હતાં. અહિં જરા વિશ્રાંતી લીધી હતી અને કુદરતની લીલા નીહાળી તૃપ્ત થયા હતા. આ જગ્યા બહુજ મનહર તથા રળીઆમણી છે અને એટલી ઉંચાઇપર આવેલી છે કે સામે દીસતા જમ્નોત્રી ગંગોત્રી કેદાર તુંગનાથ તથા બદ્રીનાથના બરફમય પહાડોની સફેદ હાર ચોખી નજરે પડતી હતી, અને શ્રૃષ્ટીના સૌન્દર્યમાં વધારો કરતી હતી. કૈલાસ કે જયાં શંકરનો વાસ છે તે પણ અહિંથી સામો નજરે પડે છે. અહિંથી આગળ ચાલતાં મેદાંનો પર થઇ અમો ચટી પર આવ્યા હતા. આજની ચટીઓ સારી હતી. મોદીખાનું મોંઘું મળ્યું હતું. સાંજના કરાનો વરસાદ પડયો હતો અને કરા બારેકીયા બોર જેવડા મોટા પડ્યા હતા. છાપરાં તથા રસ્તા કરાથી છવાઇ ગયા હતા અને દેખાવ સારો લાગતો હતો. આ વરસાદનો ડોળ ઘણો હતો પણ તે ઝાઝીવાર ટકયો હતો નહિ. ઠંડી વધારે પ્રમાણમાં લાગતી હતી. આજનો પંથ વીશમ હતો અને ગોર મહારાજ કહેતા હતા કે " કાબુલની લડાઇ અને પવાલીની ચડાઇ સરખાં છે. " અહિંની કુદ્રતની લીલાનું વર્ણન જો કોઇ લેખક અહિં આવે તો તેને લખવાનું ઘણું મલી આવે. પ્રથમ શ્રમ લાગવાથી જરા એકાદ કલાક આરામ લઇ જમ્યો હતો અને ત્યાર બાદ જરા ગપ્પાં સપ્પાં મારી અમો સર્વ નીંદ્રાવશ થયા હતા. આજની મંજલ તમામ પગ પેદળ કરી હતી.

## વૈશાખ શુદ ૭ તા. ૨૧-૫-૧૫ શુક્રવાર.

આજરોજ **પવાલીથી ત્રીજોગી નારાયણ** જવા માટે સવારના ચાહ પાણી લઈ ૬ા વાગતા ઉપડ્યા હતા અને ત્રીજોગી નારાયણ સાંજના સાડા ચારને સમયે પહોંચ્યા હતા. પવાલીથી ત્રીજોગી નારાયણ ચૌદ માઇલ થાય છે અને તેમાં દસ માઇલ હું પેદલ ગયો હતો અને બાકીના ચાર માઇલ જપાનમાં ગયો હતો આજની વાટમાં પ્રથમ દસ માઇલ ચડાઇ આવી હતી જયારે બાકીનો ભાગ ચડ ઉતરનો હતો, અને જરા

વીશામ હતો. પવાલી છોડ્યા બાદ કેટલાક ભાગમાં ડુંગરના બરફપર થઇને જવું પડયું હતું. બરફ એટલે વચમાં ડુંગર અને આજુબાજુ ઉંડી ખાઇ. આ બરફના પરનો રસ્તો લગભગ ૭ ફીટ પહોળો અને એક માઇલ સુધી લાંબો હશે. કટકે કટકે મલી ત્રણથી ચાર માઇલ સુધી બરફમાં ચાલવું પડયું હતું. કોઇ કોઇ જગ્યાએ વચ્ચે ગાબડાં પડી ગયાં હતાં અને તેમાંથી નીચેના ભાગમાં ધોધમાર વહેતું પાણી જોવામાં આવતું હતું. આવાં ગાબડાં જ્યારે બરફમાં આવે ત્યારે તેની પાસેનો રસ્તો મુકી જરા ઉપરના ભાગે જવામાં સલામતી સમાયેલી છે અને પાસે થઇ જવામાં જો ગાબડાનો ભાગ પગના ઠોકાથી પડે છે તો તેમાં આપણા જીવનું જોખમ રહે છે. ચાલતાં ચાલતાં દસમાઇલ બાદ **મગોમાડા** નામની ચટી આવી જ્યાં સર્વને જરા વિશ્રાંતી લેવાની ફરજ પડી હતી. સર્વે નાસ્તા પાણી કરી લીધા અને કુલી તથા જપાનીએ મોદીને ત્યાંથી આટો લઇ રોટલા કરી ઉતાવળે ઉતાવળે કાચા પાકા બનાવી ખાઇ લીધા હતા. અહિં મગોમાડા સુધી ટહેરી નરેશની હદ છે અને તે છોડ્યા બાદ બ્રીટીશ સરહદ શરૂ થાય છે. આ ચટી છોડી અમો બ્રીટીશ હદમાં દાખલ થયા. મગોમાડા પછી તમામ ઝાડીમાં ઉતરાઈ આવે છે. બ્રીટીશ હદની ઝાડી તથા જંગલ ટેહરી જેવાં મોટાં તથા ઘટ નથી તો પણ એકંદરે ઠીક ઠીક હતું. સાંજના ત્રીજોગી નારાયણ પહોંચ્યા અને ગોર મહારાજે જે મકાન અમારા માટે તૈયાર રાખ્યું હતું તેમાં મુકામ કર્યો. ચટીના ઉપરના ભાગમાં સુવા બે ાવાનું તથા નીચેના ભાગમાં રાંધવા જમવાનું રાખ્યું હતું. અમારા ઉતારા સામેજ નારાયણનું મંદીર હતું. દસ બાર દુકાનવાળું ત્રીજોગીનું પહાડી ગામ જોઇ અમો નારાયણનાં દર્શન કરવા ગયા હતા, અને આર્તીનાં દર્શન કર્યાં હતાં. પ્રથમ બહાર પાંચ ડેરી શંકર, પાર્વતીજી, લક્ષ્મીજી. અન્નપુરણા તથા ગણેશજી વીગેરેની હતી; તથા ત્રણ કુંડ હતાં જેમાં સ્નાન થાય છે અને એકમાં આચમન લેવાય છે. પછવાડના ભાગમાં સરસ્વતી વહે છે જ્યાં ત્રપણ ઇત્યાદિ વીધી કરાય છે. અંદર શંકર પાર્વતીનાં લગ્ન થયાં તે વખતની વેદી છે અને તે આજ દીન સુધી જળતી છે. તેને જળતી રાખવા માટે ટેહરી સ્ટેટ તરફથી

લાકડાં પુરાં પાડવામાં આવે છે તથા યાત્રીઓ પણ લાકડાંઓ આપે છે. આ વેદીમાં યાત્રીઓ હોમાદી ક્રીયા કરે છે. મંદીરના અંદર નારાયણ જમણે પડખે તથા ડાબી બાજુએ લક્ષ્મીજી તથા અન્નપુરણાજી છે. અહિં ધર્મશાળાઓ છે જેમાં યાત્રીઓ ઉતરે છે અને બજાર પણ ઠીક ઠીક હોવાથી ખાવા પીવાની ચીજો દુધ મીઠાઇ કપડાં વીગેરે મળી શકે છે.

## પ્રથમ વૈશાખ શુદ ૮ તા. ૨૨-૫-૧૫ શનીવાર.

આજ રોજ સવારના ઉઠી મંદીર બહારનાં ત્રણે કુંડમાં સ્નાન આચ્મન કર્યાં હતાં. પ્રથમ બ્રહ્મકુંડમાં સ્નાન કર્યું હતું. આ કુંડમાં પીળા સર્પ રહે છે અને નાહવા પડતા યાત્રીઓને વીંટળાઇ જાય છે પણ કરડતા નથી, એવું અમારા ગોર મહારાજ તથા ત્યાંના વતનીઓ કહેતા હતા. અમારી નજરમાં તેવો એકે સર્પ આવ્યો નહોતો. બ્રહ્મકુંડનું પાણી જરા ડોળું હતું જ્યારે રૂદ્રકુંડનું પાણી સ્વચ્છ દીસતું હતું. ત્યાર બાદ વિષ્ણુકુંડમાં આચ્મન કર્યું હતું અને સરસ્વતીને તીરે ત્રપણ ઇત્યાદિ કર્યું હતું. પછી શ્રી ત્રીજોગી નારાયણની પૂજા કરવા મંદીરમાં ગયા પણ મુર્તિને અડકી સેવા પુજા કરવા નહિ દેવાથી અમોએ દુરથી પૂજા કરી હતી, અને જળ પુષ્પ ચંદન વીગેરે દુરથી ચડાવ્યાં હતાં. મુળ મુર્તી પાશાણની છે પણ તેના પર ચાંદીનું મોહરૂં મુકવાથી મુળ મુર્તીનાં દર્શન થઇ શકતાં નથી. તી. સ્વ. માતુશ્રીએ અત્રે શ્રી નારાયણને વસ્ત્ર આભુષણ ધર્યાં હતાં તથા ભેટ ધરી હતી. ત્યાર બાદ ભોગની વરધી આપી હતી. મંદીરમાંથી બહાર નીકળતાં શંકરની વેદી આવે છે અને ત્યાં અમો સર્વેએ યજ્ઞ કર્યો હતો, અને તેની વીભુતી પ્રસાદ તરીકે સાથે લીધી હતી. અહિંના ગોર **શીવદત્ત રતીરામ રૂઘનાથદાસને** એક ગાય દાનમાં આપી હતી તથા ઘાસ ચારા માટે પૈસા પણ આપ્યા હતા. વળી વીદાયગીરી વખતે રૂપિયા રોકડા તથા શાલ કપડાં વીગેરે પણ આપવામાં આવ્યાં હતાં. અત્રે ૨૧ બ્રાહ્મણોને સીધા આપવામાં આવ્યા હતા; અને શ્રી નારાયણના ભોગમાં રૂ. ૧૭ાા≈ નો સીધો અપાવ્યો હતો. અહિંથી બપોરના કામ આટોપી ચાર વાગે **ગવરીકુંડ** જવા અમો ઉપડ્યા અને ગવરીકુંડ સાંજના સાત વાગતા પહોંચ્યા હતા. ત્રીજોગીથી ગવરી-

કુંડ ૭ માઇલ દૂર છે અને આખે રસ્તે વરસદ હોવાથી હું ડોલીમાં ગયો હતો. અમો નીકળ્યા કે વરસાદે પણ પડવાની શરૂઆત કરી અને ગવરીકુંડ પુગ્યા ત્યાં સુધી તે એક ટસે વરસતો હતો. સામાન જરા જરા ભીંજાણો હતો જોકે કુલી લોકોએ પોતે ભીંજાઇ પોતાની કામળીઓ અમારા સામાન પર રાખી તેની પુરતી સંભાળ રાખી હતી. આજની વાટમાં ઝાડી ઠીક ઠીક હતી જોકે બહુ આવી હતી નહિં. વાટમાં એક માતાનું મંદીર આવ્યું હતું ત્યાં દર્શન કરી અમોને આગળ ચાલતાં પાટીઘાટથી આવતો રસ્તો જમણી બાજુએ મળ્યો હતો. પાટીઘાટથી એક રસ્તો સીધો કેદારનાથ જાય છે અને બીજો ત્રીજોગી તરફ જાય છે કેદારનાથ જતાં ત્રીજોગીનું તીર્થ રહી ન જાય તેટલા માટે લોકો પાટીઘાટથી સીધા નહિ જતાં ડાબી બાજુના રસ્તે થઇ ત્રીજોગી જાય છે અને પછી જે રસ્તે અમો કેદાર ગયા તે રસ્તે તેઓ પણ કેદારનાથ જાય છે. પાટીઘાટથી આવતો જમણી બાજુનો રસ્તો મુકી અમો સીધા ડાબા હાથ તરફના રસ્તાપર ચાલ્યા અને આખરે **ઝલમલ** ચટીએ આવી પહોંચ્યા. આ ઝલમલ ચટી **સોનપ્રયાગના** નામથી પણ ઓળખાય છે. અત્રે સુધી ઉતરાઇ હતી અત્રે સોનગંગાપર પાકો ઝુલો અંગ્રેજ સરકારે મજબુત બનાવ્યો છે અને હિંદની પ્રજા પ્રત્યે તેઓ કેવી ઉત્તમ કાળજી ધરાવે છે તે બતલાવી આપે છે. ટેહરીના રાજ્યમાં ઘણા ઝુલાઓ આવ્યા હતા પણ આવા સરસ ઉત્તમ પ્રકારના તે નહોતા. અહિં કેદાર કંકણ બનાવવાવાળાની દુકાનો છે અને કેદારનાથથી પાછા વળતા યાત્રીઓ તે ખરીદે છે. આ પ્રયાગમાં કેદારનાથથી આવતી મંદાકની ગંગા તથા સોનગંગાનો સંગમ થાય છે અને તેમાં સ્નાનાદીકનું મહાત્મ લેખાય છે. નહાવા જતી વખતે ઘણું નીચે જવું પડે છે અને જરા જોખમ ભરેલું છે. આ સોનગંગાપરનો ઝુલો વટાવી અમો અમારે રસ્તે પડ્યા અને રસ્તો છેક કેદારનાથ સુધી ચડનો હોવાથી તે ચડવા લાગ્યા. રસ્તો મંદાકની ગંગાને કીનારે કીનારે છે અને માઝી ઉંડાણમાં જોસ બંધ વહેતાં નજરે પડે છે. વાટમાં માથા વગરના ગણપતી આવ્યા હતા અને તેનાં દર્શન કર્યાં હતાં. ગણપતી રંગે કાળા હતા. બીજાં પણ અનેક ડેરાંઓ આવ્યાં હતાં.

આખરે સુમારે સાતને સમયે સર્વ ગવરીકુંડ આવી પુગ્યા. વરસાદનું જોર સખત હોવાથી છેક ચટીમાં જપાનો લઇ જઇ ત્યાં ઉતર્યા હતા. જપાનીઓમાં માંહોમાંહે કજીઓ ટંટો થયો હતો પણ અમોએ વચમાં પડી સમજાવી પતાવટ કરી હતી. વરસાદને લીધે શરદી વધારે લાગતી હતી. ચટીના ઉપરના ભાગમાં અમોએ ઉતારો લીધો હતો. સાંજના ગરમ કુંડપર તથા ઠંડાપાણીના કુંડપર ગયા હતા તથા પાર્વતીજીના મંદીરે ગયા હતા જ્યાં આર્તીનાં દર્શન થયાં હતાં. ત્યાં ભોગ માટે સીધો અપાવ્યો હતો. અહિં ચટીઓ સારી તથા ઘણી છે અને મોદીની દુકાનો પણ સારા જથ્થામાં છે કે જ્યાંથી તમામ ખાવા પીવાની ચીજો તથા કપડાં વીગેરે બીજી ચીજો પણ મળી શકે છે. કેદારનાથથી પાછું અહિં આવવું પડતું હોવાથી વધારાનો સામાન જે જોખમ વગરનો હોય તે અત્રે મોદીના હવાલામાં સોંપી ઉપર જવું અને પાછા ફરતાં તે સંભાળી લેવો. રાતના ચાહ પાણી લઇ અમો સુઇ રહ્યા હતા. આજની વાટ કુદરતી લીલાથી ભરપૂર હતી અને જુદી જુદી જાતનાં પક્ષીઓનો અવાજ મનને અતિ આનંદ આપતો હતો.

## પ્રથમ વૈશાખ શુદ ૯ તા. ૨૩-૫-૧૫ રવિવાર.

આજ રોજ **ગવરીકુંડથી શ્રી કેદારનાથ** જવા માટે ઉપડવાનું હોવાથી અને પ્રથમ અત્રે તપ્ત કુંડમાં તથા ઠંડા કુંડમાં સ્નાન કરવાનું હોવાથી સવારના વહેલા ઉઠી તે કામ તથા દર્શન દેવનું કામ સમાપ્ત કરી લીધું અને જે સામાન સાથે નહિ રાખવાનો હતો તે ભરોસેદાર મોદીના હસ્તક સોંપી સવારે સાત વાગે અમો ઉપડ્યા અને બપોરે બાર વાગતા શ્રી કેદારનાથ પુગ્યા. ગવરીકુંડથી કેદારનાથ માત્ર ૯ માઇલ દૂર છે પણ તે નવ માઇલનો તફાવત કાપતાં નાકમાં દમ આવે છે. આજની વાટમાં બીલકુલ ચડાઈજ હતી અને તેથી ૪॥ માઇલ પગ પેદળ ચાલી બાકીના ૪॥ માઇલ માટે જપાનનો આશરો લેવો પડ્યો હતો. ગવરીકુંડ મુકયા બાદ **જંગલ ચટી** આવે છે અને ત્યાર બાદ **રામવાડા** આવે છે અને પછી કેદારનાથ આવે છે. રસ્તો બધો ગંગાને કિનારે કિનારે હતો.

રામપુર ચટી પાસે આવી પુગતાં બે વખત જપાનમાંથી ઉતરી બરફમાં થઈ જવું પડ્યું હતું. પછી પણ કટકે કટકે બરફ આવ્યો હતો. રામપુર ચટી મોટી છે અને તે રામવાડા ચટીના નામથી ઓળખાય છે. અત્રે ગંગાજી બરફની નીચે જોસથી વહેતાં માલુમ પડે છે. અત્રે થોડી વિશ્રાંતિ લેવા વિચાર હતો પણ જરા કોલેરા જેવું હોવાથી જરા પણ નહિ થોભી અમો વીજળીને વેગે ઉપર ચડવા લાગ્યા હતા. વાટમાં સામેના પહાડમાં શ્રી કુબેરજીના ભંડારની ગુફા ગોર મહારાજે બતાવી, અને તે ગુફા જોવા જવાનું અને શ્રી કુબેરજી મળે તો ભેટવાનું તથા ઓળખાણ થાય તો તેનો અલભ્ય લાભ લેવાનું બહુ મન થયું પણ વચ્ચમાં ધોધમાર ગંગાજી વહેતાં હોવાથી હિંમત ચાલી શકી નહિ. આ સમયે જો એરોપ્લેન હતે તો ગંગા વટાવી ગુફામાં જતે અને કુબેરજીની મુલાકાત લઇ લાભ મેળવતે. અહિંથી આગળ ચાલતાં જ્યારે શ્રી કેદારનાથનું મંદીર નજરે પડ્યું ત્યારે સર્વે જપાનમાંથી ઉતરી પગ પેદળ ચાલવાનું શરૂ કર્યું. અહિંની જમીન મશરૂમની માફક પોચી હતી. જમીનપર ચાલતાં જમીનમાં ખાડો પડી જતો હતો અને પાછો પગ ઉપડતાં તે સીધી સપાટ થઇ જતી હતી. ગંગાજીનો પુલ જે પુરી પાસે છે તે વટાવી અમો પુરીમાં દાંખલ થયા પુરીમાં બંને બાજુ ધર્મશાળાઓ છે અને તે સર્વ ગોરોના હવાલામાં છે. બીજી જગ્યાએ ધર્મશાળા કોના નામની છે તેનો આરસનો પથ્થર દીવાલમાં જડવામાં આવે છે જ્યારે અહિં ધર્મશાળાપર તે આરસ છુટો રાખવામાં આવે છે. આવી રીતે છુટો પથ્થર રાખવાથી ફરેબી થવાનો ઘણો સંભવ છે. ભાવીક યાત્રીઓ જ્યારે અહિં આવે છે ત્યારે તેને ધર્મશાળા બંધાવી આપવા ગોર મહારાજ તરફથી સમજાવવામાં આવે છે અને આવી દુરની જગ્યામાં થોડાકમાં તે બની નહિ શકતી હોવાથી મોટી રકમ બતાવે છે. તેના કહેવાપર ભરોસો રાખી ભોળા દીલના યાત્રી તે બંધાવી આપવા વચન આપે છે. ગોર મહારાજ બનતી સગવડે જ્યારે પાછા યાત્રીઓને તેઓના દેશમાં જઇ મળે છે ત્યારે પાછી ધર્મશાળાની યાદી આપી તેનાં પુરેપુરા નાણાં લઈ જાય છે અને વધારામાં પુરેપુરો વિશ્વાસ બેસાડવા માટે

બંધાવનાર ધણીના નામનો શીલાલેખ પણ સાથે પોતાને ખર્ચે ઉપાડી લઇ જાય છે. દેશમાં ગયા બાદ નાંણું ગોર મહારાજના ઘરમાં રહે છે જ્યારે આરસનો પથ્થર કૈલાસમાં કેદારનાથ હજુર સદાને માટે મોજુદ રહે છે. જોગ જોગે નાણું આપનાર ધણીનો ઓળખીતો તે બાજુ આવી ચડે છે તો તેની ગોરના જાસુસો મારફત ગોરને તુરત ખબર મળે છે અને શીલાલેખ કોઇ પણ ધર્મશાળાપર ગોઠવી તેને બતાવવામાં આવે છે કે "આ પેલા શખ્સની બંધાવેલી ધર્મશાળા." આ પ્રમાણે એકજ ધર્મશાળા કેટલા લોકોની થતી હશે તે કહી શકાતું નથી. કેદારનાથમાં યાત્રીઓનું આવાગમન થોડું છે જ્યારે ધર્મશાળાઓ જોઇએ તે કરતાં વધારે છે એટલે ગોર મહારાજની અરજ ઉપર ધ્યાન આપવા પહેલાં પૂર્ણ વિચાર કરવાની જરૂર છે. અહિં કેદારનાથમાં અમારે કયા ગોરને ત્યાં ઉતરવું તેની મૂશીબતી જરા નડી હતી. ભોલો જે ટમુમાસીના ગોરનો માણસ હતો અને જે ગોર અમોને મુંબઇમાં પ્રથમ મળ્યો હતો તેણે પોતાને ત્યાં લઈ જવાને આગ્રહ કર્યો જ્યારે બીજો ગોર કે જે અમોને મસુરીમાં આવી મળ્યો હતો અને જેની પાસે નરોત્તમશેઠનો લેખ હતો તેણે તેને ત્યાં લઈ જવાનો આગ્રહ કર્યો. મે. નરોત્તમશેઠ તી. સ્વ. શ્રીમતી બાઈ ધનકુંવરબાઇ સાથે જ્યારે બદ્રીનાથ ગયા હતા ત્યારે કેદારનાથ ગયા હતા નહિ. પણ કેદારવાળા ગોરને શ્રીનગરમાં મળવાથી તેને ગોર તરીકે માની સર્વને માનવાનો લેખ તેના ચોપડામાં લખી આપ્યો હતો. વધારે ઝગડો થવા ન પામે તેટલા માટે પ્રથમ ભોલાના શેઠની ધર્મશાળામાં ઉતર્યા અને ગોર તરીકે કોને કબુલ રાખવો તે નક્કી કરવાનુ હાલ તુરત મુલતવી રાખ્યું. જે ધર્મશાળામાં અમો ઉતર્યા હતા તે સારી હતી અને ગોર મહારાજે તેમાં ગલીચા પાથરી ગરમ રગો રાખી કોલસા વીગેરેની તજવીજ રાખી હતી. અત્રે સામાન સુમન રાખી પ્રથમ શ્રી કેદારેશ્વર મહાદેવના મંદીરે જઇ ત્યાં તેમનાં દર્શન કરી અમો પાવન થયા. તથા દેશમાં એક બીજા ઘણા વખતે મળ્યા બાદ જેવી રીતે ભેટે છે તેવી રીતે પૂર્ણ આનંદથી લીંગને ભેટયા. દર્શન કર્યા બાદ પાછા મુકામપર આવ્યા. અત્રે ઠંડી પુષ્કળ લાગતી હતી અને થરમોમીટરમાં જોતાં ૫૩ ડીગ્રી

દેખાતી હતી. ઠંડીનું પ્રમાણ જોતાં તે થરમોમીટર સાચું હોય તેનો મનમાં શક જતો હતો. અહિં અમો દરિયાની સપાટીથી ૧૨૦૦૦ ફીટ કરતાં વધારે ઉંચાઈપર હતા અને ચારે બાજુ છેક ઉપરથી તે નીચે સુધી બરફથી ઢંકાયેલા મોટા પહાડો હતા. મારા મનમાં લાગતું હતું કે આટલી બધી ઉંચાઇએ આવેલા હોવાથી આપણે કંઈક આકાશની નજદીક આવી લાગ્યા હોશું પણ આકાશ તો બધી જગ્યાએથી સરખુંજ દૂર દિસતું હતું. બપોરના જમી કારવી સાંજના પાછા દર્શન કરવા ગયા હતા, જે વખતે કેદારનાથના લીંગપર ગુલાબી ચદર ઓઢાડવામાં આવી હતી. આર્તી પહેલાં કપુરની પછી ૧ વાટની પછી ૫ વાટની પછી ૩ વાટની અને છેવટે પાછી ૫ વાટની કરવામાં આવી હતી. રાતના ઘરે આવ્યા બાદ તી. સ્વ. બાઈએ કેદારનાથપર ચદર ઓઢાડવાની ઈચ્છા બતાવી પણ કપડાને અભાવે તે બર આવવી મુસ્કેલ હતી. સારી નસીબે (મોટાનાં નસીબ મોટાંજ હોય છે) મસુરીમાંથી પહેરણ માટે જે એક તાકો મેં લીધો હતો અને જે પહેરણ નહિ સીવાયેલાં હોવાથી સાથેજ ફરતો હતો તે મેં તી. સ્વ. બાઇને સુપુર્દ કર્યો અને દરજી મુળીયાએ તાબડતોબ રાતના ચદર તૈયાર કરી દીધી. રાતના ચાહ પાણી લઈ સુતા, પણ ઠંડી અતિ હોવાથી ઉંઘ બરાબર આવી નહિ. અહિંથી હવે શ્રી બદ્રિનાથજી જવાનું હોવાથી અમોએ નીચે પ્રમાણે પ્રોગ્રામ ઘડી કાઢયો.

**કેદારનાથથી બદ્રિનાથ જતાં નીચેની ચટીઓ આવે છેઃ—**

રામવાડાં, જંગલચટી, ગવરીકુંડ, ઝલમલ, પાટીગાડ, રામપુર, સેરસી; બદલપુર, ફાટા, મહેસમર્દની, છોટાબ્યુંગ, બ્યુંગ, ભેટ ( નારાયણ ) નાલાગામ, ગુપ્તકાશી, ઉખીમઠ, કંથા, ( ગણેશ ), ગોવાલીયાબગડ, દએડા, પોથી, દાબડભીડા, બનીયાકુંડ, ચોપતા, તુંગનાથ, ભુલકરણ, ભીમચટી, જંગલ, મંડલ, સેટાણા, વૈતરણી, ગોપેશ્વર, લાલસાંગા ( ચમોલી ), મઠ, છીનકા, બૌલા, છાંયાલેણ, હાટ, પીપળકોટી- ગરૂડગંગા, ટંગણી, બેલાકુરડી, પાતાળગંગા, ગોલાકોટી, કુમારકોટી, પેની, સિંહ ઉધાર, જોશીમઠ, વિષ્ણુપ્રયાગ, ઘાટચટી, પાંડુકેશ્વર, શેશધારા, રામબગડા હનુમાનચટી, કાચનગંગા અને બદ્રીનાથ.

**બદ્રિનાથથી વસુધારા** એક દિવસમાં અવાય જવાય છે અને તેમાં ઈંદ્રધારા, માતાગર્ભ અને માનાગામ થઇ વસુધારા પુગાય છે, અને ત્યાં સ્નાન કરી પાછા સાંજ સુધીમાં આવી શકાય છે.

અમારો બદ્રિનાથનો પ્રોગ્રામ નીચે મુજબ હતોઃ—

| તારીખ. | વાર. | ચટીનાં નામ. | માઈલ. |
|---|---|---|---|
| ૨૪–૫–૧૫ | સોમ | કેદારનાથથી ગવરીકુંડ | ૯ |
| ૨૫–૫–૧૫ | મંગળ | ગવરીકુંડથી ફાટા | ૧૦ |
| ૨૬–૫–૧૫ | બુધ | ફાટાથી ગુપ્તકાશી | ૮ |
| ૨૭–૫–૧૧ | ગુરૂ | ગુપ્તકાશીથી દએડા | ૮ |
| ૨૮–૫–૧૫ | શુક્ર | દએડાથી ચોપતા | ૬ |
| ૨૯–૫–૧૫ | શની | ચોપતાથી મંડલ | ૧૨ |
| ૩૦–૫–૧૫ | રવિ | મંડલથી લાલસાંગા ( ચમોલી ) | ૧૦ |
| ૩૧–૫–૧૫ | સોમ | લાલસાંગાથી પીપળકોટી | ૧૦ |
| ૧–૬–૧૫ | મંગળ | પીપળકોટીથી કુમારકોટી | ૧૧ |
| ૨–૬–૧૫ | બુધ | કુમારકોટીથી જોશીમઠ | ૭ |
| ૩–૬–૧૫ | ગુરૂ | જોશીમઠથી રામબગડ | ૧૦ |
| ૪–૬–૧૫ | શુક્ર | રામબગડથી બદ્રિનાથ | ૯ |
| ૫–૬–૧૫<br>૧૦–૬–૧૫ | શનીથી<br>ગુરૂસુધી | બદ્રીનાથ | કુલ ૧૧૦ |

## પ્રથમ વૈશાખ શુદ ૧૦ તા. ૨૪–૫–૧૫ સોમવાર.

આજ રોજ સ્નાન વિધિ, દેવદર્શન. પુજાપાઠ તથા બ્રહ્મભોજન કર્યા બાદ ઉપડવાનું હોવાથી અમો પ્રભાતના પહોરમાં કકડતી ઠંડીમા વહેલા ઉઠયા અને **મંદાકની ગંગામાં** સ્નાન કરવાને સજ થયા. આવી કકડતી ઠંડી જે હાડકાંને હલબલાવી નાંખતી હતી અને જે દાંતને સામસામા અથડાવતી હતી તેમાં મંદાકની ગંગાનું જળ કેવું ઠંડું હશે તે ખ્યાલ આવતાં પરમાનંદશેઠે તથા મે ઉતારેજ ગરમ પાણીથી સ્નાન કરી લીધું જયારે બાકીનાં બધાંએ પુલ પાસે ગંગામાં સ્નાન કર્યું હતું. ગંગા-

જીનું જળ એટલું બધુ શીતળ હતું કે તેમાં એક ડુબકીથી બીજી ડુંબકી મારવાની હિંમત કોઈની થઇ નહિ અને આંખના પલકારાની સાથે જે ડુબકી મારવામાં આવે તેમાં શરીર તથા કપડાં કેટલાં ભીંજાય તેનો ખ્યાલ કરી લેવો. તેના કરતાં ગંગાનું પાણી ગરમ કરી ઘરે સારી રીતે સ્નાન કરવું ઉત્તમ છે. અત્રે સ્નાન વિધિ થયા બાદ ત્રપણની વિધિ કરવામાં આવી હતી અને વખતો વખત ઠંડા પાણીમાં હાથ બોળાવાથી હાથ બહેર મારી ગયા હતા અને છેવટે લાલ થઇ સુઝી ગયા હોય તેવા લાગતા હતા, અને અકડાઈ ગયા હતા. આંગળાં વાળવાનુ દરેકે બહુએ કર્યું પણ કેમે કરે તે વળતાં નહોતાં. આખરે અગ્ની પાસે જ્યારે જરા સેક્યાં ત્યારે કંઇક આરામ થયો. અહિંથી જળ ભરી અમો શ્રી કેદારનાથનું પૂજન કરવા ગયા હતા. મંદીરમાં ભીડ હોવાથી અમારે બહાર જરા થોભવું પડયું હતું અને ગડદી ખતમ થયે અંદર જઈ વીધીથી શ્રી કેદારનાથનું સર્વેએ પુજન કર્યું હતું, અને ગંગોત્રીનું પવિત્ર જળ શંકરપર ચડાવ્યું હતુ. ત્યાર બાદ કેશરીયું ચંદન પુષ્પ બીલીપત્ર જે ખાસ મંગવવામાં આવ્યાં હતાં તે ચડાવી આરતી કરવામાં આવી હતી અને પછી સપ્રેમ પૂર્ણ આનંદથી શ્રી કેદારનાથના લીંગને ભેટી અમારો જન્મ મરણનો ફેરો સફળ થયો માની કૃતાર્થ થયા હતા. તી સ્વ. માતુશ્રીએ પુજા કર્યા બાદ સફેદ ચદર લીંગપર ઓઢાડી હતી અને તે વખતનો દેખાવ મનપર સચોટ અસર કરે તેવો હતો. શ્રી કેદારનાથના લીંગનો આકાર ભેંસના ધડ જેવો છે. અને દ્વાદશ જ્યોતીર્લીંગ માંહેલું એક લીંગ છે. પાંડવો જ્યારે આખરે હિમાલયમાં ગયા ત્યારે શ્રી શંકરનાં દર્શન કરી પોતાને પાવન કરવાની તેમની ઇચ્છા થઈ પરંતુ ગુરૂ, ભાઇઓ, મિત્રો, સગાંવહલાં તથા સંબંધીઓને કુરૂક્ષેત્રના યુદ્ધમાં હણેલા હોવાથી પાંડવોને પાપી લેખી દર્શન નહિ દેવાનો વિચાર શંકરે કરી ત્યાં આવેલા ભેંસના ટોળામાં ભેંસનું સ્વરૂપ ધારણ કરી મળી ગયા. પાંડવોને આમ થવાથી અતિ ખેદ થયો અને કોઇ પણ પ્રકારે શંકરનાં દર્શન કરવાનો દ્દઢ ઠરાવ કર્યો. ભેંસના ટોળા પાસે જઇ અર્જુને પોતાના પગ પહોળા કર્યા અને પગ નીચે થઇને સઘળી ભેંસોને હાંકવાનું ભીમને કહ્યું;

કારણ કે ખરી ભેંસો પગ નીચેથી પસાર થશે નહિ. ભેંસોને હાંકતાં સઘળી ભેંસો પગના બનાવેલા દરવાજામાંથી પસાર થઇ ગઇ અને શંકર ભેંસના સ્વરૂપમાં ભુમીમાં અંદર જવા લાગ્યા. આ વખતે શંકરે એવું લાંબું સ્વરૂપ ધર્યું કે પોતાનું માથું નેપાલમાં કાઢયું કે જે પશુપતેશ્વર અગર પશુપતિનાથના નામે ઓળખાય છે અને જ્યાં માત્ર શિવરાત્રિને રોજ સંગ સાથે એકજ દિન જવાય છે જ્યારે પાછળનો ભાગ અને પગ છેક કાશ્મીરમાં કાઢ્યાં જે અમરનાથના નામે ઓળખાય છે અને જ્યાં જવાનું માત્ર શ્રાવણ શુદ ૧૫ ને રોજ બને છે. અહિં કેદારનાથમાં માત્ર ધડજ રહ્યું છે, અમે તેની પુજા તથા દર્શન થાય છે. દર્શન નહિ મળવાથી પાંડવો ઘણા ખિન્ન થયા અને શંકરની પ્રાર્થના કરવા લાગ્યા. ભક્તાધિન ભગવાન હોવાથી તેની સ્તુતિ અંતરમાં ઉતારી પ્રસન્ન થઈ શંકરે આખરે પાંડવોને દર્શન દીધાં અને પાંડવોએ આ ધડની અત્રે સ્થાપના કરી. આ પ્રમાણે શંકર છેક દ્વાપરયુગથી અહિં બીરાજેલા છે એમ સિદ્ધ થાય છે. બુઢાકેદાર કરતાં આ લીંગ સહેજસાજ નાનું છે. ગોર મહારાજે આ લિંગ પાસે મંદીરમાં એક ખાડો બતાવ્યો અને જણાવ્યું કે "આ ખાડામાં જે કંઇ ચીજ નાંખીયે તે છેક નેપાલમાં પશુપતિનાથના મંદીરમાં પુગે છે." તેઓ કહેતા હતા કે નેપાલના વઝીરે પોતાની હીરાની વીંટી અજમાયસ ખાતર નાંખી હતી અને તે નેપાલમાંથી મલી આવી હતી. આ વાતમાં કેટલું સત્ય છે તે ગોર મહા-રાજ જાણે અગર શ્રી કેદારનાથ જાણે. શ્રી કેદારનાથનું પુજન થયા બાદ બહાર પાર્વતીજી તથા સરસ્વતીજીનું પુજન કર્યું હતું. મંદીરમાં પેસતાં ડાબે હાથે પાર્વતીજી બીરાજે છે અને જમણા હાથપર સરસ્વતી છે. બહારના ભાગમાં ભોગમુર્તિ લક્ષ્મિજી બીરાજે છે; તથા ઘુમટ જેવા ભાગમાં ફરતી દીવાલના ગોખલામાં પાંચે પાંડવો, માતા કુંતાજી, સતી, દ્રૌપદી, નારદજી ગરૂડજી વીગેરેની જુદી જુદી મુર્તિઓ છે છે અને વચમાં ઓટાપર મોટા પીતળના નંદી તથા ગણપતિજી છે. મંદીર બહાર એક મોટો ઘંટ ટાંગવામાં આવ્યો છે અને ચોકમાં મોટો કાળા પથ્થરનો એક નંદી છે. મંદીરની પરિક્રમામાં બન્સીધર કૃષ્ણ ભગવાનના તથા

બીજાં દર્શનો તથા ગુપ્તકુંડ દ્રૌપદીકુંડ વીગેરે આવે છે. મંદીર કાળા પથ્થરનું ઉંચું ગોથીક ઢબ મુજબ બાંધવામાં આવ્યું છે અને તેની શોભા અતિ સુંદર લાગે છે. પૂજા તથા દર્શન થયા બાદ હંસકુંડ કે જ્યાં પીંડદાન મુકાય છે ત્યાં તથા રેતકુડ કે જ્યાં બોમબોમ કરવાથી પાણીમાં બરબડીયાં આવે છે ત્યાં ગયા હતા. ત્યાંથી ઉદકકુંડ તથા મહા ત્રવેણીમાં આચમન માર્જન કર્યું હતું. રેતકુંડમાં જેવી રીતે ઢોર પાણી પીએ તેવી રીતે આપણાથી આચમન લેવાય છે. વાંકા વળી પાણી પીવું અને પછી બોમ બોમ કરવું એટલે બરબડીયાં ઉપર આવે છે. એક વખતે વગર પુકારે પણ બરબડીયાં ઉપર આવ્યાં હતાં. કેદારનાથથી કૈલાસ બહુ દુર નથી પણ બરફને લીધે ત્યાં કોઇથી જઇ શકાતું નથી. કેદારનાથથી બદ્રીનાથ બરફના ડુંગરની વાટે માત્ર ૨ા કોસ થાય છે પણ તે ડુંગર ચડી નહિ શકવાથી લાંબો ચકરાવો ખાઈ જવું પડે છે અને બદ્રિનાથ પુગતાં લગભગ ૮ દિવસ લાગે છે. તે પરથી બોલાય છે કે "નવ દિન અઢાઇ કોસ" આ મોટો ચકરાવો બનાવવાનો આરોપ પાર્વતીજીના શીરે છે. એક વખત તેઓ કયે બહાર ગયાં હશે અને નારાયણનો ભોગ આવેથી શંકર પોતે આરોગી ગયા. પાર્વતીજીએ આવી પ્રસાદની માગણી કરી અને તે શંકર પાસે નહિ હોવાથી તેમણે દલગીરી દર્શાવી. પાર્વતીજીને રોશ ચડવાથી વચ્ચે એક એવો જબરો મોટો પહાડ મુકી દીધો કે શંકરને રોજ પ્રસાદ મળી શકે નહિ. શંકર પાર્વતીના કજીઆને લીધે આપણને બદ્રિનાથ જતાં ૧૧૦ માઇલનો ચકરાવો ખાવો પડે છે. મોટાના કજીઆમાં ગરીબોને કેટલું કષ્ટ ખમવું પડે છે તથા કેટલું સહન કરવું પડે છે તે આ પરથી જણાશે. કેદારનાથપર લઘુરૂદ્ર કરાવી તી. સ્વ. માતુશ્રીએ બ્રહ્મભોજન કરાવ્યું હતું. કુલે ૨૮૦ બ્રાહ્મણ થયા હતા અને તેને માટે ૪ાા મણ શેરો તથા ૨ાા મણ પુરી તથા બોટાંની ભાજી બનાવવા હલવાઇને વરધી આપવામાં આવી હતી. ગોર લોકો પોતે બનાવવાની ખટપટમાં પડતા નથી પણ ઉધડો ઠેકો હલવાઇને આપી દે છે. હલવાઇએ બધાના મલી રૂ. ૧૦૮ ) લીધા હતા. હરદ્વારથી જે માણસ ધાબળીઓનું બંડલ લાવ્યો હતો તેને મજુરીના રૂ. ૧૮ાા આપ્યા

હતા. મંદીરમાં જે દર્શન કરવા જાય છે તેની ફી દર માથા દીઠ દોઢ આનો લેવાય છે તે પણ તેના અધિકારીને ચુકવી આપ્યો. દક્ષણા વીગેરે અપાયા બાદ અમો પણ જમી કારવી પરવાર્યા ત્યાર બાદ પૂર્ણ વિચાર કર્યા પછી નક્કી કર્યું કે જેને નરોતમશેઠે લેખ લખી આપ્યો હતો તેને ગોર તરીકે માન્ય કરવો અને ભોલાનાશેઠને પણ તેની ખાતર બરદાસ માટે કંઇક આપવું. આથી **ગોર રામદત્ત રામચંદ્ર તેવારીને** બોલાવી તેના ચોપડામાં લેખ લખી આપ્યો અને વીદાયગીરી વખતે દાન દક્ષણા તથા વસ્ત્ર આપી પ્રસન્ન કર્યો હતો. ભોલાનો શેઠ તે ટમુમાસીનો પ્રથમથીજ ગોર હતો અને તેથી ટમુમાસીએ તેને લેખ લખી આપ્યો અને ટમુંમાસી તરફથી જે દક્ષણા આપવામાં આવી તે તેણે સ્વીકારી જ્યારે તેના મહેનતાણુ બદલ ગી. સ્વ. બાઇએ જે આપ્યું તે તેણે લીધુ નહિ. તેને ઘણુંએ સમજાવવામાં આવ્યો પણ તે એકનો બે થયો નહિ. ખેર જેવી તેની ઇચ્છા ! અત્રે ટમુમાસીનું પાનનું પાર્સલ આવ્યું હતું અને પાન તમામ સુકાઈ ગયેલાં નીકળ્યાં હતાં. અહિંની પુરીમાં બંને બાજુ ધર્મશાળાઓ છે અને મોદી હલવાઇ પહાડી તથા પંડ્યા લોકો પટ બંધ થતાંસુધી રહે છે. શિયાળામાં કેદારનાથનું પુજન ઉખીમઠમાં મઠાધીશને હાથે કરવામાં આવે છે. પટ ફરી ખુલ્લો થતાં એવું લાગે છે કે હાલ તુરતજ કોઈ પૂજા કરી અહિંથી વીદાય થયું હોય. સાંભળવા મુજબ પટ બંધ દરમીયાન દેવતાઓ કેદાર નાથનું પૂજન કરે છે અને તેથીજ ખોલતી વખતે તમામ તાજું નજરે પડે છે. અત્રેના ગરીબ લોકોને ધાબળી તથા વસ્ત્ર ગી. સ્વ. બાઇએ આપ્યા બાદ અમોએ અમારો સામાન ગવરીકુંડ રવાના કર્યો અને અમો પણ ત્રણ ચાર વાગતાં ગવરીકુંડ જવાને ઉપડ્યા. આજના નવે માઇલ હું જપાનમાંજ ગયો હતો અને સૂર્ય અસ્ત પહેલાં ગવરીકુંડ સર્વે પહોંચી ગયા હતા. વાટમાં ઔષધીના પ્રભાવથી આંખમાં ઘેન જેવું તથા માથામાં ચકકર આંવતાં હોય તેમ લાગતું હતું. રાત્રે ભુખ લાગેલી હોવાથી સ્વહસ્તે ખીચડી કઢી બનાવી પાપડ સેકી મે. પરમાનંદશેઠ તથા હું જમ્યા હતા. સોમવાર હોવાથી અને વળી તે કેદારનાથનો વાર હોવાથી નહિ જમવાનો વિચાર કર્યો હતો પણ ભુખને લીધે તે વિચાર

બર આવ્યો નહિ. આજે અમો પ્રથમ ચટીમાં નહિ ઉતરતાં બીજી ચટીમાં ઉતર્યા હતા અને ચટી સારી મજાની હતી. પાર્વતીજીના મંદીરમાં ભોગ માટે સીધો મોકલાવ્યો હતો. આજ સ્થળે પાર્વતીજીએ પોતીકા શરીરનો મેલ ઉતારી તેમાંથી ગણુપતી બનાવ્યા હતા. છેક બરફમાંથી ૮ માઇલ નીચે આવવાથી ઠંડી કમી લાગતી હતી. રાતના શ્રમને લીધે ઉંઘ બરાબર આવી હતી. જે સામાન મોદીના હવાલામાં સોંપ્યો હતો તે રાતનાજ લઈ મજુરોને સુપૂર્દ કરી દીધો કે સવારના તેઓ સામાન લઇ મુકામે ચાલતા થાય.

## પ્રથમ વૈશાખ શુદ ૧૧ તા. ૨૫–૫–૧૫. મંગળવાર.

આજ રોજ **ગવરીકુંડથી ફાટા** ચટી જવા માટે સવારના ૬ાા વાગતા નીકળ્યા અને ફાટા ચટીએ લગભગ ૧૨ વાગે પુગ્યા હતા. આજની મંજલ ૧૦ માઇલની હતી અને તે સર્વ હું પેદલ ગયો હતો. પ્રથમ ગવરી કુંડથી ચાલી જે રસ્તે અમો આવ્યા હતા તેજ રસ્તે સોનપ્રયાગ સુધી આવ્યા. અહિં ઝુલો ઉતરી પ્રયાગપર આચ્છમન મારજન કરી જરા વિશ્રાંતિ લીધી. નવા ઝુલાની બાજુમાં થોડે છેટે એક જુનો તુટેલો ઝુલો પણ છે અને એક વખતે તેનાપર માણસો હતાં ત્યારે તે તુટયો હતો અને માણુસો પાણીમાં પડી તણાઈ ગયાં હતાં સરકારે તે ઝુલો રદ કરી નવો પાકો મજાનો બાંધ્યો છે. અહિંથી જમણા હાથપરનો રસ્તો જે ત્રીજોગીનારાયણ જાય છે તે મૂકી અમો સીધે રસ્તે ચાલવા લાગ્યા અને પાટીગાડ ચટીએ આવી પુગ્યા. અહિં પણ જમણી બાજુથી એક રસ્તો ત્રીજોગીનારાયણ તરફ જાય છે. આગળ ચાલતાં **રામપુર ચટી, સેરસી અને બદલપૂર** ચટીઓ આવી હતી. હવે મંજલમાં ચટીઓ પાસે પાસે આવતી હોવાથી જેને ફાવે ત્યાં થાક લાગેથી ઉતરવાનું સુગમ પડે છે. અમો **ફાટા** ચટીમાં ઉતર્યા હતા. અત્રે સામેના ભાગમાં નીચે મોદીની દુકાન હતી અને પાણી પણ પાસે હતું. મોદીને ત્યાંથી ખાવા પીવાની તથા કપડાં વાસણુ વગેરે ચીજો મલી શકે છે. ગંગાજીના ગગરામાંથી ગંગાજી ટપકતાં હોવાથી અત્રે પાછું પાકું રેંણુ કરાવ્યું હતું. આજનો

રસ્તો સારો મજાનો હતો તથા ચટીઓ પણ સ્વચ્છ ચોખ્ખી આવવા લાગી હતી. એક ચટીપર ભુખ લાગવાથી તાજી રાજગ્રાની ધાણી લઇ ખાધી હતી અને પાણી પીધું હતું. સરકાર માબાપે પાણીની વ્યવસ્થા ઉત્તમ કરેલી છે. પાણી ઉંચાણમાં હોય છે પણ ત્યાંથી નળ ઉતારી પાણી ચટીપર તથા વાટમાં પુરૂં પાડયું છે. આ પ્રમાણે જો સરકારે સગવડતા કરી નહિં હતે તો પાણીની મોટી આપદા પડતે. આજની વાટમાં ચડ તથા ઉતર તથા ઝાડી સેજસાજ હતી. અહિંથી દરેક ચટીપર કેદાર કંકણ વેંચનારાની દુકાનો આવે છે અને યાત્રીઓ યાત્રાની નીશાની તરીકે તે ખરીદે છે.

## પ્રથમ વૈશાખ શુદ ૧૨ તા. ૨૬-૫-૧૫. બુધવાર.

આજ રોજ **ફાટા ચટીથી ગુપ્તકાશી** જવા માટે સવારના ૬ વાગતા ચલ્યા અને ગુપ્તકાશી ૧૧ વાગે પુગ્યા હતા. આજની મંજલ ૮ માઇલની હતી અને તે સર્વ હું પગે ચાલી ગયો હતો. વાટમાં મહેશમર્દની છોટાબ્યુંગ, બ્યુંગ, ભેટ ( નારાયણ ), તથા નાલાગામ ચટીઓ આવી હતી. બદ્રિનાથ જનાર નાળાગામ થઈ ડાબા હાથપર આવેલો એક રસ્તો કે જે ઉખીમઠ પાસેની મંદાકની ગંગાના પુલ પાસે મળે છે તે રસ્તે થઈ કેદારનાથથી પાછા ફરતાં જાય છે પણ તેમ કરવાથી ગુપ્ત કાશીનું તીર્થ રહી જતું હોવાથી અમો નાળાગામથી ઉખીમઠ નહિ જતાં ડાબી બાજુનો રસ્તો પડતો મુંકી સીધા ગુપ્તકાશી ગયા. આજની વાટ સારી હતી તથા એક ચટીમાંથી કેદારકંકણ પચાસ જોડી લીધી હતી. વાટમાં મહેશમર્દની ( મૈખાસુર ) નામની દેવીનું મંદીર આવે છે ત્યાં દર્શન કર્યાં હતાં તથા ત્યાં એક મોટો લોખંડી સાંકળ સાથે હીંચકો છે ત્યાં જરા હીંચકા પણ ખાધા હતા. બીજી જગ્યાએ પાણીથી ચાલતું સરાણીયાનું કામ ચાલતું જોયું હતું. તેઓ કમંડલ બરણી પ્યાલા વીગેરે ચીજો બનાવતા હતા પણ તે સર્વ લીલાં લાકડાનાં બનાવતા હોવાથી આખરે સુકાતા તરડાઇ જાય છે અને પૈસા બરબાદ જાય છે. એક ઠેકાણે બગીચો આવ્યો હતો અને બાગમાંથી ફળાં લીધાં

હતાં. ગુપ્તકાશી પુગ્યા બાદ મંદીર પાસેની મોટા ચોગાનમાં આવેલી ધર્મશાળાના ઉપરના ભાગમા અમો ઉતર્યા હતા. આ પહાડી શહેર હોવાથી મોદીની દુકાનો સારી છે અને ત્યાંથી ખાવાની દરેક ચીજો કાપડ વાસણ વીગેરે સારાં મજાનાં મલી શકે છે. અત્રે કાંસાની થાળીમાં ગુપ્ત-દાન આપવાનું મહાત્મ હોવાથી સર્વે તે પ્રમાણે કેદારનાથવાળા ગોરને દાન આપ્યું હતું. અહિંના મંદીરમાં એક કુંડ છે જેમાં બે બાજુથી ધારા ગૌમુખમાંથી કુંડમાં પડે છે અને તે ગંગા જમનાનાં નામે ઓળખાય છે. તેમાં સ્નાન કરી સર્વે શ્રી કાશીવિશ્વનાથની પુજા કરી હતી. મંદીરમાં શંકરની જળાધારી ચાંદીની બનાવેલી છે. કેદારનાથવાળા ગોરનો લાગો અહિંથી ખતમ થતો હોવાથી તેને દાન દક્ષણા ઉપરાંત છ માસ ચાલે તેટલો દાણો કપડાં તથા ગય આપી તી. રા. માતુશ્રીએ વીદાય કર્યો હતો તથા તેનાં માણસો ચંદ્રમણી તથા રૂપસિંહને પણ ઇનામ તથા કપડાં આપ્યાં હતાં. શ્રાવણ માસમાં શ્રી કેદારનાથપર રૂદ્રી કરવા તથા શંકરપર કમળ જે કેદારનાથથી દુર આવેલા તલાવમાં થાય છે અને જે ગોર લોકો લઈ આવે છે તે ચડાવવા બદલ મેં પણ ગોર મહારાજને રૂ. ૧૨॥ દક્ષણા ઉપરાંત આપ્યા. રાતના ચાહ પી સુઇ રહ્યા હતા.

## પ્રથમ વૈશાખ શુદ ૧૩-૧૪ તા. ૨૭-૫-૧૫ ગુરૂવાર.

આજ રોજ **ગુપ્તકાશીથી દએડા** ચટીએ જવા માટે સવારના ૬॥ વાગતા ઉપડ્યા અને દએડા ચટીએ ૧૨ વાગતા પુગ્યા હતા. આજની મંજલ ૮ ણાઇલની હતી જેમાં હું માત્ર ૨માઇલ ચાલ્યો હતો અને બાકીનો ભાગ જપાનમાં ગયો હતો. આજની વાટમાં ઉખીમઠ, કંથા (ગણેશ) દુર્ગા (ગોવાલીયાબગડ) ચટીઓ આવી હતી. ગુપ્તકાશીથી ચાલતાં પ્રથમ સારી ઉતરાણ આવી હતી અને આલુનાં પતાંનો બગીચો પણ આવ્યો હતો. થોડાં પાંદડાં લેવા વિચાર કર્યો હતો પણ વાટમાં સાચવી સંભાળી લઇ જવાની ભાંજગડ થતી હોવાથી તે લેવાનું માંડી વાળ્યું. મંદાકની ગંગાના ઝુલા પાસે આવતાં જે રસ્તો નાળાગામથી આવતો હતો તેનું જોડાણ થયું. ઝુલો પસાર કરી અમારે ચડાણ ચડવી

પડી હતી અને આખરે ઉખીમઠ પુગ્યા. અત્રે ઉખીમઠમાં શ્રી કેદારનાથનો પટ બંધ થાય છે ત્યારથી તે પટ ઉઘડતાં સુધી કેદારનાથની પુજા રાવલના હાથે થાય છે. અહિંના રાવલની કચેરી જોવા તથા તેનાં દર્શન કરવા અમો ગયા હતા અને યથાશક્તિ નજરભેટ તેની ગાદીપર મુકી હતી. રાવલ ઘણા શાંત અને ઉત્સાહી લાગતા હતા. મંદીરમાં નારાયણનાં કેદારનાથનાં તથા ઓંકારનાથનાં દર્શન કર્યાં હતાં અને બીજા મંદીરમાં ઓખાનાં દર્શન થયાં હતાં. આ મંદીરથી થોડે દુર એક જગ્યાએ એક મહાત્મા રહેતા હતા અને ગોર મહારાજે તેનાં દર્શન કરવાનો અતિ આગ્રહ કરવાથી અમો સર્વ તે મહાત્માના નીવાસસ્થાનમાં ગયા. મહાત્મા શ્રી એક જુના પુરાંણા ખંડીયેર જેવા મકાનમાં ધુળના ઢગલામાં સાધુના લીબાસમાં બીરાજેલા હતા. તેમનાં દર્શન કરવાની ઇચ્છા તેના ચેલાને દર્શાવી પણ તે હાકેના એક શબ્દ બોલ્યો નહિ; જેથી અમો જ્યાં મહાત્મા બીરાજતા હતા ત્યાં સીધા ગયા. મહાત્માની ઉમર સો વર્ષ ઉપરની હશે એમ લાગતું હતું. જેવા અમો ત્યાં ગયા અને પ્રસાદ મૂકયો કે મહાત્માશ્રીએ નૃસિંહ અવતાર ધારણ કર્યો અને આવો બેસો કેમ છે કેમ નહિના કુશળ સમાચાર પુછવાને બદલે તથા દર્શને આવેલાને આશીરવાદ આપવાને બદલે ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. આ તો સાધુ કે સેતાન શું સમજવું ? જેના મુખમાંથી વેદના ઉચ્ચારને બદલે ગાલીપ્રદાન થતું હતું તેનું મોં ગંધાવાથી વધારે વાર ત્યાં થોભવાનું દુરસ્ત નહિ ધારી અમો અમારે રસ્તે પડ્યા. ગોર મહારાજને ગાળો દીધી એટલુંજ નહિ પણ પ્રસાદીમાં લાકડીનો બરડાપર સ્વાદ ચખાડી માબાપ તથા દીકરાના સોગન દઇ સ્વચ્છ પાણી ભરી લાવવાની તથા જે પ્રસાદ ( સુકો મેવો ) અમોએ મુંકયો હતો તે ઉખીમઠના મોદીને પાછો આપી તેના બદલામાં ગોળ લાવવાની આજ્ઞા કરી. ગોર મહારાજે મહાત્માશ્રીની આજ્ઞા અનુસાર થરથર કાંપતાં સર્વ કર્યું અને આખરે નમન કરી રસ્તે પડ્યા. વાટમાં ગોરની રાહ જોવાથી ચટીએ પુગતાં અમોને વિલંબ થયો હતો. આજનો રસ્તો એકંદર સારો હતો અને થોડી થોડી માંમુલી ચડાઈ આવી હતી. દએડા ચટીમાં

ટમુમાસીની તબીયત ઠીક નહિ હોવાથી આજુબાજુના ગામમાંથી દહી મંગાવવું પડયું હતું અને તે પીધા બાદ જરા આરામ થયો હતો. દહીની બરણી લાકડાંની સારી હોવાથી મેં તે ખરીદી લીધી હતી. મોદીને ત્યાંથી લાકડાંના બે કુંડાં લેવા મન થયું પણ મોદીએ ભાવ બહુજ બતાવ્યો જેથી હાલ તુરત મૂલત્વી રાખવું પડયું. અત્રે બે ત્રણ ચટીઓ છે અને તે સારી છે. આજે **નૃસિંહ ચતુર્દશી** હતી પણ તેનો ખ્યાલ ઉતરી જવાથી તેનો અપવાસ કર્યો નહોતો. પાછળથી મારવાડી યાત્રીઓ આવ્યા અને તેમણે વાત કરી ત્યારે અમોને ખબર પડી કે ચૌદશ આજે પાળવાની છે. દર વરસે આ વ્રત રાખતા હતા તે આ વખતે ભુલમાં નહિ રખાંણું.

## વૈશાખ શુદ ૧૫ તા. ૨૮-૫-૧૫ શુક્રવાર.

આજ રોજ **દએડા ચટીથી ચોપતા ચટીએ** જવા માટે સવારના ૬ાા વાગતા ઉપડ્યા અને ચોપતા ૧૦ વાગે પુગ્યા હતા. આજની મંજલ ૭ માઇલની હતી અને તે સર્વ હું પેદલ ગયો હતો. વાટમાં પોથી, દાબડભીડા અને બનીયાકુંડ નામની ચટીઓ આવી હતી. વાટમાં પ્રથમ વાટ ઝાડીવાળી તથા ચડવાળી હતી અને પછી ઠીક આવી હતી. રસ્તામાં જે ચટીઓ આવી હતી તેને જે માટી લગાડવામાં આવી હતી તે ઘણીજ સફેદ અને ચકચકાટવાળી લાગતી હતી. અહિંથી લાકડાંનાં કુંડાં બાર આનામાં બે લીધાં હતાં તથા ગોર મહારાજે પણ એક આઠ આનાનું ખરીદ્યું હતું જે પાછળથી મેં રાખ્યું હતું. ચોપતા ચટી સારી છે. અહિં ચારેક ચટી ઉપરાંત બે ધર્મશાળા છે પણ કેવળ બીસમાર હાલતમાં છે તેની મરામતની ખાસ જરૂર છે. અહિં નાગફણી નામનાં જે ફુલ થાય છે તેનો આકાર આબાદ ફણીધર નાગના જેવોજ હોય છે. આ ચટીમાં ઘી સારૂં મજાનું મળતું હોવાથી આખો ડબો ખરીદી લીધો. અહિંથી યાત્રીઓને તુંગનાથ જવાનું હોય તો ડાબા હાથે આવતો સીધો ચડાઇનો રસ્તો લેવો પડે છે અને જેને નહિ જવાનું હોય તે ડાબા હાથવાળો રસ્તો પડતો મુકી સીધા ચાલ્યા જાય છે. અત્રે ઠંડી વધારે લાગતી હતી.

લાલસાંગા ( ચમોલી ) મુકામે રવીવારે પુગાય તેમ હતું અને તે દિને તાર લે કે નહિ તેટલા માટે ગોરના માણુસ શકુને તારો લખી આપી રાતનાજ રવાના કર્યો અને લાલસાંગા જઈ શનીવારેજ તાર મુકી દેવા કહ્યું હતું. તેણુ તે પ્રમાણુ તારો મુંકી દીધા હતા અને તેના જવાબ પણુ આવી ગયા હતા. માત્ર મારો જવાબ **જુનાગઢથી** ગોત્રસંબંધીનો આવ્યો નહોતો.

## વૈશાખ વદી ૧ તા. ૨૯-૫-૧૫ શનિવાર.

આજ રોજ સવારના **ચોપતા ચટીથી તુંગનાથ** થઈ **મંડલ ચટી** જવા માટે સવારના ઠંડીમાં ૭ વાગે ઉપડ્યા અને બપોરના એક વાગે મંડલ ચટીએ પુગ્યા. આજની મંજલ બાર માઇલની હતી જેમાં હું માત્ર બે માઇલ ચાલ્યો હતો. ચોપતાથી ચાલતાં તુંગનાથ જવાનું હોઇને જમણા હાથપરનો સીધો રસ્તો જે ભુલકરણુ તથા ભીમ ચટીપર જાય છે તે પડતો મૂકી ડાબા હાથનો સીધો રસ્તો અમોએ લીધો. તુંગનાથ જતાં પહેલેથી છેક છેવટ સુધી ચડાઈજ આવે છે. ચડાઈ બહુજ સખત હોવાથી તથા ઔષધીનો પ્રભાવ ઘણો હોવાથી શ્રમ અતિ લાગે છે. ઉપર તુંગનાથ પુગ્યા બાદ આકાસી ગંગાની ધારા પાસે અમો ગયા પણુ જળ અતિશે ઠંડુ હોવાથી અને સખત ઠંડી હોવાથી તી. સ્વ. બાઈ તથા કપુબાઈ સીવાય કોઇ તે ધારા નીચે બેસી નહાયું નહિ. પવાલીના પહાડપરથી નીરખતાં કેદાર તુંગનાથ તથા બદ્રિનાથનાં શિખરો એકજ લાઇનમાં લાગતાં હતાં અને જોકે કેદાર જેટલી તેની ઉંચાઇ નહિ હશે તો પણુ ૧૦૦૦૦ ફૂટ જેટલી તેની ઉંચાઇ તો હશેજ. અત્રે તુંગનાથ મહાદેવનાં પૂજા દર્શન થયા બાદ બ્રાહ્મણોને દક્ષણા આપી તથા અહિંના **ગોર ગુણાનંદ ગવરીદત્તને** પણુ દક્ષણા વસ્ત્ર વીગેરે આપ્યું. અહિંના ગોરને ગોર તરીકે માનવાની ખાસ જરૂર નથી પણુ તેની આજીજીપરથી તથા ગોર ગયાપ્રસાદની ભલામણુથી તથા હિમાલયના પાંચ નાથ માંહેલા એક નાથની જગ્યાના હોવાથી તેને ગોર તરીકે સ્વીકારી તેનું માન રાખ્યું હતું. અહિંથી જે રસ્તે અમો ઉપર આવ્યા હતા તે રસ્તે નહિ જતાં

બીજે રસ્તે નીચે ઉતર્યાં હતા. આ વાટ બીલકુલ ઉતરાઈની હતી તેમજ વીશમ પણ હતી. જપાનો ઘણીજ આસ્તે આસ્તે ઉતરતી હતી અને ઔષધીના પ્રભાવની અસર એ થઇ કે કેટલાકને જપાનમાં ઘેન જેવું લાગતું હતું; કેટલાકને ચક્કર આવતાં હતાં અને ગોર મહારાજ તથા પરમાનંદશેઠને ઉલટી પણ થવા પામી હતી. આ પહાડમાં ઔષધી ઉપરાંત લખવાની કલમનાં કાંડાં સારા મજાનાં થાય છે અને ગોર મહારાજે તે પોતા માટે કેટલીક છડીઓ કાપી લીધી હતી. ઉતરતાં ઉતરતાં છેક ભીમ ચટી કે જ્યાં ચોપતાથી આવતો રસ્તો મલે છે ત્યાં આવી લાગ્યા અને અત્રે જરા વીશામો લીધો. થોડી વાર બાદ પાછું પ્રયાણ શરૂ કર્યું અને રસ્તો જંગલમાં થઇ ઉતરાણમાંજ જતો હતો. મંડલ ચટીએ આવી પુગતાં એક ચટી જે સારી હતી તેમાં અમે અમારો મુકામ કર્યો પણ કમનસીબે મોદી ઘણો ખરાબ મળ્યો હતો. મુસાફરીમાં કોઇ ઠેકાણે સારો માલ મળે યા ન મળે તેટલા માટે અમો ચાર ટંકનો સીધો સાથે રાખતા હતા અને મોદીને ત્યાંથી જુજ માલ લેવાયાથી તે છેડાયો અને તકરાર કરવા માંડયો અને બીજી ચટીમાં ઉતારો લેવાનું કહેવા લાગ્યો. તેને સમજાવ્યો પણ તે માથાનો ફરેલ તથા ભેજાનો કડક હોવાથી કોઇ રીતે સમજ્યો નહિ. આખરે તેને કાનઝાલી બહાર કાઢયો અને વધારામાં તેના સામે ફરીયાદ લખી તે પાસેના ગામમાં આવેલા પોલીસ અમલદારને પુગ કરવા ગોરના માણસને તૈયાર કર્યો. ખરાખરીનો ખેલ જોતાં મોદી નરમ ઘેંશ જેવો થઇ ગયો અને કાકુલદી ભરી રીતે બંને હાથ જુડીને ફરીયાદ નહિ મોકલવા માટે અરજ કરવા લાગ્યો. ગામના લોકોની નજરમાં તે ખીસીયાણો પડયો અને અમોને દયા આવવાથી ફરીયાદ મોકલવાનું મુલત્વી રાખ્યું. અત્રે ખાવા પીવાની તમામ ચીજો મળે છે.

## વૈશાખ વદી ૨ તા. ૩૦-૫-૧૫. રવિવાર.

આજ રોજ **મંડલ ચટીથી લાલસાંગા ( ચમોલી )** જવા માટે સવારના છ વાગે ઉપડ્યા અને લાલસાંગા બપોરે બાર વાગતા પુગ્યા.

આજની મંજલ દસ માઇલની હતી અને હું તે સર્વ ચાલીને ગયો હતો. વાટમાં કોઇ કોઇ જગ્યાએ ચડાઇ આવી હતી બાકી રસ્તો સારો મજાનો હતો. રસ્તામાં સેટાણા, વૈતરણી, તથા ગોપેશ્વર ચટીઓ આવી હતી. વૈતરણી એક બે માઇલ દુર હતું ત્યાં રસ્તો પહાડના ધસવાથી બંધ થએલો હોવાથી આડે રસ્તે પ્રથમ નીચે ઉતરી પછી ઉપર ચડી રસ્તા ભેગા થયા હતા. વૈતરણીમાં એક કુંડમાં ત્રણેક ધારા છે તેમાં બધાએ સ્નાન કર્યું હતું તથા ઉપરના ઝરણામાં ત્રપણ કરી ગાયના સંકલ્પ કર્યા હતા. મરણ બાદ આત્મા સ્વર્ગમાં જતાં વૈતરણી પાસે અટકે છે પણ ગાય આત્માને પોતા સાથે લઇ જઇ શકે છે. શ્રી બદ્રિનાથના ગોરનો લાગો અહિંથી શરૂ થાય છે અને જે ધર્મદાન વીગેરે દેવામાં આવે છે તેમાં તેનો હિસ્સો હોય છે. અહિંથી આગળ ચાલતાં ગોપેશ્વર મહાદેવની જગ્યા આવી હતી. અહિં મહાદેવનાં દર્શન કરી ફરસુરામની ફરસીને હાથ અડકાર્યો હતો. આ ફરસી જોરથી હલાવીએ છીએ તો બીલકુલ હલતી નથી પણ એક ટચી આંગળીના અડકવાથી તે જોરથી નહિ પણ ધીમે ધીમે હલે છે. અહિંના મહંત મહારાજ પણ અત્રેજ રહે છે અને તેમનાં દર્શન કરી ભેટ ધરી હતી. જગ્યા સારી મજાની ચોખ્ખી છે. અહિં ઝાડમાં બીજોરૂં જેવાં નાની જાતનાં લીંબુ થયાં હતાં તે વપરાશ માટે થોડાંક તોડી લીધાં હતાં. આગળ ચાલતાં ઉતરાઇ આવી હતી અને ત્યાર બાદ અલ્કનંદા ગંગાજી જે છેક બદ્રિનાથથી આવે છે તે જમણા હાથપર આવ્યાં હતાં. આ ગંગાપરનો રસ્તો સારો મજાનો હતો. અને લાલસાંગા ગામમાં જવા માટે એક ઝુલો આવે છે તે ઝુલો વટાવી અમો ગામમાં દાખલ થયા. આ ગામ પહાડી શૈર તરીકે લેખાય છે અને જે ચટીમાં અમો ઉતર્યા હતા તે ગંગાના કીનારાપર હતી તથા સારી હતી. બીજી પણ સારી ચટીઓ તથા ધર્મશાળાઓ અહિં ઘણી છે. અહિં સરકારી અમલદાર રહેતો હોવાથી સરકારી બંગલા ટપાલ તથા તાર ઓફીસ પણ છે. અમારા તારોના જવાબ તથા કાગળોના ઉત્તર અમોને અહિં મળ્યા હતા. ઘણા દિવસે ટપાલ દ્વારા સર્વના ખુશી ખબર સાંભળી ઘણાજ આનંદ થયો હતો. સરકારે અહિં યાત્રીઓ માટે પત-

રાંનાં સંડાસો બનાવ્યાં છે અને ભંગી તે સાફ કરી જાય છે. લાલસાંગા બે પહાડ વચ્ચે ખીણમાં છે અને ગંગાના કીનારપરજ છે. આ આખું ગામ જ્યારે તે બીલકુલ નીચાણમાં ખીણમાં હતું તે વખતે ભારે રેલ આવવાથી તણાઇ ગયું હતું. જે વખતે રેલ આવેલી ત્યારે પાણી લભભગ ૨૦૦ ફુટ ઉપર ચડયું હતું અને બંને પર્વતોની વચ્ચેનો ભાગ જળમય થઇ ગયો હતો. હાલ જે શહેર બાંધવામાં આવ્યું છે તે જરા ઉંચાંણના ભાગમાં બાંધેલું છે. અહિંના રહીશો તી. સ્વ. માતુશ્રી પાસે શાળા બાંધવાના ફંડમાં નાંણાં ભરાવવા આવ્યા હતા અને તેઓની મરજી મુજબ ભરી આપી તેઓને ખુશ કર્યાં હતા. અહિં ખાવા પીવાની તમામ ચીજો તથા બેચાર જાતની શાકભાજી પણ મળી શકે છે. બદ્રિનાથ થઇ પાછા ફરતાં અહિંજ આવવાનું હોવાથી જે સામાનની અમારે જરૂર નહિ હતી તે સામાન અહિંના મોદી લાલા બદ્રિપ્રસાદ દુર્ગાપ્રસાદના હવાલામાં સોંપી દીધો. આ મોદી આબરૂદાર લેખાય છે અને તેનો છોકરો વિલાયતમાં બારીસ્ટરનો અભ્યાસ કરે છે. અત્રે કોબીજ કાંદા વીગેરે સારાં મજાનાં મળતાં હતાં અને મન થવાથી તેના ભજીયાં શાક વીગેરે બનાવ્યાં હતાં. જે પરમાનંદશેઠે અને મેં ખાધાં હતાં. અહિં પણ એક સાધુ સાથે બખેડો થવા પામ્યો હતો પણ આખરે તે સમી ગયો હતો. **હરદ્વારથી બદ્રિનાથ** આવનારને સીધા ચમોલી આવવું પડે છે અને ત્યાંથી બદ્રિનાથ જવાય છે. હરદ્વારથી ચમોલી સુધી ગંગાજી ડાબે પડખે રહે છે જ્યારે ચમોલીથી જમણે પડખે થઇ પાછી થોડે દુરથી ડાબી બાજુ છેક બદ્રિનાથ સુધી સાથે રહે છે.

## વૈશાખ વદી ૩ તા. ૩૧-૫-૧૫ સોમવાર.

આજરોજ **લાલસાંગાથી પીપળકોટી** જવા માટે સવારના ૭ વાગ ઉપડ્યા અને પીપળકોટી મુકામે અગીઆર વાગતા પુગ્યા હતા. આજની મંજલ કુલે દસ માઇલની હતી જેમાં હું ચાર માઇલ ચાલી બાકીનો ભાગ જપાનમાં ગયો હતો. વાટમાં મઠચટી, છીનકાં, બૌલા, છીઆસેણુ તથા હાટ ચટીઓ આવી હતી. પ્રથમ ચમોલીથી ચાલી ગંગાજીનો વિશાળ

ઝુલો ઉતરી રસ્તે પડ્યા. ગંગાજી જમણી બાજુ વહેતાં હતાં. વાટમાં છેક પીપળચટી સુધી પીપળાનાં ઝાડો ઘણાં જોવામાં આવ્યાં હતાં. મઠચટી પાસે આલુના પાન કોબીજ તથા બીજી શાકભાજીઓ મળતી હોવાથી તે ખરીદી અમો પીપળકોટી સાથે લઈ ગયા હતા. હાટ ચટી પછી પાછો એક ઝુલો આવતાં તે પસાર કરવો પડયો હતો અને અહિંથી ગંગાજી પાછાં ડાબે હાથે થયાં. આ ઝુલા પાસેથી એક જપાનનો તથા એક પગ દંડીનો માર્ગ છે અને આગળ જતાં તે બંને ભેળા મળે છે. પગ રસ્તો ટુંકો હોવાથી પગે ચાલનાર તે રસ્તે ગયા જ્યારે અમો જપાનવાળે રસ્તે ગયા. ચીલુનાં ફળ પાકાં મજેનાં મળતાં હોવાથી તે લઇ અમોએ ખાધાં હતાં. પહાડી લોકોએ તે ખાવા ના પાડી હતી કારણકે તેઓની માન્યતા મુજબ તે ખાવાથી જવર આવે છે પણ અમોને જરદાલુ જેવાં સ્વાદમાં લાગવાથી પેટપુર ખાધાં. ઇશ્વર કૃપાથી પહાડી લોકોના કહેવા મુજબ અમારાપર તેની માઠી અસર થવા પામી નહોતી. આગળ ચાલતાં ચડાવ વાળી વાટ આવી હતી તથા પીપળ કોટીનો બગીચો તથા ગુફા પણ આવ્યાં હતાં. પીપળકોટી પુગતાં ગામને નાકે એક જગ્યામાં અમો ઉતર્યાં હતા અને જગ્યા સારી મજાની હતી. અહિં તોતાદ્રીના મંહત મહારાજ પોતાના રસાલા સાથે આવેલા હોવાથી આખું ગામ ભરાઇ ગયું હતું. તેઓ શ્રી બદ્રિનાથ જતા હતા. અહિં મકાનો ઘણાં છે એને સારા સારા વેપારીયોની દુકાન ઘણી છે જ્યાંથી તમામ જાતની પહાડી ઔષધી, અવલ નંબરની કસ્તુરી, ગામની ચામરો, શીલાજીત, કાપડ, વાસણ તથા બીજી ઘણી ચીજો મળી શકે છે. આગળ જતાં જેવી જોઇએ તેવી સારી ચીજ નહિ મળતી હોવાથી અહિથીજ પાછા ફરતાં ખરીદવી દુરસ્ત છે. માલ મોંઘો મળે છે પણ મુકાબલામાં ઉત્તમ પ્રકારનો મળે છે, મઠચટીની શાકભાજી તમામ અહિં બનાવી હતી અને આજે પ્રસાદ લેતી વખતે બડો આનંદ આવ્યો હતો. આગળ જતાં ગરૂડ ગંગા આવવાનાં હોવાથી ત્યાં દાનમાં આપવા માટે કાંસાની થાલીઓ તથા સુકો મેવો વીગેરે અહિંથી ખરીદી લીધાં. જે જગ્યામાં અમો ઉતર્યા હતા તેના સામેના ભાગમાં એક ડાક બંગલો છે તથા અત્રે ટપાલ ઑફીસ

પણ મોદીની દુકાનમાં રાખવામાં આવી છે. અંહિં જે વેપારી ચોખ્ખો માલ આપે છે તેનું નામ **શાહ કીસનલાલ બીહારીલાલ રાની એત વાળા છે.**

## વૈશાખ વદી ૪. તા. ૧-૬-૧૫ મંગળવાર.

આજરોજ **પીપળ કોટીથી કુમાર ચટી** જવા માટે સવારના ૭ વાગતા ઉપડ્યા અને કુમાર ચટી બપોરે એક વાગતા પુગ્યા હતા. આજની મંજલ અગીઆર માઇલની હતી અને તે હું પેદલ ચાલ્યો હતો. વાટમાં ગરૂડગંગા ટંગણી, બેલાકુંચી, **પાતાળગંગા** તથા ગોલાકોટી ચટીઓ આવી હતી. ગરૂડગંગાના નિર્મળ જળમાં સર્વેએ સ્નાન કર્યું હતું. અહિં સ્નાન કરતી વખતે હાથ પાછળ કરી રેતીમાંથી જે પથ્થર આવે તે લેવાની રીતી છે અને તે પથ્થર ઘરમાં રાખવાથી સર્પનો ભય રહેતો નથી, તથા બચાંઓ બીતાં નથી. **તોતાદ્રીના** મંહંત પણ અત્રે સ્નાન કરવા ઉતર્યા હતા અને અડચણ ન હોય તો પ્રથમ અમોને સ્નાન કરવા દેવાની વીનંતી કરતાં તેઓ જળ બહાર નીકળી ગયા હતા અને અમોને સ્નાન કરવા આપ્યું હતું. મંહંત વીદ્વાન શાણા તથા બીલકુલ નીરઅભીમાની છે. સ્નાન કર્યા બાદ ગોર મહારાજને ગુપ્તદાન બધાંએ આપ્યું હતું અને પ્રસાદીમાં પેંડા જે અત્રે મળે છે તે આપી અમો વીદાય થયા. વાટમાં પાતાળગંગા આવતાં ત્યાં ઉતરી આચ્છમન માર્જન કર્યાં હતાં. ત્યાંથી આલતાં છેક કુમાર ચટી સુધી ચડાવ આવ્યો હતો. કુમાર ચટીમાં પાંચ છ મોદીની દુકાનો છે તથા ઉતરવાની સોઈ સારી છે. શીલાજીત કપડ તથા બીજી ઔષધી અહિં મળતી હતી. સાંજના વરસાદ પડયો હતો અને ઠંડી વધારે લાગતી હતી.

## વૈશાખ વદી ૫. તા. ૨-૬-૧૫. બુધવાર.

આજરોજ **કુમાર ચટીથી જોશીમઠ** આવવા સવારના છ વાગે ઉપડ્યા અને જોશીમઠ દસ વાગતા પુગ્યા હતા. આજની મંજલ સાત માઇલની હતી અને સર્વ હું પદેલ ગયો હતો. આજની વાટમાં પેની તથા સીંહ ઉધાર ચટીઓ આવી હતી. તે ચટીઓ નાની હતી.

આજની વાટ ચડાઈ વાળી ન હોતી. સીંહ ઉધાર ચઢી મુંકયા બાદ જોશીમઠ નહિ જનારને સીધે રસ્તે. જવાનું થાય છે. જોશીમઠ જનારને જમણી બાજુ આવેલા રસ્તાપર જવું પડે છે. સીધોં રસ્તો અહિં તેમજ જોશીમઠના પાછળના ભાગમાંથી આવતા રસ્તા સાથે સામેલ થાય છે. જોશીમઠ પહાડી શહેર છે અને વાસણ કુસણ તથા ખાવાપીવાની તમામ ચીજો તથા તમામ જાતની પહાડી ઔષધીઓ મળે છે. અમોએ કૈલાસ કીર્તી આશ્રમમાંથી શુદ્ધ શીલાજીત, મસાની દવા, આંખની દવા તથા બીજી ઔષધીઓ ખરીદી હતી અને શ્રી બદ્રીનાથની કેટલીક છબીઓ તથા વીંટીઓ પણ લીધી હતી. અહિંના બગીચામાંથી એક બાગવાન ચીલુ લાવ્યો હતો અને તે અમોએ ખાધાં હતો. અહિં સરકારી થાણું હોવાથી એકાદ બંગલો તથા ટપાલ તાર ઑફીસ પણ છે. શ્રી નૃસિંહ મંદીરની બહાર ગૌમુખમાંથી બે ધારા શીતળ જળની પડે છે જેમાં બધાએ સ્નાન કર્યું હતું. અને શ્રી નરસીંગજીના દર્શન કર્યાં હતાં. આ મુર્તિ ઘણીજ ચમત્કારીક તથા મોહ ઉપજાવે તેવી છે. શ્રી નરસીંગજીની જમણી ભુજા દીવસે દીવસે ક્ષીણ થતી જાય છે અને ગોર મહારાજ તથા ત્યાંના પુજારીના કહેવા મુજબ તે ભુજા સદંતર ક્ષીણ થઈ ખરી પડવા જેવી થશે ત્યારે દુનીયામાં કંઇક નવું જુનું થશે. કાર્તિક માસથી અખાત્રીજ સુદી શ્રી નારાયણતરીકે શ્રી નરસીંગજીની પુજા રાવલના હાથે અહિં થાય છે. તી. સ્વ. માતુશ્રીએ શ્રી નરસીંગજીને વસ્ત્ર વાધા ધર્યાંહતા અને મેં પણ સામગ્રી ઉપરાંત ચંદન કેશર અતર તથા સુકો મેવો ધર્યો હતો. અહિં સરકારી અમલદાર રહે છે એને અત્રે એક ઇસપીતાલ પણ છે. તોતાદ્રીના મહંત મહારાજ અહિં પધારતા હોવાથી સામે સામીયું તેડવા ગયું હતું અને વાજતે ગાજતે ગામમાં પધરામણી કરી હતી. ઝાઝા યાત્રીઓ જો અહિં આવવા પામે તો જરા રહેવા કારવવાની અગવડતા પડે તેવું છે, પણ અમોને કસી અડચણ ખમવી પડી નહોતી. અહિં વાસુદેવ કૃષ્ણ તથા બીજા દેવોની મુર્તીઓ છે જેનાં અમોએ દર્શન કર્યાં હતા. કૈલાસ કીર્તી આશ્રમમાંથી જેને ઔષધી લેવા વિચાર હોય તેણે ખસુસ લઈ લેવી કારણ તેવી દવા બીજે કયે મલી શકતી નથી.

## વૈશાખ વદી ૬ તા. ૩-૬-૧૫ ગુરૂવાર.

આજ રોજ **જોશીમઠથી રામબગડ ચટીએ** જવા માટે સવારના ૭ વાગતા ઉપડ્યા અને રામબગડ અગીઆર વાગતા પુગ્યા હતા. જોશી-મઠથી રામબગડ દશ માઇલ થાય છે જેમાં માત્ર હું બે માઇલ ચાલ્યો હતો. વાટમાં **વિષ્ણુ પ્રયાગ** ધાટચટી, પાંડુકેશ્વર તથા શેશ ધારા ધટીઓ આવી હતી. જોશીમઠથી રામબગડ ચટીએ જવા માટે જે રસ્તેથી અમો આવ્યા હતા તે રસ્તે થઈ નહિ જતાં પાછળના ઉતારવાળા રસ્તે ગયા હતા અને થોડેક ચાલ્યાબાદ જોશીમઠથી જે સીધો રસ્તો આવતો હતો તે મળ્યો હતો. ઉતરાણ છેક વિષ્ણુ પ્રયાગ સુધી સખત હતું. વિષ્ણુ ગંગાનો પુલ વટાવી એક મંદીર પાસે અમો થોભ્યા અને કપડાં ઉતારી સાંકળ ઝાલી સીડી ઉતરી વિષ્ણુગંગા તથા બદ્રિનાથથી આવતી અલ્કનંદાના સંગમમાં સ્નાન કર્યું હતું. આ સંગમમાં પાણી દરીયાના મોજાની માફક ઉછળતું હતું અને મોજાના ઉછાળાથીજ માત્ર સ્નાન થયું હતું. અહિં એક શીલાપર બે સાધુઓ બાથમ બાથ આવી ગયા હતા અને અમો બધા વચ્ચે નહિ પડ્યા હોતે તો નક્કી એકાદ જણની જળ સમાધી થતે. લડાઇ દરમીયાન એક બીજા એક બીજાપર જોર અજમાવી પાણીમાં નાખવા કોશેશ કરતા હતા અને જો પાણીમાં પડતે તો સીધો હરદ્વારા નીકળી જતે. પાણીનું જોર એટલું બધું હતું કે તેમાં ભલ ભલા તારાની પણ કારી ફાવે તેમ નથી. અહિંથી આગળ ચાલતાં પહાડને ચીરી ગંગા ગાંડી ઘેલી બની આવતી હોય એમ જોવામાં આવી હતી. ત્યારબાદ ગંગાપરનો ઝુલો વટાવી ગંગાને જમણે પડખે કરી અમો પાડુ કેશ્વર પહોંચ્યા અહિં શ્રી મોરલીધરના તથા વાસુદેવનાં દર્શન કરી અમો અગાડી વધ્યા. પાંડુકેશ્વર ચટી જરા ગંદી છે અને ઉતરવા લાયક નથી આગળ ચાલતાં શેશધારા ચટી આવી હતી. ત્યાં જરા વીશામો લઈ અમો પાછા ઉપડ્યા હતા અને રામબગડ ચટીએ પુગ્યા. અહિં ચટી સારી હતી તથા મોદીની દુકાનો પણ હતી. ચટીની નીચે આલ્કનંદા ગંગા ઘુઘવાતી જોર બંધ વહેતી હતી. અહિં તોતાદ્રીના મહંત મહા-રાજપણ અમારી પછવાડે પધાર્યા હતા અને એક બીજી ચટીમાં ઉતર્યા

હતા. તેનાં માણુસો મહંતનું નામ લઈ અમારી ચટીમાં ઉતારો લેવા આવ્યાં હતાં પણુ જગ્યા નહિ હોવાથી દલગીરી બતલાવવી પડી. તેઓ તકરારપર આવતાં મંહંત મહારાજને ખબર આપી અને પોતાનું નામ વગોવનારને સખત ઠપકો આપ્યો અને અમારી ચટી તરફ નહિ ફરકવાની સખત આજ્ઞા આપી. આજની મંજલમાં ચડ ઉતર સેજસાજ હતી અને રસ્તો એકંદરે સારો અને જરા સાંકડો હતો. હવે શ્રી બદ્રીનાથ પુગવાને એકજ મંજલ બાકી રહી હતી અને તે આશામાં તથા માજીના કાન ફાડી નાંખે તેવા ઘોંઘાટમાં રાતના નીરાંતે ઊંઘ આવી નહિ.

## વૈશાખ વદી ૭ તા. ૪–૫–૧૫ શુક્રવાર

આજ રોજ સવાંરના વહેલા ઉઠી ચા પાણી લઈ **રામબગડથી બદ્રીનાથ** જવામાટે છ વાગતા ઉપડ્યા અને બદ્રીનાથ લગભગ ૧૨ વાગતા પુગ્યા હતા. આજની મંજલ નવ માઇલની હતી અને તે બધાંએ પગે ચાલી પુરી કરી હતી. નવે માઇલ ચડાઇ હોવાથી નાકમાં દમ ભરાય છે યાત્રીઓની શ્રદ્ધાનું પુરેપુરૂ ઇન્તીયાંણુ લેવાય છે રામબગડથી ચાલતાં રસ્તો અવડ ચવડનો તથા પથ્થરવાળો આવે છે અને ગંગાના બે ત્રણુ ઝુલાઓ પણુ પસાર કરવા પડે છે. થોડી થોડી મંજલે દમ લેવાની જરૂર પડેછે, અને બદ્રિનાથ એકદમ પહોંચવાના ઉલાસમાં ઉતાવળ કરવી એ એક મોટી ભુલ છે. જેમ બને તેમ ધીરે ધીરે પંથ કરવો. આજની વાટમાં હનુમાન ચટી તથા કાંનચનગંગા આવ્યાં હતા. થોડી થોડી મંજલે દમ લેતાં તથા બે ત્રણુ જગ્યાએ બરફ આવેલો તે પસાર કરી આખરે શ્રી બદ્રિપુરીની સમીપ આવી લાગ્યા. પુરી દેખાતાં શ્રી નારાયણુના મંદીરનો ઘુમટ પ્રથમ નજરે પડેછે જે જોઈ યાત્રીઓ સાસ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે અને "શ્રી બદ્રિવીશાલ લાલકી જય" નો ઘોશ મોટેથી ઉચારે છે. કેટલાક ત્યાંથી ઉઘાડા પગે ચાલે છે અને કેટલાક તેની સાથે મૌન્ય ધારણુ કરી સીધા મંદીર તરફ જાય છે, અને દર્શન કર્યા બાદ બોલે છે. જેઓ ઠંડી સહન કરી શકે તેવા હોય છે તે અહિં રાતવાસો અગર ચાહે તેટલા દિન રહેછે અને જેનાથી સહન ન થઈ શકે તે દર્શન કરી તુરત નીચે હનુમાન ચટીમાં જઇરાત ગાળે છે. પુરી

પુગતાં પહેલાં પ્રથમ ભેરવની ચોકી આવી હતી અને ત્યારબાદ સરકારી ઇસપીતાળ આવી હતી. પછી આલકનંદાનો ઝુલો વટાવી અમો પુરીમાં દાખલ થયા હતા. ગંગાજી અહિં જમણી બાજુ વહેછે અને આખી પુરી ગંગાના કીનારાપર આવી રહી છે. પુરીમાં દાખલ થયા બાદ મુકામપર નહિ જતાં અમો શ્રી નારાયણના મંદીર તરફ બજારમાં થઇને ગયા અને મંદીરમાં શ્રી નારાયણનાં દર્શન કરી સર્વે પાવન થયા. અમો પાછા ફર્યા કે મંદીરપણ તુરત બંધ થયું. જરા મોડા પુગતે તો દર્શન પછી સાંજના થતે. અમારી અનન્ય ભક્તિ તથા શ્રદ્ધા જોઇ અમોને દર્શન દેવામાટેજ મંદીરના દ્વાર ખુલ્લાં રાખવાની પ્રેરણા રાવલના અંતઃકરણમાં કરી હોય તેવું અમોને લાગ્યું. દર્શન કર્યાબાદ પાછા બજારમાં થઇ અમો મુકામે ગયા હતા. ગોર મહારાજે મકાન પુરીના અગ્રભાગમાં ટપાલ ઑફીસ પાસેજ રાખ્યું હતું અને મકાન સારૂં મજાનું હતું રહેવાના મકાનની સામેના ભાગમાં જમવા ખાવાનું રાખવામાં આવ્યું હતું. અહિં પણ મકાનના દરવાજા નાંના તથા છત નીચે હોવાથી વાંકાવળી ચાલવું પડતું હતું. બરફવાળી તમામ જગ્યાએ આવી જાતનાંજ ઘરો બંધાય છે. ગોર મહારાજે કોલસાની સગવડ સારી રાખેલી હતી. આજે સાંજના ચારપાંચ વાગતા અન્નપાણી ભેગા થયા હતા. મંદીરમાંથી મગજના લાડુ, ભાત, કેશરીયોભાત, પાપડ વીગેરેનો પ્રસાદ આવ્યો હતો તે અમોએ લીધો હતો. ઉપરમાંની કેટલીક ચીજો ગોરમહારાજ પોતે લાવ્યા હતા અને કેટલીક જપાનીઓપાસે ઊચકાવી લાવ્યા હતા. અહિં પ્રસાદની બાબતમાં શ્રી જગન્નાથજીની માફક છે. કોઇપી પ્રસાદ લાવે છે તે ખવાય છે. શ્રી નારાયણનું ખુદ ધામ હોવાથી કોઇના હાથનો પ્રસાદ લેવામાં કશો બાદ લાગતો નથી. ચાર ધામની આવી આખ્યા. યકા છે. શ્રી **બદ્રિનાથ, દ્વારકા, જગન્નાથ તથા રામેશ્વર.** આ ચારે દેવતાઇ ધામો હોવાથી પ્રસાદમાં કશો બાદ લેખાતો નથી. હાલ ઇશ્વરે એક નવું પાંચમું ધામ પેદા કર્યું છે અને તે મુંબઇ છે. શ્રી મુંબાપુરીમાં પણ હવે પ્રસાદની આભડછેટ ગણાતી નથી. મને લાગે છે કે જાતે દિવસે આખો હિંદુસ્થાન પુરીના રૂપમાં ફેરવાઇ જશે અને કોઇને કશી

બાબતનો બાધ રહેશે નહિ તે વખતે સનાતનધર્મનો નાશ થશે, વેદ પુરાણોનાં પુસ્તકો દફતર બાંધી દફતરખાનામાં મુંકવાં પડશે.– ધર્મ કર્મ બાજુપર રહેશે, વડીલોની આમાન્યા તથા મર્યાદાપર ધા પડશે, બધું એકાકાર થશે અણુખપતું ખાઈ મનમાં મગ્ન રહેશે અને સ્વચ્છંદી રીતે વર્તી બાપદાદાની આબરૂને એબ લગાડશે. આર્ય ભુમીની આવી અધો ગતી થશે ત્યારે નારાયણ સમાધીમાંથી જાગૃત થશે અને તેવા પાખંડીઓની ખબર લઈ, અધર્મનું ખંડન કરી પુનઃ સનાતન ધર્મ સ્થાપશે. પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રભાતના પહોરમાં પ્રતિદિન પ્રાર્થના કરૂં છુ કે આવી એકાકાર પૃથ્વી જોવા પૂર્વે તેઓ મને સદાને માટે મુક્તિ આપે.

## વૈશાખ વદી ૮ તા. ૫–૬–૧૫ શનીવાર.

આજરોજ **બદ્રિનાથ** વસુધારા જવાનું હોવાથી સવારના ઉઠી ચા પી સાત વાગતા ઉપડ્યા અને ત્યાં સ્નાન કરી પાછા બદ્રિનાથ ચાર વાગતા આવ્યા હતા. બદ્રિનાથથી વસુધારા આવતાં જતાં લગભગ ૧૬ માઇલ થાય છે, અને તે સર્વ અમો જપાનમાં ગયા હતા. કેટલેક ઠેકાણે રસ્તો ખરાબ આવતો હોવાથી પેદલ ચાલવું પડે છે. બજારથી તે મંદીર સુધી ચાલી અમો જપાનમાં બેઠા હતા. વાટમાં ઇંદ્રિગંગા, માતામુર્તિ માનાગામ, વ્યાસજીની જગ્યા તથા દેવીઘોડો આવ્યાં હતાં. ઇંદ્રિગંગામાં આચ્છમન માર્જન કરી માતા મુર્તીનાં દર્શન કર્યાં હતાં. ત્યાંથી આગળ ચાલતાં અલકનંદા ગંગા પસાર કરવાનાં હતાં પણ તેનો ઝુલો ટુટી જવાથી ગંગાપર જામેલા બરફના પુલ પર થઇ અમો સર્વ ગયા હતા, અને માના ગામ પહોંચ્યા હતા. બરફના ઢગનીચે માજી જોરબંધ વહેતાં હતાં અને તેમાં બરફ સરકે અને પાણી સાથે તણાવા લાગે તો યાત્રીઓની શી ગતી થાય તે સમજી લેવાનું. ઇશ્વર કૃપાથી અમોને જતાં આવતાં કશી અડચણ નડી નહોતી. માના ગામ પાસે જે જગ્યાએ વ્યાસજીએ અઢારે પુરાણ બનાવ્યાં હતાં તે જગ્યા આવી હતી અને તે જગ્યાએ શીલાઓ એવી પાતળી ગોઠવાયેલી છે કે તે બધાં પુરાંણોના પાનાં હોય તેમ દીસતું હતું, અહિં એક સામેના પહાડમાં ગોર મહારાજે કાળો ઘોડો

બતાવ્યો અને જણાવ્યું કે તે દૈવી ઘોડો છે, પહાડમાં ઘોડા જેવું ચિત્ર છે અને તે આબાદ ઘોડા જેવું લાગે છે. શ્રદ્ધા ખાતર ગોર મહારાજ કહે તે માની લીધા વગર છુટકો નથી જો કે તેવા ઘોડા હાથી રથ વીગેરે અનેક દેખાવો પહાડમાં આપણી નજરે પડે છે. ત્યાંથી આગળ ચાલતાં છેક વસુધારા સુધી બરફમાં સખત ચડ આવે છે અને બરફ નીચે ગંગા વહેતી સંભળાય છે. ઘણા શ્રમ વેઠી આખરે વસુધારા પુગ્યા. અહિં એક મંદીર તથા એક ઝુંપડી છે. તેની બાજુમાં તથા પછાડી છેક ઉપરથી એક ધારા પડે છે તે વસુધારાના નામથી ઓળખાય છે. અહિં અષ્ટ વસુએ તપ કર્યું હતું અને તેમને માટે ખાસ ગંગાજી ઉપરથી આવેલાં છે. આ ધારા ઘણે ઉંચેથી પડે છે અને સીધી બરફપર તથા બરફ તથા પહાડની વચ્ચેની પોલમાં પડે છે. યાત્રીઓ પોલમાં તથા બરફપર જઈ શકતા નહિ હોવાથી બાજુના ભાગમાં પથ્થર પર બેસે છે અને "હર હર હર ગંગે ગંગે" ના પુકાર કરે છે. ધારા તુરત અવાજ તરફ ખેંચાઇ આવે છે અને પથ્થરપર બેસનારને ભીંજવી મારે છે. છેક ઉપરથી ધારા પડતી હોવાથી તે આપણા પર ઘોરીયાની મીસાલ પડતી નથી પણ પવનના જોરથી વાછંટના રૂપમાં અગર વરસાદના રૂપમાં તે આપણા પર પડે છે. તે એટલા જોરથી પડે છે કે પાણી આપણા શરીરને વાગે છે અને શરીર લાલ થઈ જાય છે. આ ધારા વીશે એવું કહેવામાં આવે છે કે તે પાપી પુરૂષનાપર એક બુંદ પણ નાંખતી નથી, અને તે વાત પણ સીધજ હશે. ભલે તે વરસો સુધી ધારાની પાસે બેસે પણ તે તેને પાવન કરતી નથી. જે ભાગ્યશાળી તથા પુણ્યાત્મા હશે તેનાપર ધારા પડે છે અને પાવન કરે છે. આ તે ધારાનો એક અદ્ભુત ચમત્કાર છે. અમારામાંના સઘળાંપર તે ધારા પડી હતી અને કોઇને પસ્તાવાનું કારણ રહયું નહિ. આટલી પુરીતી અમારી જાતને અમોએ ભાગ્યશાળી લખી. અહિં સ્નાન કરી મગજના લાડુ તથા આદું ખાધાં હતાં તથા પરમાનંદ શેઠે સર્વની બરફમાં છબીઓ લીધી હતી. અહિં ઠંડી અતીશે છે, અહિંથી પાછા ફરી અમો માનાગામ આવ્યા અને ત્યાંના કુતરાઓ વખણાતા હોવાથી તથા અમારે કુતરાઓ લેવાના હોવાથી ત્યાં જરા ઘોભ્યા. કુતરાની પુષ્કળ

તપાસ કરી પણ મનમાનતા મળી શકયા નહિ. અહિંના કુતરાઓ ટીબેટીયન મૅસ્ટીફ્ના નામથી ઓળખાય છે અને તે જાતના કુતરાઓ ભોટીયા લોકોનાં બકરાંનાં ટોળાની રખેવાળી કરે છે. કૂતરા નહિ મળવાથી નીરાશા ઉત્તપન થઈ અને દલગીરી સાથે પાછા બરફનો પુલ વટાવી મકાનપર આવ્યા. અહિં આવી જરા આરામ લઈ રસોઈ પાણી તૈયાર થયે જમ્યા હતા, અને ત્યારબાદ ગોર મહારાજના ગપાટાઓ સાંભળ્યા હતા. રાતના ઠંડીને લીધે સગડી ચાલુ રાખવી પડી હતી. વસુધારાથી આગળ સરસ્વતી આવે છે અને પછી સત્યપંથ તથા સ્વર્ગારોહણ આવે છે પણ તમામ ડુંગરો બરફમય હોવાથી ત્યાં જવાનું બની શકતું નથી. તેવી જગ્યાએ જવા માટે બરફની હવા અનુકુળ કરવી પડે છે અને બરફવાળા પ્રદેશમાં લાંબો વખત રહી હવા અનુકુળ થયે તે તરફ ભાગ્યશાળી હોય તો જવાય છે. એવા સાધુ સંતો તથા માહાત્મા કોકજ હશે કે જે ત્યાં સુધી પુગ્યા હોય. સ્વર્ગારોહણથી અગાડી એક દેવતાઇ કુંડ આવે છે અને તે પછી સ્વર્ગની સીડી આવે છે. આ કુંડમાં સ્નાન કરી પવિત્ર બની તે સીડીપર થઇ સ્વર્ગમાં જવાય છે. જે માણસ શ્રમ લઈ સીડી સુધી પહોંચે છે તે ખરેખર સ્વર્ગમાંજ જાય છે અને પાછો આમૃત્યુલોકમાં આવવા પામતો નથી. અર્થાત તે ત્યાંજ બરફમાં રામશરણ થાયછે અને મોક્ષ ગતીને પામે છે. એક સાધુને માટે એમ કહેવાય છે કે તે સ્વર્ગની સીડી સુધી પહોંચ્યો હતો અને તેનાં બે પગથીયાં ચડ્યો કે કોઇએ તેને ઉંચકી ગંગામાં ફેંકી દીધો. ગંગામાંથી કોઇએ તેને બહાર કાઢયો જે વખતે તેણે પોતાની વાચા ગુમાવી હતી તથા હાથે પગે અપંગ થયો હતો. માના ગામથી તીબેટ તથા ભુતાન જવાનો રસ્તો છે અને ત્યાંના ભોટીયા વેપારી તેવાટે માલ લાવ લઇજા બકરાંની પીઠ પર કરે છે. તેઓ માલ દેરાદુન, નેનીતાલ, કોટદ્વાર તથા નીજામાબાદ લઈ જાય છે અને ત્યાંથી પાછા પોતાના દેશમાં સાદુ કઠોળ, મીઠું, સુતરાઉ કપડાં વીગેરે લઇ જાય છે. તેઓ સવારના પાંચ વાગતા કુચ કરે છે અને પછી પોતીકું ખાવા પીવાનું બનાવે છે અને કુતરાંઓની રખેવાળી નીચે બકરાંઓને ચરવા છુટાં મુંકી દે છે. અહિંથી

(બદ્રિનાથથી) અમો એ એક દાઢીવાલો બકરો રૂ. ૬ાા માં ખરીદી લીધો હતો અને તેને મુંબઇમાં આણી થોડા દિવસ ઘરે રાખી જાહેર પ્રજાને જોવાને માટે રાણીના બાગમાં ભેટઆપ્યો હતો.

**વૈશાખ વદી ૯ તા. ૬-૬-૧૫ રવિવાર.**

આજરોજ સવારના ઉઠી **તપત કુંડ** કે જે નારાયણના મંદીરની નીચેના ભાગમાં છે ત્યાં સ્નાન કરવા ગયા હતા અને પછી મંદીરમાં શ્રી નારાયણનાં દર્શન કરવા ગયા હતા. શ્રી નારાયણનાં નીરવાણ દર્શન થયાં હતાં. શ્રી નારાયણની ડાબી બાજુએ **નર નારાયણની** મુર્તીઓ છે તથા જમણી બાજુ **કુબેરજી, ગણપતી, ઓધવજી તથા નારદજીની મુર્તિઓ** છે. વચ્ચે શ્રી નારાયણની ધ્યાનમય મુર્તી બીરાજે છે, એકાગ્ર ચીતે ખરા પ્રેમથી શ્રધ્ધાથી અને પરમ ભાવનાથી દર્શન કરતાં શાક્ષાત શ્રી પ્રભુનાં દર્શન થતાં હોય તેમ લાગે છે. અમારી સાથે બાઇનોકયુલર હોવાથી નીવૃતિએ બેસી પેટભરી દર્શન કર્યાં હતાં. શ્રી નારાયણની મુર્તીમાં એક હીરો છે જે એક વખતે કપાળપર તો એક વખતે હડપચીપર દેખાવ દે છે. તે હીરો ઘણો તેજમય હોવાથી દર્શન કરનારનું ધ્યાન મુર્તીપરથી ખસી કેટલીક વાર હીરા તરફ ખેંચાય છે. ગોર મહારાજ તથા અહિંના વતનીઓના કહેવા મુજબ શ્રી નારાયણની મુર્તી પારસમણીની છે. એક સોનીવીશે એવું કહેવામાં આવે છે કે તેણે અંદર જઇ નારાયણની ટચી આંગળી કાપી લીધી અને તે લોખંડને અડકારી સોનું બનાવવા વિચાર કરતો હતો. શ્રી નારાયણે સ્વપ્ન વાટે તે વાત જાહેર કરતાં તે સોનીને પકડવામાં આવ્યો હતો અને આંગળી પાછી હાથ કરી ચોટાડી દેવામાં આવી હતી. એની આંખે અંધો થયો અને ત્યાંજ દેહ છોડ્યો. અહિં તે સોનીના નામની પછાડી સોનાર ટેકરી છે, અને તે પાસેજ છે. અહિંના લોકો કહે છે કે જે અધમ પાપી અધર્મી લોકો હોય છે તેને નારાયણ દર્શન દેતા નથી. મંદીરમાં જતાં તેવાની આંખે ઝાંખ આવે છે અને કશું દેખી શકતા નથી. તેમજ વળી સોની લોકોને પણ દર્શન થતાં નથી. જો કે અમારી સાથે દર્શન કરવામાં એક જામનગરનો સોની હતો તેને કૃપા કરી શ્રી નારાયણે દર્શન દીધાં હતાં. દર્શન બધાને બહારથી કરવા

દેવામાં આવે છે અને કોઇને પણ અંદર જવા દેવામાં આવતા નથી. પછી ગમે તો તે રંક હોય યાતો તે મોટો શ્રીમાન હોય. અંદરના ભાગમાં માત્ર રાવલ પુજા કરી શકે છે અને તે માંદો હોય તો તેના હાથ નીચેનો રાવલ પુજા કરે છે. તેને વાસણ કુસણ તથા પાણી વીગેરે સામગ્રી આપવામાં એક માણસ મદદ કરે છે પણ તે માણસને મુર્તિઓને અડવાનો હુકમ નથી. તે બાબતમાં અહિં ઘણીજ સખતાઇ ચાલે છે. શ્રી નારાયણનાં વાસણો તમામ ચાંદીનાં છે અને વસ્ત્ર આભુષણ નહિ ધરાતાં માત્ર ચંદન કેશરના વાઘા ધરાવવામાં આવે છે. બદ્રિનાથ જતા યાત્રીએ સેવા ખાતર વસ્ત્ર આભૂષણ લઈ જવાં બીલકુલ નકામાં છે, કારણકે રાવલની ઇચ્છામાં આવે છે તો નારાયણને ધરાવે છે નહિં તર તે આજુંબાજુ ચોકપર પાથરી ધરી દે છે. ખરી સેવા કરવી હોય તો ચંદન કેશર તથા અત્તર સારી પેઠે લઇ જવું. કેશરીયું ચંદન બનાવી તેમાં અત્તર મીલાવી એક મોટો પીંડો બનાવે છે અને પછી તે નારાયણને ચડાવે છે. રાવલ ચંદનના વાઘા સારા મજાના બનાવે છે. આપણે જે આભુષણ વાઘા આપ્યા હોય તે મરજીમાં આવેતો એક બે દહાડા ધરાવી પછી બજારમાં હરાજીમાં કાઢી રોકડાં નાણાં કરે છે જે ટેહરી સ્ટેટની તેજુરીમાં નારાયણને ખાતે જમા થાય છે. બદ્રિનાથ અંગ્રેજ સરકારની હદમાં છે પણ મંદીરનો કારોબાર ટેહરી સ્ટેટ સંભાળે છે. મંદીરના બહારના ભાગમાં ગરૂડની શ્રી લક્ષ્મીની મુર્તિ તથા ધર્મશીલા છે તથા જે ઠેકાણે ભાત રંધાય છે તે પાકશાળા છે. પાકશાળા પર છાપરૂં નથી. અને તે ખુલ્લી છે. આજરોજ ઠમું માસીના વર પ્રાગજી લક્ષ્મીદાસનું સંવત્ શ્રી હોવાથી તેમણે બ્રહ્મકપાલીપર શ્રાધ કર્યું હતું અને તેની સાથે કબુબાઈ, પરમાનંદશેઠ તથા બધા નોકરોએ શ્રાધ કર્યું હતું. બ્રહ્મકપાલીનું શ્રાધ્ધ સર્વોત્તમ ગણાય છે અને તે કર્યા બાદ પિતૃઓ મોક્ષ ગતીને પાંમે છે તેમાં કંઇ શંસય નથી. બ્રહ્મકપાલી શ્રાધ કર્યાં બાદ બીજી કોઇ જગ્યાએ શ્રાધ્ધ કરવાની જરૂરીઆત રહેતી નથી. આ જગ્યા માત્ર એકજ છે કે જયાં શ્રાધ વગર મુંડણ થઇ શકે છે. વસ્તુ સ્થિતિ એવી છે કે અહિં હજામનો કાળ છે એટલે તેમ

પરાણે કરવું પડે છે. બ્રહ્મકપાલીની જગ્યા અલ્કનંદા ગંગાને કીનારે છે અને ત્યાં તમામ યાત્રીઓ શ્રાધ કરે છે. બ્રહ્મકપાલીના ગોર છેવટે સુફલ આપતી વખતે બધાને બહુ રંજાડે છે અને મોહ માગ્યાં દામ આપે તોજ છુટકો કરે છે. જે બીચારા નાચાર મુફલીસ સ્થીતીના લોકો હતા તેની ખરેખર દયાજનક સ્થીતી હતી. તેઓથી જેટલુ નચોવાય તેટલા યાત્રીઓને નચોવે છે, બદ્રિનાથ તથા દેવપ્રયાગના ગોરનું અત્રે બ્રહ્મકપાલીપર કશું ચાલતું નથી. શ્રાધના ગોર જુદાજ છે અને આ બંને વચ્ચે લડાઇ હોય તેમ લાગે છે. બનતાં સુધી બ્રહ્મકપાલીપર બદ્રિનાથના ગોર યાત્રી સાથે આવતાજ નથી અને આવે છે તો માત્ર મીણના પુતળાની માફક કશું પણ બોલ્યા ચાલ્યા વગર બેસી રહે છે. આજે ટમુમાસીએ નારાયણનો અટકો કરાવ્યો હતો. અટકાના રૂ. ૧૫રા।=।। પડ્યા હતા અને અર્ધી ખાંડી ભાત રાંધી ધરવામાં આવ્યો હતો. પુષ્કળ ઠંડીને લીધે તી. સ્વ. બાઈની તથા ટમુમાસીની તબીયત આજે ઠીક હતી નહિ.

## વૈશાખ વદી ૧૦ તા. ૭-૬-૧૫ સોમવાર.

આજ રોજ તપ્ત કુંડમાં સવારના સર્વે સ્નાન કર્યું હતું અને ત્યાંથી મારે શ્રાદ્ધ કરવાનું હોવાથી હું ગોર મહારાજના માણુસ સાથે બ્રહ્મકપાલીપર શ્રાદ્ધ કરવા માટે ગયો. ત્યાં અગાડી વીધીપુર્વક શ્રાદ્ધ કરી મનની શાંતિ મેળવી તથા પિતૃરૂણમાંથી મુક્ત થયો. બ્રહ્મકપાલીમાં પિતાનું શ્રાદ્ધ તથા સીધપુરમાં માતુગયા તી. સ્વ. બાઈની કૃપાથી થયાં. બ્રહ્મકપાલીના ગોરને દક્ષણાની અર્ધી ગીની હાથમાં પકડાવી આપી અને ગોર મહારાજના હાથમાં સુવર્ણ આવેલું હોવાથી બાકબાક ખુશ થઇ ગયા હતા અને વાંસાપર બંને હાથ થાપડી મોકળે મને ખુલ્લા દીલથી રાજીખુશીથી સુફલ આપવામાં બીલકુલ કચાશ રાખી નહિ. ગોર મહારાજને પગે લાગી અલકનંદા ગંગાને કીનારે ત્રપણ વીધી કરી અને પછી ઉપરના ભાગમાં જરા હોમની વીધી કરી. દરવાજા પાસે આવતાં એક આદમીએ ચોપડામાં નામ ઠામ લખી આપવા કહેતાં તેને પણ સર્વ લખી આપ્યું. આ પ્રમાણે દરેક યાત્રીઓનાં નામ તેઓ લખાવે

છે. શ્રાદ્ધમાં જે ભાતના પીંડ મુંકવામાં આવે છે તે ભાત અહિં વેંચાતો મળે છે, અને તે શ્રી નારાયણુની પ્રસાદીનો ભાત હોય છે. અહિંથી શ્રી નારાયણુનાં દર્શન કરી હું ઘરે ગયો હતો. મંદીર તરફથી ચંદામાં ભરાવવા આવનારને રૂપિયા તી. સ્વ. માતુશ્રીએ ભરી આપ્યા હતા તથા રાવલને ભેટના રૂપિયા ગાદીને ધર્યાં હતા. અમારા ઉતારામાં એક સફેદ કુતરો આવતો જતો હતો અને જેને રામો હમેશ દુધપુરી આપતો હતો તે ખરીદવાની અમોએ તેના ધણીને ઇચ્છા બતાવી. તેણે તેની કીંમતના રૂ. ૧૨) બતાવ્યા અને તે અમોએ ખરીદી લીધો અને તેનું નામ ટમુમાસીના કહેવાથી ઉરૂ પાડયું. આજે પણ ટમુમાસી તથા તી. સ્વ. બાઈની તબીયત ઠીક હતી નહિ. ઉરૂ કુતરો મુંબઈમાં એકાદ વર્ષ રહ્યો હતો અને પછી ગરમી સહન નહિ થઈ શકવાથી સીક પડી ગુજરી ગયો હતો. કુતરો સ્વરૂપમાં સારો પણ બહૂજ ડંસીલો હતો.

## વૈશાખ વદી ૧૧ તા. ૮-૬-૧૫ મંગળવાર.

આજે સવારના પહોરમાં ઉઠી તપ્ત કુંડમાં સ્નાન કરી શ્રી નારાયણુનાં દર્શન કરવા ગયા હતા. બધાને એકાદશી હોવાથી કોઈને જમવાનું હતું નહિ. માત્ર ફરાળપર સર્વે રહ્યા હતા. આવતી કાલે સ્વ. શેઠ ધરમસીશેઠનુ સંવતશ્રી હોવાથી તથા બ્રહ્મકપાલીપર તી. સ્વ. બાઈને સારવા જવાનું હોવાથી તેની સર્વ તૈયારી કરી લીધી. આજે અહિંથી એક કાળો કુતરો રૂ. ૧૫) માં લીધો તથા એક બીલી નામનું પપ રૂ. ૨) માં લીધું હતું. કુતરાનું નામ એમપરર રાખવામાં આવ્યું હતું. ઉરૂની આંખમાં ઝેર હોવાથી અને ઇર્લાથી ભરપુર હોવાથી તેને એમપરર સાથે બનતું હતું નહિ. બંનેને ભાઈચારો અને મિત્રાચારી કરાવવાનું બહુએ મથ્યું પણુ સઘળું વ્યર્થ. અમ્પરર ઉંદા ખવાસનો હતો અને તે બીલકુલ ગરમ થતો નહિ. આજ રોજ શકુની બૈરી ગુજરી જવાનો તાર મી. પ્રલ્હાદ તરફથી આવ્યો પણુ પહેલી કે બીજી તે સ્પષ્ટ નહિ હોવાથી ફરીથી જવાબી તાર મોકલ્યો અને જવાબમાં પહેલી બૈરી અત્રે આવ્યું. આ અણુધારી આફત બીચારાપર આવી પડી અને તેને દીલાસો આપી શાન્ત કર્યો. અત્રે મુકામપર બે વૃદ્ધ ડોસીઓ આવી હતી અને ચાલ-

વાને અશકત હોવાથી ચમોલી સુધી કંડી કરી આપવા અરજ કરી તેની માગણીનો સ્વીકાર કરી તી. સ્વ. બાઇએ તથા ટમુમાસીએ તે બંનેને રૂ. ૬) માં કંડી કરી રવાના કરી આપી માવજી તથા ભગવતીને ઝાડાનું દરદ થયું હતું પણ મુંબઇવાલા પરશુરામ વૈદની પેટીમાંથી ગોળી આપતાં તેઓ સારા થવા પામ્યા હતા. શરૂઆત હોય તો એક ગોળીજ બસ છે નહિતર બે ગોળીથી ઝાડા સદંતર બંધ થાય છે. બીજી દવાઓ સાથે વૈદ્ય પરભુરામની પેટીની ભલામણ કરૂં છું. અહિં લોકો માંદા પડે એ તેનું કારણ પુષ્કળ ઠંડી હશે પરંતુ મારા ધારવા મુંજબ તેનું કારણ તપ્તકુંડ છે. ઠંડીને લીધે લોકો તપતકુંડમાં નાહવા પડે છે અને તેમાં બધાનો મેલ ભેગો થઇ એક બીજાનો ચેપ એક બીજાને લાગે છે. વળી ઠંડીને લીધે કેટલાક હરહમેશ સ્નાન કરતા નથી પણ આવા ગરમ પાણીના કુંડમાં કેટલોક વખત ભાદરવાની ભેંસની માફક પડી આઠ પંદર દિનનો મેલ ચોળી ચોળી કાઢે છે અને પાણીને અસ્વચ્છ બનાવે છે. કુંડમાંથી રાતના પાણી કાઢી નાંખવામાં આવે છે અને સવારના સ્વચ્છ બીજું પાણી ભરે છે. બનતાં સુધી વહેલાં ત્યાં સ્નાન કરવાનું રાખવું કે જે વખતે ભીડ હોતી નથી. વળી બહુ વધારે વખત ગરમ કુંડના પાણીમાં નાહાવાથી ચકકર આવે છે તો તે પણ ધ્યાન રાખવાનું છે. અહિં આજે ઉત્તરકાશી થઇ શ્રી નારાયણના મુગુટનું ઇન્શ્યોર્ડ પોસ્ટ પાર્સલ અમોને મળ્યું હતું.

## વૈશાખ વદી ૧૨ તા. ૯-૬-૧૫ બુધવાર.

આજ રોજ સ્વ. શેઠ ધર્મસિંહશેઠનું સંવતશ્રી હોવાથી તી. સ્વ. બાઇને બ્રહ્મકપાલીપર શ્રાદ્ધ કરવા જવાનું હતું પ્રથમ ઘરે સ્નાન કરી શ્રી નારાયણનાં દર્શન કરવા ગયા હતા. મંદીરમાં વીષ્ણુસહસ્રનામના પાઠ કરવા ગોર મહારાજને વરધી આપી અને તેમણે પોતાનાં દસ માણસોને પાઠ કરવા ગોઠવી દીધા હતા અને તેઓ દરેકને પાછળથી દસ દસ રૂપીયા દક્ષણા આપી હતી. શ્રી નારાયણને વસ્ત્રઆભૂષણ ભેટ કરવામાં આવ્યાં હતાં. ઉપરની ભેટ તથા ચંદનની સેવા તી. સ્વ. બાઇ તરફથી કરવાનું રાવલજીએ સ્વીકાર્યું હતું. રાવલે વસ્ત્ર વાપ્રા ઓટાપર પાથરી

દીધા હતા. ચંદનના વાધા મુગટ છત્ર તથા હાર શ્રી નારાયણને અંગીકાર કર્યાં હતાં. બીજે દિને દર્શન કરવા જતાં વસ્ત્ર નહિ હતાં અને માત્ર આભૂષણો ધરેલાં હતાં. સારી રીતે ખુબ પેટ ભરી નીરાંતે બેસી શ્રી નારાયણનાં દર્શન કર્યાં હતાં. તોતાદ્રીના મહંત મહારાજ જે નિત્ય મંદીરમાં આવી વેદના મંત્રોનો પાઠ કરતા હતા તે પણ આજે આવી શ્રી નારાયણની પુજા વખતે વેદ ભણતા હતા. તી. સ્વ બાઈએ શ્રી નારાયણના મંદીરપર રેશમી ધજા ચડાવી હતી અને તેને હવામાં ફરકી જોઇ ત્યાં ઉભેલા સર્વ લોકોએ " શ્રી બદ્રીબીશાલ લાલકી જય "નો ઘોષ મોટેથી ઉચ્ચારી મંદીર ગજાવી દીધું હતું. ત્યાર બાદ બહારના ભાગમાં જ્યાં શ્રી લક્ષ્મીજી બીરાજે છે ત્યાં વસ્ત્ર વાઘા ધરી દર્શન કરી તી. સ્વ. બાઇ બ્રહ્મકપાલીપર શ્રાદ્ધ કરવા ગયાં શ્રાદ્ધની વિધી પૂર્ણ થયા બાદ બ્રહ્મકપાલીના ગોરને યોગ્ય દક્ષણા આપી તેને સંતુષ્ટ કર્યો. વળી વધારામાં ગાયના સંકલ્પમાં ગાયની ગીની એક આપતાં તે વધારે ખુશ થયો. બ્રહ્મકપાલીના ગોરને જે કંઈ આપવામાં આવ્યું તે જોઈ શ્રી બદ્રિનાથના ગોર જરા ખિન્ન થયા હોય તેવું લાગ્યું. અને અત્રે આટલું બધું આપવાની જરૂર નહોતી એમ બબડતા હતા. ગોરના મનમાં એવી ભીતી હતી કે જે અહિં વધારે અપાશે તે તેને આપતી વખતે કાપકુપ થશે. પણ તેમાં તેઓ ભૂલ કરતા હતા. મોટા માણસો પ્રથમથીજ બધું નકી કરી પગ બહાર મુકે છે, તે તેઓ જાણતા નથી. અહિં બ્રહ્મકપાલીપર ૭૦ બ્રાહ્મણો હતા તે સર્વને આજે જમવાનું આમંત્રણ આપ્યું તથા ગોર ગયાપ્રસાદ તથા ગીરજાશંકરનાં ૭૬ માણસો હતાં તેને પણ જમવાનું ઇજન આપ્યું અને મંદીરનાં સઘળાં માણસોને જમવા માટે મોકલવા ગોર મહારાજ મારફતે કહેવરાવ્યું. સાંજના બધાને જમાડી દક્ષણા આપી હતી. મંદીરવાળા કોઇ જમવા માટે આવ્યા હતા નહિ. પ્રથમ તે લોકોએ હા પાડી હતી પણ વિષ્ણુસહસ્ત્રના પાઠમાં રાવલનો તથા મંદીરનો એક પણ માણુસ નહિ હોવાથી રાવલે મંદીરનાં માણુસને જમવા જવાની ના પાડી હતી, અને સાંજના અમો જ્યારે દર્શન કરવા માટે મંદીરમાં ગયા ત્યારે ગોરને મંદીરની અંદર આવવા ચોપદારે

સખત મનાઈ કરી હતી. ગોરને મનાઇ કરવાથી અમોને મનમાં લાગી આવ્યું. અને ગોર મહારાજ પણ રાતા પીળા થઇ ગયા. પણ રાવલ તથા બ્રહ્મકપાલીના ગોર તથા દેવપ્રયાગવાળા ગોર વચ્ચે જે ઝગડો પહેલાં થયો હતો તે અદાલતે ચડયો હતો અને અલાહબાદ હાઇકોર્ટના ઠરાવ મુજબ ગોર મહારાજને મનાઈ થતાં અંદર આવી શકે તેમ નહોતા. અમોને કોઇ રીતની મંદીરમાં જતાં અટકાયત કરવામાં આવી નહોતી. આ બાબતનો ખુલાસો માગવા અમોએ વિચાર કર્યો અને તે બાબતમાં આવતી કાલે રાવલને મળવા ઠરાવ કર્યો. રાવલ પાસે વખત માગતાં તેણે આવતી કાલે બપોરે મળવાનો વખત આપ્યો દેવપ્રયાગવાળા ગોર જે બદ્રિનાથના ગોર તરીકે મનાય છે તે બધામાં પણ ચળવળ ઉભી થઈ અને રાવલ સામે ટેહરીમાં ફરીયાદ કરવા માટે અમોને કહ્યું. અમોએ જવાબ આપ્યો કે રાવલ પાસેથી ખુલાસો લીધા વગર અગાડી એક પગલું અમો ભરીશું નહિ. એક દક્ષણી બાઈ તથા એક વિદ્યાર્થી જે મળવા આવ્યાં હતાં તેમને રૂ. ૧૫) પંદર આપ્યા હતા. આ બાઈ પોતાનું વતન છોડી જોશી મઠમાં રહેવા આવી છે અને અહિંજ પોતાનો દેહ છોડવા ઈરાદો રાખે છે.

## વૈશાખ વદી ૧૩ તા. ૨૦-૬-૧૦ ગુરૂવાર.

આજ રોજ સવારના સ્નાન કરી ચા પાણી લઇ શ્રી નારાયણનાં દર્શન કરવા ગયા હતા. કાલે પેટ ભરી દર્શન કર્યાં હતાં પણ બરાબર તૃપ્તિ થઇ નહોતી. મંદીરમાં નીરાંતે ૧૧ વાગા સુધી છેક આર્તિ થઈ ત્યાં સુધી રોકાઇ દર્શન કર્યાં હતાં તથા પુજાની તમામ વીધી નીહાળી હતી. ઘણા યાત્રીઓ અત્રે દર્શન કરવા આવે છે પણ મંદીરમાં ભીડ થવા ન પામે તેટલા માટે જલદી દર્શન કરાવી ચોપદાર યાત્રીઓને રવાના કરે છે. બીચારા વૃદ્ધ યાત્રીઓ કેટલે દુરથી શ્રી નારાયણનાં દર્શન કરવા માટે કષ્ટ વેઠી પૂર્ણ શ્રદ્ધા સાથે આવેલા હોય છે પણ ચોપદાર તેઓ પાસેથી બેચાર આનાની ટીપ લઈ તુરત તેને અગાડી લાવી કહે છે. "જલદી દર્શન કરકે રવાના હો જાવ. દેખો બીચમેં નારાયણ બીરાજતે હે,

ડાબી બાજુ નરનારાયણજી મુર્તી હે ઓર જમણી બાજુ કુબેરજી ગણ· પતીજી ઓધવજી ઓર નારદજી હે." આટલું કહી યાત્રી જે પ્રસાદ ધરવા માટે લાવ્યા હોય તે એક આગળ પડેલા વાસણમાં ઠલવે છે અને તેમાંથી થોડીક ચણાની દાલ વીગેરે થોડુંક પ્રસાદ તરીકે આપી તુરત તેને રવાના કરી દે છે. ઉપર પ્રમાણે ચોપદાર બોલતો હોય છે ત્યારે કેટલાકને દર્શન થાય છે અને કેટલાકને રાવલ નારાયણને સ્નાન કરાવતા હોય અગર ચંદન ચડાવતા હોય ત્યારે માત્ર નારાયણનાં દર્શનને બદલે રાવલની પીઠનાં દર્શન થાય છે. આ બાબતમાં કશો સુધારો થવાની ખાસ જરૂર છે. ચોપદારપર ખાસ જાપતો રાખવો જોઇએ કારણ કે ગરીબ યાત્રીઓપર જુલમ ગુજારી તેના પાસેથી પૈસા ઓકાવી પોતાનાં ખીસાં તર કરવામાં આવા પવિત્ર સ્થળમાં અને તે પણ શ્રી નારાયણના દ્વારમાં તે લોકો લેશ માત્ર ખંચાતા નથી. પુર્વ જન્મમાં સારાં કૃત્યો કર્યાં હશે તેથી તે ખુદ નારાયણની પાસે ચોપદાર થવા પામ્યો અને આ જનમમાં લાલચમાં નહિ લપટાઇ સારાં આચરણ કર્યાં હતે તો કેવળ મુકિતને યોગ્ય થતે પણ તેવાં નસીબ તેનાં હોય કયાંથી. ખુદ માલીકનો ડર નહિ રાખતાં જે આચરણથી તે વર્તતો હતો તેથી તો ચોકસ તે લક્ષચોરાસી ફરવાનો. આ પ્રમાણે ચોપદારના ખીસામાં લગભગ રોજના રૂ. ૧૦) થી ૧૫) સુધી આવતા હશે. અમોએ શ્રી નારાયણના નીરાંતે દર્શન કર્યા હતાં અને ફુલ તુલસીના હારની તથા ચંદનની પ્રસાદી લઇ ઘરે આવ્યા હતા. જમ્યા બાદ મે. પરમાનંદશેઠ તથા હું રાવલને મળવા તેની કચેરીમાં ગયા હતા. કચેરીનો દમામ અને દબદબો દરબારી ઘાટનો લાગતો હતો. રાવલજી માટે મધ્યમાં એક લાલ મખમલની જરી ભરેલી મોટી ઉંચી ગાદી બીછાવવામાં આવેલી છે અને તે ગાદીના મધ્યભાગમાં એક મોટો તકીઓ રાખવામાં આવ્યો છે. એક બાજુ સીરસ્તેદાર નીચે બેસે છે જ્યારે બીજી બાજુ બીજા ચાર પાંચ કારકુનોની જગ્યા છે. અમો કચેરીમાં ગયા ત્યારે સર્વ પોતપોતાનું કામ કરતા હતા અને ગાદીની પાસે અમોને બેસવાની જગ્યા આપી. રાવલની સ્વારી આવતાં સર્વ ઉભા થઈ ગયા અને તેમના બેઠા બાદ સર્વ બેઠા. અમોએ પણ તે

સર્વનું અનુકરણ કર્યું હતું. ત્યાર બાદ ખબર અંતર પુછી કાલ સાંજનાં કીસ્સાનો હેવાલ કહી રાવલ પાસે પરમાનંદશેઠે તથા મેં ખુલાસો માગ્યો. રાવલે ઘણીજ નમ્રતાથી જણાવ્યું કે તેનાં માણસોને જમવા નહિ જવાનું તેણે પોતેજ કહ્યું હતું અને તેનું કારણ એ હતું કે જ્યારે વિષ્ણુસહસ્રના પાઠ મંદીરમાં થયા ત્યારે ગોરે પોતાનાંજ માણસો ત્યા ગોઠવ્યાં અને મંદીરમાંના તેમનાં માણસો જે ગોરના માણસો કરતાં વધારે વિદ્વાન તથા લાયક હતા તેમાંના એકને પણ પાઠ કરવા બોલાવ્યો નહિ. અલબત તેમાં યાત્રીનો દોષ નથી પણ ગોર લોકોનોજ છે. દેવપ્રયાગવાળા ગોર જે બદ્રિનાથનું ગોરપદું કરે છે તે શ્રી નારાયણની ઉપજની આડા આવે છે અને તેને તેટલા માટે મંદીરમાં આવવા દેવા કે નહિ તે રાવલના મૂખ્તીયારની વાત છે. ગોર લોકો મંદીરમાં સેજસાજ મૂકવા તથા જૂજ ધર્મદાન કરવા સમજાવે છે જ્યારે પોતે સુફલ આપતી વખતે તપતકુંડપર યાત્રીઓને જેટલા નચોવાય તેટલા નચોવે છે અને તેમાં તેઓ કશી કચાશ રાખતા નથી. આ ગોર લોકો, મંદીર તથા બ્રહ્મકપાલીના ગોર વચ્ચે પહેલાં તે બાબતસર મોટો ઝઘડો થયો હતો અને કેસ કોરટે ચડગો હતો. અદાલતનો ઠરાવ વાંચી સંભળાવતાં તેમાં એવું લખ્યું હતું કે "દેવપ્રયાગવાળા ગોર શ્રી નારાયણની તથા બ્રહ્મકપાલીના ગોરની આમદાનીની આડે આવવાથી તેઓને મંદીરમાં તથા બ્રહ્મકપાલીપર જવાની બંધી કરવામાં આવે છે અને દેવપ્રયાગવાળા ગોર જે બદ્રિનાથનું ગોરપદું કરે છે તેને માટે ફક્ત તપતકુંડ ખુલ્લું મુકવામાં આવે છે કે જ્યાં તેઓ સુફલ આપી યાત્રીઓ પાસેથી દાન દક્ષણા લઇ શકે" ઉપલો ઠરાવ રાવલે અમોને વાંચી સંભળાવ્યો અને અમોને વાંચવા પણ આપ્યો. આ મુદ્દાની વાત સાંભળી અમોને પણ લાગ્યું કે વિષ્ણુસહસ્રના પાઠ કરવામાં મંદીરના વેદ જાણનાર તેવા વિદ્વાન માણસોને નહિ રોકી પોતાના અભણ માણસોને રોકવામાં ગોર મહારાજે ગંભીર ભૂલ કરી હતી. રાવલે અમારા પ્રત્યે ઘણીજ માનની લાગણી દર્શાવી હતી અને ગોર તથા મંદીરના ઝગડાનું પરીણામ મનમાં નહિ લાવવા કહ્યુ હતું. તેના સંતોષકારક જવાબથી અમારા મનનું સમાધાન થયું હતું. ત્યાર બાદ રાવલજીએ અમોને તુલસીના હાર તથા

ચંદનની પ્રસાદી આપ્યાં અને અમો તેમની રજા લઈ અમારે મુકામે ગયા. અહિં સઘળી હકીકત તી. સ્વ. માતુશ્રીને વીદીત કરી, અને તેમને પણ ગોર લોકોની ભુલ જણાઇ. ગોર લોકોએ ઉપલી વીગત જાણી છતાં પણ રાવલ વીરૂદ્ધ પગલાં લેવા અમોને બહુ બરોાંસ કરી પણ અમોએ જવાબ આપ્યો કે તમારા લોકોના ઝગડામાં અમો વચ્ચે પડવા માંગતા નથી. અલબત આ જવાબથી ગોર મહારાજને રોશ તો આવ્યો તથા નાસીપાસ થયા. પણ લાચાર ! સાંજના ચાંદીની સોનાની તથા ત્રાંબાની શ્રી નારાયણની મૂર્તિઓ લીધી અને તેના પૈસા ચુંકવી આપ્યા. છબીવાલા પાસેથી છબીઓ લઈ તેને પણ દામ ચુંકવી આપ્યાં. તે પછી જે એ ધાબલીની ગાંસડીઓ હરદ્વારથી અહિં મંગાવી હતી તેના કુલી ચાર્જના રૂ. ૪૩) ગોર મહારાજને આપી દીધા. પછી તે ધાબલીઓ અહિં વાટવાની હોવાથી પ્રથમ મંદીરનાં ૪૩ માણસોને બોલાવ્યાં અને દરેકને એક ધાબળી સાથે એક રૂપિઓ આપ્યો હતો. ત્યાર બાદ કેટલાક નાચાર ગરીબ સાધુસંતોને પણ ધાબળીઓ આપી હતી. જોકે તેમાંના કેટલાક એવા લુચ્ચા લબાડ નીકળ્યા હતા કે સદરહુ ધાબલી તુરત બજા-રમાં જઈ વેંચી નાંખી તેના રોકડા પૈસા કરી લીધા હતા. આપનારે ગરીબ જાણી ઠંડીને લીધે આપી પણ લેનાર તેમ કરે તો તેના ભોગ. નાના રાવલને પણ ધાબલી સાથે એક ગીની ભેટ આપી હતી, તથા પોલીસ તારવાલા તથા ટપાલવાળાને ઇનામ આપ્યાં હતાં. અહિં તાર-ઓફીસ તથા ટપાલઓફીસ સાથેજ છે અને ટપાલના કાગળોની ડીલીવરી અજબ રીતે થાય છે. ડાક ઘરની બહાર ઓટાપર ટપાલવાળો ઉભો રહે છે અને ગોર, વેપારી તથા યાત્રીઓ તેને વીંટળાઇ ટોળાના રૂપમાં ઉભા રહે છે. કાગળનો થોક લઈ ટપાલવાળો નામ બોલતો જાય છે અને જેનો કાગળ હોય તે આગળ આવી કાગળ લઈ જાય છે. અમારૂં મુકામ ટપાલઓફીસ પાસે હોવાથી તથા અમારૂં ઠેકાણું આપેલું હોવાથી અમારા કાગળો તથા છાપાં મકાનપર આવતાં હતાં જોકે એક બે દિવસ અમારે પણ ટપાલ લેવા જવું પડયું હતું. ટપાલ માસ્તર તથા તારમાસ્તર એકજ હોવાથી અને કામનું અતિ દબાણ હોવાથી બીચારા પોસ્ટમાસ્તરને ઘણી

તકલીફ ઉઠાવવી પડે છે. તેની મદદ માટે એક બે બીજા માસ્તરોની ખાસ જરૂર છે. ગોર મહારાજને અહિં ઘરની ઇચ્છા હોવાથી તે એક ધર્મશાળાના રૂપમાં બાંધી આપવા તી. સ્વ. બાઇપાસે અર્જ ગુજારી. તેવું કોઇ મકાન યાતો જગ્યા હોય તો તે શોધવા હુકમ થતાં પરમાનંદશેઠ તથા હું ગોર ગયાપ્રસાદની સાથે ગયા. પ્રથમ તેણે પોતાની ખેડાંણુ જમીન જે શ્રી નારાયણના મંદીરના ઉપરના ભાગમાં આવી છે તે બતાવી અને તે દુરસ્ત કરી તેપર મકાન ચણાવવાના રૂ. ૮૦૦૦) થી ૯૦૦૦) બતાવ્યા. ત્યાર બાદ તેની જોડમાં એક બીજી જમીન બતાવી તેની કીંમત રૂ. ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ આંકી. ત્યાર બાદ જે મકાનમાં અમો ઉતર્યા હતા તેની જમણી બાજુનું એક તૈયાર મકાન બતાવ્યું અને તે રૂ. ૧૦૦૦૦) થી ૧૨૦૦૦) સુધીમાં મલી શકશે તેમ બતાવ્યું. અને લીધા બાદ તેની મરામતના રૂ. ૨૦૦૦) વધારે બતાવ્યા. અને છેલે અમારી ડાબી બાજુએ રૂષીગંગા પાસે જમીન બતાવી અને તેનાપર મકાન ચણતાં રૂ. ૭૦૦૦ ) થી ૮૦૦૦ નો ખર્ચો બતાવ્યો. અહિં આટલી બધી ભારે કીંમત પડવાનું કારણ પુછતાં તેમણે જણાવ્યું કે પુરીમાં જગ્યા બહુજ મોંઘી મળે છે. આ બધી જગ્યા બતાવનાર ગોર મહારાજ હતા અને તેની કીંમત આંકનાર પણ તેઓજ હતા. કોઈ જમીનવાળા અગર ઘરવાળાની મુલાકાત તેઓએ કરાવી નહોતી. તી. સ્વ. શ્રીમતી બાઈ ધનકુવરબાઇએ જે ધર્મશાળા બનાવી હતી તે અમોએ જોઈ હતી અને તેનાપર ગોર ગીરજાશંકરનું નામ હતું. દવાખાના તરફ ઘણી જમીન ફાજલ પડેલી હોવાથી તેપર મકાન બનાવવા વિચાર દર્શાવતાં ગોર મહારાજ કહેવા લાગ્યા કે તે ઘણું દુર થઈ પડે તથા પુરીથી અલગ થાય. મારી સમજણ મુજબ ગોર મહારાજને પુરીમાં મકાનને બાંને પૈસા લેવા હોય તેમ લાગ્યું. અહિં તેમજ બીજી તીર્થની જગ્યામાં ગોર લોકો પૈસા લુટવાની બાબતમાં ઘણા કુશળ અને બાહોશ હોય છે, અને એવી સીફતથી કામ કરે છે કે બિચારા ભોળા દીલના યાત્રીઓને તે વીશે કશી ખબર પડતી નથી. યાત્રીઓએ તે માટે બહુ સાવચેતી રાખવાની જરૂર છે કે જેથી આ સફેદ ઠગથી ઠગાવાય નહિ. " લંબી તીલક, મધુરી

બાની, દગલબાજકી યે નીશાની " તેવી વાત અહિંના ગોરની બાબતમાં જણાય છે. પહેલાં તો ધરને માટે વાત કરશે ત્યાર બાદ પોતા માથે બહુ કરજ છે તથા દેવાદાર સ્થિતિ જાહેર કરશે અને છેવટે પરમાર્થ વૃત્તી ગ્રહણુ કરી ધર્મશાળા બંધાવી આપવાનું સમજાવશે મતલબ કોઈ પણ પ્રકારે જે લાવ્યા હોય તે ખાલી કરાવવા માગે છે.

આવતી કાલે અહિંથી ઉપડવાનું હોવાથી જપાનવાલા તથા કુલીઓને વરધી આપી દીધી અને બધો સામાન બંધાવા લાગ્યો. સવારના જ્યારે દર્શને ગયા હતા ત્યારે તોતાદ્રીના મહંત મહારાજે શ્રી નારાયણના નીજ મંદીરનું માપ લઈ પોતે દરવાજા તથા આગળની બાજુના પીલર વીગેરે પર ચાંદીનું પતરૂં જડાવવાની ઇચ્છા બતાવી તથા તે સેવામાં કંઇક હિસ્સો તી. સ્વ. બાઇ આપે તો સારૂં તેવી ખ પેશ દર્શાવી. ચાંદીનું જે કામ થવાનું હતું તેનો નકશો જોયા બાદ જવાબ આપવાનું અમોએ કહયું હતું. નકશો મંહત મહારાજના મકાનપર હતો અને તે જોવા આવવાના આવતી કાલનો વખત આપવાથી તે નકશો જોઈ વાતચીત કરી પાછળથી આવવાનો મને હુકમ થયો. મંહત મહારાજ ધણાજ વિદ્વાન તથા નમ્ર હતા અને બીલકુલ અભીમાન વગરના હતા. વયમાં ૩૫ થી ૪૦ વર્ષની ઉમરના લાગતા હતા. સાંજના બજારમાં જરા લટાર મારવા ગયા હતા અને કસ્તુરીનો ભાવ પુછતાં નાભો તોડી કસ્તુરીનો ભાવ રૂ. ૩૫) નો તોલો બતાવ્યો હતો તથા બીજી પણ કેટલીક દવાઓ તથા શીલાજીત વીગેરે જોયાં હતાં જે પીપળકોટી કરતાં મોંઘાં હોવાથી અહિંથી લેવાનું મુલતવી રાખ્યું. બદ્રિનાથથી પાછા ફરતી વખતે કાથગોદામને રસ્તે જવા વિચાર હતો પણ સરકારે તે રસ્તો યાત્રીઓ માટે બંધ કરેલો હોવાથી હરદ્વાર જવા વિચાર રાખ્યો, અને કોઇપણ પ્રકારે હરદ્વાર ગંગાજીના દેશરાને દિને પહોંચાય તેવો પ્રોગ્રામ ઘડી કાઢવાનું તી. સ્વ. બાઇએ ફરમાવ્યું. તેમાં ગોર મહારાજે ઘણી અડચણો બતાવી અને તે દિને કોઈ કાળે નહિ પહોંચી શકાય તેમ જણાવ્યું. પણ ગોરના માણસને અલગ બોલાવી જપાની તથા કુલીઓને પુછી અમોએ એક પ્રોગ્રામ રચી કાઢયો અને તે મુજબ બરાબર ગંગાજીના દશેરાને રોજ સવારના

દરદ્દાર પુગાતું હતું. આ પ્રોગ્રામ વાંચી ગોર મહારાજ પણ દીંગ થઈ ગયા, અને દેવપ્રયાગમાં એકજ દિન તથા રાત ગાળવાનું જોઈ જરા ખિન્ન થયા.

**બદ્રિનાથ**—શ્રી બદ્રિનાથની જગ્યા હીમાલયના પહાડમાં આવેલી છે અને તેની ઉંચાઇ દરીયાની સપાટીથી લગભગ ૧૦૫૦૦ ફીટ છે. તેનાં શીખરો ૨૩૦૦૦ ફીટ ઉંચાં છે અને ત્યાં કાયમનો સખત બરફ રહેતો હોવાથી કોઇ જઇ શકતું નથી. મોટા મોટા સાધુ સંતો અને મહાત્માઓ આ ફાની દુનીમાનો ત્યાગ કરી ઇશ્વરનું ધ્યાન ધરતા અહિં આવી વસ્યા છે શરદ હવા હોઇને કોઇપણ જાતનો દુષ્ટ વીકાર મનમાં ઉત્પન્ન થવા પામતો નથી અને બીજી આજુબાજુની ઉપાધી નહિ હોવાથી ઇશ્વર ભજન એકાગ્ર ચિતે થાય છે અને યોગ સંધાય છે. જેને યોગ બળ સાધવો હોય તેને આવાં એકાંત શીતળ સ્થાન ઉતમ છે. જો કે કેદારનાથ જેટલો નહિ તોપણ અહિં બરફનો જમાવટ છે. કાર્તક માસમાં જ્યારે પટ બંધ કરવામાં આવે છે ત્યારે શ્રી બદ્રિનાથની પુજા જોશીમઠમાં થાય છે. ઉપર કોઇપણ રહેતું નથી કારણકે બરફ એટલો સખત પડે છે કે આખી પુરી બરફમાં ગીરફતાર થઈ જાય છે. પટ બંધ થતી વખતે અંદર શ્રી નારાયણનું પુજન કરવામાં આવે છે અને ચંદનના વાધા તથા તુલસીહાર ધરવામાં આવે છે. ઝારીમાં જળ ભરી રાખવામાં આવે છે અને બતીમાં એક મોટી વાત બનાવી તેમાં ડબા બે ડબા ઘી નાંખી પેટાવવામાં આવે છે. ત્યાર બાદ દરવાજા બંધ કરી અંદરથી તે છેક બહારના દરવાજા સુધી ટેહરી સ્ટેટની સીલ લાગે છે. અખાત્રીજને રોજ સીલો તુટે છે અને પટ ખુલ્લો મુંકાય છે. આ વખતે અંદર જોતાં જેવી સ્થીતીમાં સર્વ મુંકી ગયા હોય તેવીજ સ્થીતીમાં સર્વ માલૂમ પડે છે. ચંદનના વાધા તુલસીહાર તથા ઝારીનું જળ કેવળ તાજાં હોય તેવુંજ દીસે છે. જણાવવાની જરૂર છે કે સર્વ તાજું હોવાનું કારણ એટલુંજ કે પટ બંધ દરમીયાન નીત્ય નારદજી શ્રી નારાયણની સેવા કરે છે અને તેથીજ ખોલતી વખતે સર્વ તાજુંજ માલુમ પડે છે.

શ્રી નારાયણના મંદીરમાં મધ્યમાં શ્રી નારાયણની ધ્યાનમય મુર્તિ છે. ડાબી બાજુ નરનારાયણ છે અને જમણી બાજુ કુબેરજી ગણેશજી

ધવજી તથા નારદજી છે. શ્રી નારાયણની મુર્તી ગંગાજીમાં હતી અને મચ્છકરાચાર્યના સ્વપ્નાંમાં આવતાં મુર્તી બહાર કાઢી અત્રે પધરાવી એમ કહેવામાં આવે છે. ભવિષ્યમાં શ્રી નારાયણ પોતાનું સ્થાન લશે અને તે ભવિષ્ય બદ્રીના નામે આજથી ઓળખાવા લાગ્યું છે. શીમઠથી થોડે દુર એક તપત કુંડ નીકળ્યું છે અને તે જગ્યાએ ભવીષ્ય દ્રે બીરાજશે એમ લોકો કહે છે. અત્રે મંદીરની બહાર ચોગાનમાં ડજી, શ્રી લક્ષ્મીજીનું મંદીર તથા શ્રી નારાયણના પ્રસાદની પાઠશાળા, ર્ણશીલા ચર્ણોદક કુંડ તથા ઘંટાકર્ણ છે. એકબાજુ બ્રહ્મા વિષ્ણું શીવ ર્ણ વીગેરેની મુર્તીઓ છે.

**તીર્થમાં**—રૂલી ગંગા, અલ્કનંદા ગંગા, કુર્મ ધારા, પ્રલ્હાદ ધારા, ત કુંડ અને નારદ કુંડ છે. અહિં શંકરાચાર્ય તથા કેદારનાથનાં દર્શન ણુ છે.

**શીલાઓ**—નારદશીલા, વારાહશીલા, નૃસિંહશીલા, માર્કંડયશીલા, રૂડશીલા અને બ્રહ્મકપાલીની શીલા, કે જ્યાં લાધાદિક થાય છે.

શ્રી બદ્રિનાથથી થોડે છેટે વસુધારાનું તીર્થ છે જ્યાં અષ્ટવસુએ પ કર્યું હતું.

બદ્રિનાથમાં બધી ચીજો બજારમાંથી મલી શકે છે અને તેના ભાવ યર કુંપનીને યાદ કરાવે તેવા છે. ધન્યભાગ ટ્રેચરનાં કે આવા પવિત્ર ળમાં તેનું સ્મરણ થયું. ખરેખર તેનો ઉદ્ધાર થયોજ જાણજો. ગરમ થા સુતરૂ કપડાં વાસણ કુસણ તથા ખાવાપીવાની તમામ ચીજો મલી કે છે. અહિંઆં પાપડ પણ સારા મળે છે. આગળ જતાં ખોરાકીનો લ સારો મળતો નહિં હોવાથી મોંઘો સોંઘો પણ અહિંથી કેટલોક ભરી વો કે જેથી પાછળથી પસ્તાવાનું કારણ ન મળે.

આજે રાતના ઠંડી પુષ્કળ લાગતી હતી કારણ સવારના વરસાદ ડ્યો હતો. વરસાદ ખલાસ થએ તડકો નીકળ્યો હતો અને બરફના ગરોમાં અનેક જાતના રંગો જોવાની ઉત્તમ તક સાંપડી હતી.

" જય બદ્રિ બીશાલલાલકી જય "

આવતી કાલે અહિંથી ઉપડવાનું હોવાથી અમોએ નીચે મુજબ પ્રોગ્રામ ઘડી કાઢયો. અહિંથી હરદ્વાર પુગતાં લગભગ ૧૫ થી ૨૦ દીન થાય છે પણ અમારે ગંગાદશેરા હરદ્વારમાં કરવાના હોવાથી ઝડપી પ્રોગ્રામ ગોઠવ્યો હતો અને વાટમાં ઇશ્વર કૃપાથી કશી હરકત આવી નહોતી. જેને કશી ઉતાવળ ન હોય તેણે ખુશીમાં આવે તેવો નીરાંતનો પ્રોગ્રામ ગોઠવવો. હરદ્વાર અને બદ્રિનાથ વચ્ચે બબે ત્રણ માઇલને અંતરે ચટીઓ આવતી હોવાથી મરજી પડે ત્યાં મુકામ નાંખી શકાય છે અને ચટીઓ સારી આવતી હોવાથી તથા ખાવાપીવાની ચીજો મલતી હોવાથી કશી આપદા પડતી નથી. જેને માત્ર બદ્રિકેદાર જવાનું હોય તેણે છેલેથી પ્રોગ્રામ વાંચી કાર્યક્રમ ગોઠવવો. બદ્રિનાથથી હરદ્વાર જતાં નીચે લખી ચટીઓ આવે છેઃ—

બદ્રીનાથ, કાંચનગંગા, હનુમાનચટી, રામબગડ, શેશધારા, પાંડુકેશ્વર, ઘાટચટી, વીષ્ણુપ્રયાગ, જોશીમઠ, સિંહઉધાર, પેની, કુમારકોટી, ગોલાકોટી, પાતાળગંગા, બેલાકુરડી, ટંગણી, ગરુડગંગા, પીપળકોટી, હાટ, છાંયાલેણ, બૌલા, છીનકા, મઠ, લાલસાંગા, કુએડા, મઠીઆણા, નંદપ્રયાગ, સાંનોલા, બેડાણું, લંગાસુ, જમકંડી, કર્ણપ્રયાગ, છોટાપીપલ, પનાઇ, શીવાનંદી, રૂદ્રપ્રયાગ, ગુલાબરાય, નરકોટા, ખાખરા, છાતીખાલ, ભટીરોદા, સુગરતા, શ્રીકોટ, શ્રીનગર, કમલેશ્વર, બીલીકેદાર, રામપૂર, રાનીબાગ, દેવપ્રયાગ, સોડા, ઉમરાસુ, છાલોટી, વ્યાસ, કાંડી, શેમલ, મહાદેવ, બંદર, કુંડ, બીજની, બીજની છોટી, નયમોડા, ગુલર, ફુલવાડી, લક્ષ્મણઝુલા, રૂલીકેશ, સત્યનારાયણ, ભીમઘોડા અને હરદ્વાર.

ઉપર પ્રમાણે ચટીઓ આવે છે અને રૂદ્રપ્રયાગથી કેદારનાથ તરફનો રસ્તો ડાબે હાથે ફાટે છે જે છેક ગુપ્તકાશીને જઇ મળે છે. રૂદ્રપ્રયાગ આવેથી તેની સમજ પાડીશું. કર્ણપ્રયાગથી એક રસ્તો રામનગર તરફ જાય છે અને જો યાત્રીઓને હરદ્વાર આવવાનું મન ન થાય તો તે કર્ણપ્રયાગથી રામનગર જઇ શકે છે. તેની સમજ પણ કર્ણપ્રયાગ આવેથી આપીશું. હરદ્વારનો રસ્તો ન લેવો હોય તો કોટદ્વાર થઇ દેવપ્રયાગ થઇ શ્રી બદ્રિકેદાર જવાય છે પણ દેવપ્રયાગ અને હરદ્વારની વચ્ચે

જે તીર્થસ્થાન આવે છે તે રહી જાય છે તો યાત્રા હરદ્વારથીજ શરૂ કરવી એ ઉત્તમ વાત છે.

અમારો **બદ્રિનાથથી હરદ્વારનો** પ્રોગ્રામ નીચે મુજબ હતોઃ—

| તારીખ. | વાર. | ચટીનાં નામ. | માઈલ. |
|---|---|---|---|
| ૧૧–૬–૧૫ | શુક્ર | બદ્રિનાથથી ધાટચટી | ૧૩ |
| ૧૨–૬–૧૫ | શની | ધાટથી ગુલબચટી | ૧૭ |
| ૧૩–૬–૧૫ | રવિ | ગુલાબથી મઠચટી | ૧૭ |
| ૧૪–૬–૧૧ | સોમ | મઠથી નંદપ્રયાગ અને લીંગાસુચટી | ૧૭ |
| ૧૫–૬–૧૫ | મંગળ | લીંગાસુથી કર્ણપ્રયાગ, છોટાપીપળ, શીવાનંદી | ૧૮ |
| ૧૬–૬–૧૫ | બુધ | શીવાનંદીથી રુદ્રપ્રયાગ ગુલાબ, ખાખરા | ૧૭ |
| ૧૭–૬–૧૫ | ગુરૂ | ખાખરાથી બીલીકેદાર રામપુર | ૧૭ |
| ૧૮–૬–૧૫ | શુક્ર | રામપુરથી દેવપ્રયાગ | ૧૦ |
| ૧૯–૬–૧૫ | શની | દેવપ્રયાગથી કાંડી, મહાદેવ | ૧૭ |
| ૨૦–૬–૧૫ | રવિ | મહાદેવથી બીજની, ફુલવાડી | ૧૭ |
| ૨૧–૬–૧૫ | સોમ | ફુલવાડીથી લક્ષ્મણઝુલા રૂષિકેશ | ૭ |
| ૨૨–૬–૧૫ | મંગળ | રૂષિકેશથી હરદ્વાર | ૧૫ |
| ૨૩–૬–૧૫ | બુધ | હરદ્વાર | |
| | | | કુલે ૧૮૨ |

## વૈશાખ વદી ૧૪ તા. ૧૧–૬–૧૫ શુક્રવાર.

આજ રોજ અહિંથી વીદાય થવાનું હોવાથી પ્રભાતના પહોરમાં વહેલા ઉઠી નહાઇ ધોઇ ચા પાણી લઈ તપત કુંડપર શ્રી ગોર મહારાજનું સુફલ લેવા ગયા હતા. અત્રે પોતે પ્રથમ પોતાની પૂજા કરાવી અંગુઠો ધોવરાવ્યો અને ત્યાર બાદ નારાયણની પ્રસાદીના હારવડે અમારા હાથ બાંધ્યા અને સંકલ્પ થયે દક્ષણાનું કબુલ થયે હાથને મોકળા કરવામાં આવ્યા હતા. તી. સ્વ. બાઇનાં હાથમાં ભીની માટી આપી ભુમીદાનનો સંકલ્પ કર્યો હતો. દક્ષણા દેવપ્રયાગમાં આપવાની હોવાથી તેની અત્રે કશી ખટપટ હાલ નહોતી. ત્યાર બાદ જતી વખતે શ્રી નારાયણની

રજા લેવી જોઇએ તેટલા માટે મંદીરે જઇ શ્રી નારાયણનાં દર્શન
અને સર્વ વીદાય થયા બાદ હું પણ શ્રી નારાયણને ભેટ ધરી ચા
થયો. મને ખાતરી છે કે ખજાનચી કુબેરજીએ તે જમા
હશેજ. મંદીરેથી મુકામપર આવી સર્વ સામાન કુલીઓ સાથ ર
કર્યો અને સર્વ જપાનમાં બેસી " શ્રી બદ્રિબીશાલ્લાલકી જય "
ઘોષ ઉચારી ગરૂડજીનું સ્મરણ કરી ચાલતા થયા. મારે હજુ મ
મહારાજને મળવાનું હોવાથી હું વાંસે રહ્યો હતો. સર્વના ગયા બા
મહંત મહારાજને મળવા ગયો હતો અને તેઓ મને તુરત મળ્યા હ
તેનો નકશો વીગેરે જોઈ તથા બીજી પણ ખાત્રી થયે રૂ ૨૫
અંકે બે હજાર પાંચસો રોકડા તી. સ્વ. બાઇ તરફથી તે ચાંદીના કામ
આપવાનું કહ્યું. તી. સ્વ. બાઇએ બીજી જગ્યાએ બહાર ઘણું કર્યું
અને ખુદ શ્રી નારાયણના મંદીરમાં કંઇ પણ કાર્ય થાય તો વધારે
તેવી તેમની ઉમેદ હતી અને શ્રી નારાયણે અનાયાસે તે ઉમેદ
આણી. ત્યાર બાદ મહંતશ્રીના હારની પ્રસાદી લઇ તેમની રજા
હું મુકામપર આવ્યો. અહિં મારી જપાનવાળા રાહ જોઇનેજ બેઠા હ
પુઆશેઠને એક ગીની ઇનામ આપી તથા ગરીબોમાં પૈસા વાટી
નારાયણનું નામ લઇ હું પણ જપાનમાં આરૂઢ થયો અને જપાન
વીજળીને વેગે જવા લાગ્યા. આજની મંજલ ૧૩ માઇલની હતી
હું તે સઘળું જપાનમાંજ ગયો હતો. બપોરે બાર વાગતા ઉપર
વાગે ઘાટચટી પુગ્યો હતો. મસુરીથી ચાલતાં જપાનવાળા મને ઉં
વામાં ગાળા ચાવતા હતા જ્યારે હવે તેઓ રાજીખુશીથી ઉંચકી
જતા હતા, કારણ કે ચાલી ચાલી પુષ્કળ ચરબી કમી કરી નાંખી હ
સર્વ ઘાટચટી પુગ્યા બાદ અર્ધો કલાકે હું પણ પુગ્યો હતો. હનુમ
ચટીમાંથી મેં રૂ. ૧૨ નું શીલાજીત શેર ૧॥ લીધું હતું. તોલ
રૂ. બારનો છે. છુટું રૂ. ૧) નું તોલા ૬ પ્રમાણે મળે છે. ત્યાર
રામબગડ ચટીમાંથી રૂ. ૫) નું શેર ०॥ શીલાજીત લીધું. છુટું રૂ. ૧
તોલા ૪ પ્રમાણે આપે છે. અહિંથી ૭ પૈસાની ઝેરમોચ નામની
ઔષધી પણ લીધી જે સોજાપર ગુંમડાંપર ઘસીને ચોપડવાના કામ

આવે છે. ત્યાર બાદ આગળ ચાલતાં શેશધારા તથા પાંડુકેશ્વર પસાર કરી ઘાટચટી પુગ્યો હતો. અહિંઆં ચટીઓ સારી છે તથા મોદીની દુકાનો પણ છે, જ્યાંથી સર્વ ચીજ મળી શકે છે. અહિંથી પણ એક પહાડી દવા લીધી હતી. સવારના જમેલા નહિ હોવાથી અહિં રાતના સર્વ જમ્યા હતા અને ત્યાર બાદ થોડાં ગપ્પાં મારી નીંદ્રાવશ થયા હતા. આજે ઠંડી લાગતી નહોતી.

## વૈશાખ વદી ૦)) તા. ૧૨-૬-૧૫ શનિવાર.

હવે હમેશની માફક પાછી મંજલ કરવાની હોવાથી આજ રોજ સવારના વહેલા ઉઠી ચાહ પાણી પી **ઘાટચટીથી ગુલાબચટી** જવા માટે સવારના છ વાગતા ઉપડ્યા અને ગુલાબચટીએ બાર વાગતા પુગ્યા. આજની મંજલ ૧૭ માઇલની હતી જેમાં હું સાત માઇલ જપાનમાં ગયો હતો. રસ્તો ઉતારનો હોવાથી જપાનીઓ ઘોડા વેગે જતા હતા. આજની વાટમાં **વિષ્ણુપ્રયાગ,** જોશીમઠ સિંહઉધાર, પેની અને કુમારકોટી ચટીઓ આવી હતી. જોશીમઠના રસ્તાનો સંગમ આવતાં સર્વ સીધે રસ્તે ગયા અને પરમાનંદશેઠ તથા હું જોશીમઠના પાછળના રસ્તે થઈ જોશીમઠ કામ હોવાથી ત્યાં ગયા હતા. અહિંના પુજારીને એક ધાબળી તથા એક રૂપીયો આપવાનો હતો તે આપ્યો અને કૈલાસકીર્તિની દુકાનપર જરા વીસામો લીધો. અહિંથી ટમુંમાશી માટે સોપારી લઈ અમે અમારે રસ્તે પડ્યા. આગળ ચાલતાં સિંહઉધાર ચટીમાંથી સુગંધી સોપારી લીધી હતી અને સદુ તથા ભગવતી સીપાઇએ કેદારખંડની ચોપડીઓ ખરીદી હતી. ત્યાંથી કુમારકોટીમાંથી રૂ. ૧। ની એક ડબી શીલાજીત લીધું અને તી. સ્વ. બાપુએ ત્રણ મૃગચમર લીધેલાં તેની કીંમતના રૂ. ૧૩) તેર આપી. અત્રે એક દુકાનદાર પાંસે એક કાળો મજાનો કુતરો હતો અને તેની કીંમત પુછતાં રૂ. ૨૫) બતાવ્યા હતા. અમોએ રૂ. ૨૦) માં તેની માંગણી કરી અને તે નહિ સ્વીકારવાથી રૂ. ૨૨) સુધી આપવાનું જણાવ્યું પણ તેણે કુતરો આપ્યો નહિ. એકાદ માઇલ ગયા બાદ મોદીનો માણસ કુતરો લઈ આવ્યો અને રૂ. ૨૨) માં સાંકળ વગર આપતો હતો પણ સાંકળ વગર આવા વાઘ જેવા કુતરાને

લઈ જઈ શકાય તેમ નહોતું જેથી કુતરો ત્યાંજ રહ્યો. લગભગ બાર વાગતા ગુલાબ ચટીપર આવી પુગ્યા. અત્રે ગરમી ઘણી લાગતી હતી જેથી નીરાંતે એક ઝરણા નીચે બેસી પીયર્સ સાબુથી પુષ્કળ નહાયો. સાંજના ચાર વાગતા જમી કારવી કાલે મઠચટી રાત ગાળવાનું નકી કર્યું. અહિં ચટીમાં ખાવાપીવાની ચીજો મલી શકે છે, અને જગ્યા કુશાદે છે.

## જેઠ શુદી ૧ તા. ૧૩-૬-૧૫ રવિવાર.

આજ રોજ સવારના વહેલા ઉઠી ચાહ પી **ગુલાબચટીથી મઠચટી** જવા માટે પાંચ વાગતા ઉપડ્યા અને મઠચટી બપોરના બે વાગતા પુગ્યા હતા. આજની મંજલ ૧૭ માઇલની હતી જેમાં હું માત્ર ૧ાા માઇલ ચાલ્યો હતો. વાટમાં પાતાળગંગા, ટંગણી, ગરૂડગંગા, પીપળકોટી, હાટચટી, છીયાસેણુચટી, ભૌલાચટી તથા છીનકાચટી આવી હતી. ગરુડગંગા આવતાં ત્યાં જરા આચ્છમન માર્જન કર્યું હતું. અહિંથી આગળ ચાલતાં પીપળકોટી આવ્યા હતા અને કસ્તુરી ચમરો વીગેરે લેવાનું હોવાથી અહિં જરા થોભ્યા હતા. એક બે જગ્યાએ માલ જોયા **બાદશાહ કીસનલાલ બીહારીલાલની** દુકાને માલ જોયો જે ઉત્તમ પ્રકારનો ચોખ્ખો મજેનો હતો. આ દુકાનેથી તી. સ્વ. બાઈ માટે કસ્તુરી તોલો ૧ નાભો તોડાવી લીધી હતી જેના રૂ. ૩૦) ત્રીસ આપ્યા હતા. કસ્તુરી અવલ નંબરની હતી અને તોલાના રૂ. ૩૦) મુંબઇના ભાવ સાથે સરખાવતાં ઓછા હતા. મુંબઇમાં કસ્તુરી ૪૦ થી ૫૦ રૂ. તોલો મળે છે અને તે પણ ભેળ સેળવાળો માલ મળે છે. ત્યાર બાદ તેને ત્યાંથી એક સફેદ ચમર લીધી જેના રૂ. ૧૨) આપ્યા તથા ટમુમાસીએ બે ચમર લીધી જેના રૂ. ૧૭) આપ્યા હતા. તે પછી રતનજોત નામની દવા જે આંખના દર્દપર કામ લાગે છે તે લીધી અને તેનો તોલાનો એક રૂપિયો આપ્યો. બીજી પણ કેટલીક પરચુરણ દવાઓ લીધી હતી અને સાધુ-સંતોને ખાવાનું અપાવ્યું હતું. ટમુંમાસી તથા પરમાનંદશેઠે પણ કસ્તુ-રીની ખરીદી કરી હતી. મને પણ તે ખરીદવાનું બહુ મન થયું પણ મોટા લોકોને ત્યા છે તે આપણીજ છે તેમ જાણી મનને મનાવી લીધું. આવી ચીજો શ્રીમંતો ખરીદે છે પણ ગરીબને જરૂર પડે તેઓ આપ્યા

વગર રહેતા નથી. શાહ કીસનલાલની કસ્તુરી ઉંચી જાતની હોવાથી મુંબઇ આવ્યા બાદ વી. પી. થી બે તોલા બીજી તી. સ્વ. બાઇએ મંગાવી હતી જેના રૂ. ૬૧) પડ્યા હતા. અહિંથી પંચકેદારની એક ચોપડી લઈ અમો અમારે રસ્તે પડ્યા, અને ગંગાજીપરનો ઝુલો વટાવી મઠ્ઠચટીના રસ્તાપર આવ્યા. તડકો હોવાથી ગરમી સખત લાગતી હતી. જ્યારે ઉપર જતા હતા ત્યારે ઠંડી લાગતી હતી, અત્યારે બરફના પ્રદેશમાંથી નીચે ઉતરતાં ઠંડીને બદલે ગરમી સીતમ લાગતી હતી. મઠ ચટી ૧ાા માઇલ દુર હશે ત્યારે જપાનમાંથી ઉતરી હું પેદલ ચાલવા માંડ્યો કારણ કે જપાનીઓ કેવળ થાકી ગયેલા દીસતા હતા. મઠ્ઠચટીમાં આવી જ્યાં મુકામ કર્યો હતો ત્યાં ગયો અને શ્રમને લીધે જરા આરામ લીધો. અત્રે મોદીની દુકાનો છે તથા ખાવાપીવાની તમામ ચીજો મલી શકે છે. શાકભાજી પણ નવીન નવીન મળે છે. જે મોદીની ચટીમાં અમો ઉતર્યાં હતા તેને બે બૈરી હતી. પ્રથમ પેલી બૈરી એક થાળમાં કારેલાં ભીંડા ભાજી રીંગણાં કોળું કેળાં તથા અલુનાં પતાં ગોઠવી તી. સ્વ. બાઇને નજર કરવા આવી હતી. તેની ભેટ સ્વીકારી યોગ્ય વીદાયગીરી આપી હતી. પહેલીનો વીવેક બધા જાણે અને બીજી અવીવેકી લેખાય તેટલા માટે બીજી પણ એક ખુમચો શાકભાજીનો ભરી આવી હતી અને તેને પણ યોગ્ય સનમાન આપ્યું હતું. પહાડી લોક જેને સુધરેલા પાલીસવાળા જંગલી લેખે છે તે કેવા વીવેકી હોય છે તે આ પરથી સીધ થાય છે. પોતાની બાગમાં પોતા માટે મહા મહેનતે જે ઉગાડેલું તે પોતે નહિ રાખતાં પોતાને ત્યાં આવનારને હસ્તે ચહેરે વીના સંકોચે કેવી રીતે આપે છે! આવી જગ્યામાં કદાચ મોઢે માગ્યું દામ લઇ શાકભાજી આપતો હોય તો તે પણ દઇ લેવા સર્વ કોઇ રાજી હોય છે. હર હમેશ બટેટાં ખાવાં પડતાં હોવાથી કંટાળો પૂરણ આવ્યો હતો.* આજે નવી શાકભાજી મળવાથી નોખી નોખી વાનીઓ કરવામાં આવી હતી. કેટલાકે આવતી કાલ માટે થોડીક બચત રાખવા ઇચ્છા બતાવી હતી પણ આપણો હિસાબ તો "આવે જબ ઇદ બાકી રોજા" એવો હોવાથી સર્વનો મત લઇ ભજીયાં તથા તમામ શાક બનાવ્યાં હતાં. મહેનત લઇ સુંદર ચીજો

બનાવવામાં આવી પણ કમનસીબે સરસીયું તેલ જરા કડવું હોવાથી તમામમાં સહેજસાજ કડવાશ આવતી હતી. અહિંની ચટીમાં કરંડીયા સારા મળે છે અને દરેક કરંડીયાની કીંમત ૦)=ા છે. મુંબઇમાં જો તેવા કરંડી કોઈ બનાવે તો તેના આઠ આના પાણી છાંટીને લે. જે ચટીમાં અમો ઉતર્યા હતા તેના **મોદીનુ નામ વિશ્વંભરદાસ** હતું. સાંજના અહિના બાગ બગીચા જોવા ગયા હતા. આવતી કાલે નંદપ્રયાગપર ખાવાનું તથા લીંગાસુચટીમાં રાત ગાળવાનું નકકી કર્યું. આજથી ગંગાદશેરા શરૂ થયા હતા અને અમોએ અલકનંદા ગંગાનું પાણી મંગાવી સ્નાન કર્યું હતું.

## જેઠ શુદી ૨ ૧૪-૬-૧૫ સોમવાર.

આજ રોજ સવારના પાંચ વાગતા ચાહ પી જપાનમાં બેસવા જતા હતા ત્યાં શેઠ માધવજી દામોદર ઠાકરસીવાળો સંઘ અમારી ચટીપાસે આવી પહોંચ્યો અને અહિં અમો અરસપરસ એક બીજાને મળ્યા. તેમાંની ઘણા ખરાની તબીયત લથડી હોય તેમ મુખપરથી લાગતું હતું સુશીલાબાઇની તબીયત ઠીક લાગતી હતી. માધવજીશેઠના મીત્ર વિઠલદાસશેઠે ઉપરની કેટલીક વીગત માગી હતી અને તેમને હકીકતથી વાકેફ કર્યા હતા. અરસપરસ મળી ખબર અંતર પુછી સાડા પાંચે અમોએ અમારી જપાન હંકારી અને **નંદપ્રયાગ** અગીઆર વાગતા પુગ્યા. લાલસાંગાનો પુલ પસાર કરી અમો ગામમાં ગયા હતા અને મોદી **બદ્રીપ્રસાદ દુર્ગાપ્રસાદને** જે સામાન બદ્રિનાથ જતાં સોંપ્યો હતો તેનો હવાલો લઈ કુલીઓને સ્વાધીન કીધો. ત્યાર બાદ કંઈ તાર કાગળ હોય તો તેની તપાસ કરી પણ કશું હતું નહિ. અહિંથી આગળ ગંગાને કીનારે કીનારે જતાં કેટલાંક સુંદર ખેતરો જોયાં હતાં. વાટમાં કુએડા અને મહીઆણા ચટીઓ આવી હતી અને પછી નંદપ્રયાગચટી આવી હતી. ચટીઓ હવે ચોખ્ખી સ્વચ્છ આવતી હતી. નંદપ્રયાગ પાઘડી પને છે અને રસ્તો બજારમાં થઈને જાય છે. આ એક પહાડી શહેર લેખાય છે અને જોઈતી ખપની બધી ચીજો મળી શકે છે. અહિં એક ચટીમાં મુકામ કરી વાડીમાં થઈને નંદપ્રયાગના સંગમપર સ્નાન કરવા

ગયા હતા. અત્રે નંદા નદી તથા અલકનંદાનો સંગમ છે અને બંને પૂર જોરમાં એક બીજાને ભેટે છે. અલકનંદાનું સફેદ પાણી તથા નંદાનું નીર્મળ જળ જ્યાં મળે છે તે દેખાવ પણ જોવા જેવો છે. અહિંઆં નંદરાયજીએ મોટો યજ્ઞ કર્યો હતો. સંગમપર ગોરમહારાજે સ્નાન વિધિપૂર્વક કરાવ્યું હતું અને કહ્યું હતું કે અત્રે સુવર્ણના લોટામાં દૂધ ભરી દાન દેવાથી અધિક ફળ પ્રાપ્ત થાય છે. સોનાનું પાત્ર સાથે નહિ હોવાથી મેં દલગીરી દર્શાવી. ગોરમહારાજે પાછળથી આપવાનું જણાવ્યું. પણ તે વખતે નંદા નદી અને અલકનંદાનો સંગમ કાઢવા કયાંથી જેથી પુનઃ મેં દલગીરી બતાવી અને ગોરમહારાજ મૌન્ય ધારણ કરી બેઠા. સ્નાન થયા બાદ નંદરાયજી, લક્ષ્મીજી તથા એક બીજી દેવીનાં દર્શન કર્યાં હતાં. શ્રી કૃષ્ણભગવાનનાં પણ અત્રે દર્શન છે. સ્નાન કર્યા બાદ જરા ખેતરોમાં તથા વાડીમાં ગયા હતા જ્યાં નોખી નોખી જાતની શાકભાજી વાવેલી જોઇ. પછી મુકામપર આવી જમી પોસ્ટ લખી અહિંની પોસ્ટમાં પત્રો નાંખ્યા. ત્રણ વાગતા લંગાસુ જવા માટે સર્વ ઉપડ્યા. વાટમાં સોનાલા, અને બેઠાણું ચટીઓ આવી હતી. થોડો ચડાવ આવ્યો હતો અને બાકી રસ્તો એકંદરે સારો મજાનો હતો. લંગાસુ આશરે પાંચ વાગતા પુગ્યા હતા. આ ચટી જોકે સારી છે પણ મોદીની દુકાનમાં પુરતો સામાન હતો નહિ. રાતના ચાહ પી સુઈ રહ્યા હતા. અહિં દેવી તથા નરસિંહની મૂર્તિઓ છે પણ થાકેલા હોવાથી મંદીરની શોધમાં નીકળ્યા નહોતા. આવતી કાલે છોટાપીપળ જમવાનો તથા શીવાનંદી રાત ગાળવાનો પ્રોગ્રામ નકી હતો. આજની મંજલ ૧૭ માઇલની હતી અને હું પાંચ માઇલ ચાલ્યો હતો.

## જેઠ શુદી ૩ તા. ૧૫-૬-૧૫ મંગળવાર.

આજ રોજ સવારના પાંચ વાગે ઉઠી ચાહ લઇ **લાંગાસુથી શીવાનંદીચટી** જવા માટે ઉપડ્યા હતા. આજની મંજલ ૧૮ માઇલની હતી. થોડું ચાલી બાકીનો ભાગ જપાનમાં જવા વિચાર હતો પણ ગોર ગયાપ્રસાદને તાવ આવવાથી મારી જપાન મેં તેમને આપી અને હું તેના ઘોડાપર સવાર થયો. પ્રથમ ૧૦ માઇલ ઘોડાપર ગયો હતો ત્યાર બાદ

૬ માઇલ જપાનમાં ગયો હતો અને એ માઇલ પેદલ ગયો હતો. લીંગાસુથી ચાલ્યા બાદ પ્રથમ **કર્ણપ્રયાગપર** સ્નાન કરવા માટે ઉતર્યા હતા. લીંગાસુ પછી જમકંડી ચટી આવે છે અને પછી કર્ણપ્રયાગ આવે છે. અત્રે અલકનંદા તથા પીંડાર ઉર્ફે કર્ણગંગાનો સંગમ છે અને ત્યાં સ્નાન કરવામાં આવે છે. અત્રે સ્નાન કરી બ્રાહ્મણોને દક્ષણા આપી મહાદેવજીનાં મંદીરે તથા કર્ણના મંદીરે દર્શન કરવા ગયા હતા. અત્રે જે શીલાપર કર્ણે તપ કર્યું હતું તે શીલા હજુ મોજુદ છે. શ્રી મહાભારત મધ્યે જે કર્ણવીર પ્રખ્યાત છે તેણે અહિં સૂર્યને પ્રસન્ન કરવા તપ કર્યું હતું અને તેને પ્રસન્ન કરી અભેદ કવચ તથા કુંડલ મેળવ્યાં હતાં એમ ગોર મહારાજ કહેતા હતા. અને જ્યાં સુધી તે તેની પાસે રહે ત્યાં સુધી તે અજીત રહે તેવું તેને વરદાન હતું. અહિંથી કર્ણગંગાનો ઝુલો પસાર કરી જે રસ્તો ગામ તરફ જાય છે તે તરફ અમો ગયા અને જપાનો પગડંડીને માર્ગે ઉપરના ભાગમાં ગઇ અને જ્યાં બંને રસ્તા મળે છે ત્યાં બંને ભેગાં થયાં. સર્વ જપાનમાં રવાના થયા જ્યારે મારે અહિંથી મે. રતનશીશેઠને તાર કરવાનો હોવાથી હું જરા અહિં રોકાણો. અહિં કર્ણપ્રયાગથી જેને હરદ્વાર ન જવું હોય તે યાત્રીઓ સીધા **રામનગર** જાય છે અને ત્યાંથી રેલમાં બેસી દેશભેગા થાય છે. અમારી સાથે જે સાધુસંતો ફરતા હતા તે સર્વ રામનગર જવાના હોવાથી તી. સ્વ. બાઇએ રેલ ભાડાના તથા વાટખર્ચીના રૂપિયા આપી અહિંથી વીદાય કર્યા. આ સાધુ લોકો પહેલેથી છેક અહિં સુધી અમારી સાથેજ હતા. આ પ્રમાણે ઘણા યાત્રીઓની સાથે સંઘમાં તેઓ જાય છે. બનતાં સુધી તેમને આપણી સાથે ઉતરવા દેવા નહિ કારણ કે તેમાંના કેટલાક એવા લુચ્ચા લબાડ નીવડે છે કે લાગ ફાવે ચોરી ચપાટી કરવા બીલકુલ ખંચાતા નથી. તાર ઓફીસમાં જતાં તાર માસ્તરે ઉદ્ધતાઇથી જવાબ આપ્યો “ હજુ તારકા બખત નહિ હુવા હે ” જેથી હું તાર ઓફીસ નીચે ઓટલાપર બેઠો. પણ મારા બેસવાથી તેનો પડથાર ઘસાઈ જાય તેથી તેણે ત્યાં નહિ બેસવાનું ફરમાવ્યું જેથી સામે મોદીની દુકાનમાં જઇ બેઠો, અને તેને ત્યાં જે માલ હતો તેના ભાવતાલની વાત કાઢી વખત પસાર કરવા લાગ્યો. મોદીએ કહ્યું

" માસ્તર સાહેબનું ચાલતે તો તે અહિંથી પણ તમને ઉઠાડતે." તે ઘણો લાંચીયો છે અને લોકો પાસેથી પૈસા કઢાવે છે. જો તમો પણ અત્યારે તેને પૈસા આપો તો તમારો તાર એક દમ લેશે અને તમને તારની રસીદ આપશે." મોદીનું કહેવું વાસ્તવીક હતું પણ કાયદો શું કહે છે તે તેને બીચારાને ખબર નહોતી. તારમાસ્તર અહિં આધાળામાં કાણો રાજીયો હતો અને પોતે ગામનો ધણી હોય તેમ વર્તતો હતો. તાર ઓફીસ ઉઘડતાં એક તાર મે. રતનસીશેઠના નામનો આપ્યો અને બીજો તાર કલકત્તા ડીરેકટર જનરલને તારમાસ્તની ઉદ્ધતાઇ વીશેને કર્યો. બીજા તાર વખતે તે જરા નરમ થયો અને તેન થાય તો સારૂં એમ ઇચ્છા દર્શાવી પણ હું એકનો બે થયો નહિ. મેં તે પ્રથમ મુકવાનો આગ્રહ કીધો અને વધારામાં જણાવ્યું કે મારો તાર તમારા ઉપરી અધિકારીને મળ્યો છે કે નહિ તે હું કાગળ લખી તારની રસીદ બીડી ખબર કઢાવીશ. નાચાર થઇ તે તાર તેને લેવો પડયો અને કસાણે મોઢે રસીદ આપવી પડી. આવા તારમાસ્તરોને ચુંટી ચુંટી કાઢી મુકવા જોઇએ. તાર મુકયા બાદ પાછો ઘોડાપર સવાર થયો અને છોટાપીપળપર બાર વાગતા પહોંચ્યો. ઘોડો એવો પહાડી હતો કે તે રસ્તે પોતાની મેળેજ ચાલ્યા કરતો હતો. વાંક આવે તેની વાળવા કરવાની ખટપટ હતી નહિ. છોટા-પીપળ ચટી સારી છે અને અહિં પણ મોદીની દુકાનમાં પોસ્ટ ઓફીસ છે. અત્રે જમીકારવી પાછા ત્રણ વાગતા ઉપડ્યા અને સાડા પાંચ વાગતા શીવાનંદી ચટીએ પુગ્યા હતા. અહિંથી ગોર મહારાજને તેને ઘોડો સોંપી હું જપાનમાં બેઠો હતો. વાટમાં નદીની પેલીમેરના ડુંગરોમાં સારાં સારાં મકાનો આવેલાં હોવાથી પહાડની શોભામાં વધારો થતો હતો. છોટાપી-પળથી થોડે દુર જતાં એક વીશાળ મોટું મેદાન આવ્યું હતું જે માત્ર ગૌચરના ઉપયોગમાં છે. અહિં મેદાનમાં એક મોટો વડ હતો તેની નીચે સર્વે વિશ્રાંતિ લીધી હતી. અત્રે કેટલાંક આંબાનાં વૃક્ષો પણ હતાં. અહિંથી આગળ ચાલતાં રસ્તો સારો મજાનો સીધો સપાટ દેશના જેવો હોવાથી બે ત્રણ માઇલ પેદલ ગયો હતો અને **શીવાનંદી** પુગ્યા હતા. અહિં ત્રણ ચટીઓ હતી જેમાંની બે ભરેલી હતી અને એક નાની મોદીની દુકાન

ઉપરની ખાલી હતી જેમાં અમેં અમારો મુકામ કર્યો. અત્રે બે નાની રૂમો હોવાથી જરા સંકડાશ પડતી હતી જેથી મેં મારૂં સુવાનું સામેની ચટીમાં કે જ્યાં સુરતી લોકો ઉતર્યાં હતા ત્યાં રાખ્યું. તે લોકો અમારી ઝડપી મંજલથી અજબ પામ્યા હતા. તેઓને ઉધરસ થએલી હોવાથી ખેરસારની ગોળીઓ આપી હતી અને એક રાતમાં સારો ફાયદો જણાયો હતો. અત્રે એક શંકરનું દેરૂં છે. છોટાપીપલથી શીવાનંદી આવતાં વચમાં પનઇ નામની ચટી આવી હતી. અમારો મુકામ થયા બાદ અમારી સામેનો ગંગાપરનો પહાડ ધસ્યો હતો અને તે ધસતાં અમોએ જોયો હતો. જ્વાળામુખી પહાડ જેમ ફાટે તેમ પહાડ ફાટી તેમાંથી પથ્થરો ઝાડો વીગેરે દુર ગંગામાં આવી પડ્યાં હતાં. રાતના ચાહ પી સુઈ રહ્યા હતા. આવતી કાલે ગુલાબ ચટીમાં ખાવાપીવાનું તથા ખાખરા ચટીમાં રાત ગાળવાનું નકી કર્યું હતું.

**કર્ણપ્રયાગ અને રામનગર** સ્ટેશનની વચ્ચે લગભગ સો માઇલનો અંતર છે, અને રસ્તો પહાડી હોવાથી ચડ ઉતર આવે છે. જોકે અમો તે બાજુથી ગયા નહોતા તોપણ જેટલું હું જાણું છું તેટલું યાત્રીઓની સગવડ ખાતર લખું છુ. કર્ણપ્રયાગથી ચાલતાં મોટી મોટી નીચે લખી ચટીઓ આવે છેઃ—

ભટોલી, આદબદ્રી, ખેતી, ઝોંકાપાણી, દેવાલી, કાલીમાટી, ગ્વાડ, ઘોલીસાઇન, ધુનારઘાટ, મેલચોરી, બીજરાની, વૃખેશ્વર, ગણુઇ, ચોકોટીયા, નૌલા, માસી, વૃદ્ધકેદાર, નવલધારા, ભકીયાસેન, શ્રી કોટ, બસોત, લાલચટી, ગુજરગઢ, મછોડ, ગોદી, સૌરાલ, કુમરીયા, મોહન, ગરજીયા, ઢેકાલી, ઝાલા અને રામનગર.

મેલચોરીથી કાથગોદામ જવાનો રસ્તો છે અને ત્યાંથી નૈનીતાલ જવાય છે પણ સરકારે તે રસ્તો યાત્રીઓ માટે બંધ કર્યો છે. મુસાફરો માટે તે રસ્તો ખુલ્લો છે.

**જેઠ શુદી ૪ તા. ૧૬-૬-૧૫ બુધવાર.**

આજ રોજ સવારના વહેલા ઉઠી ચાહપાણી લઇ **શીવાનંદીથી ખાખરા** ચટીએ પુગવા માટે પાંચ વાગે ઉપડ્યા હતા. આજની મંજલ

સતર માઇલની હતી જેમાં હું પાંચ માઇલ પેદલ ચાલ્યો હતો. પ્રથમ સેજસાજ ચડાવ આવ્યો હતો તથા થોડી થોડી ઝાડી પણ આવી હતી. આગળ ચાલતાં રૂદ્રપ્રયાગ આવતાં અલ્કનંદા ગંગાનો પૂલ વટાવી સામે કીનારે રૂદ્રપ્રયાગમાં સંગમપર સ્નાન કરવા ગયા. પુલ ઉતરી પ્રયાગ તરફ જતાં બંને બાજુએ ધર્મશાળાઓ તથા ચટીઓ માળવાળી આવે છે, અને તે બધાં સાદાં મજાનાં મકાનો છે. દુકાનો પણ સારી સારી છે. મંદીરની નીચેના ભાગમાં ઉતરી જે જગાએ બદ્રિનાથથી આવતી અલક-નંદા ગંગા તથા કેદારનાથથી આવતી મંદાકની ગંગાનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરવા ગયા. બંને ગંગાઓ ધોધમાર વહેવામાં એક બીજાના જોરની સ્પર્ધા કરતી હોય તેમ લાગ્યું. સંગમપર સ્નાન કરી શ્રી રૂદ્રેશ્વર મહાદેવની પુજા કરી બીલીપત્ર પુષ્પ ચંદન ઇત્યાદી ચડાવ્યાં હતાં. અહિં અને દરેક સંગમપર નાહવું ઘણું જોખમકારક છે તો ઘણી સાવચેતીથી સ્નાન કરવાની ભલામણ કરૂં છું. જરા ગફલત થાય તો માજી મોં ફાડી જેટલા આવે તેને બધાને ગરક કરવા તૈયારજ છે. સંગમપર પાણીનું જોર અતિશે છે અને એવા મોટા વમળ જોવામાં આવે છે કે તેમાં હાથીઓ પણ પલક વારમાં ગરક થઇ જાય. આટલા માટે કાંઠે બેસી સ્નાન કરવું ઉત્તમ છે. ગંગા સાગર છે અને તેમાંથી ઉછળતા તરંગો આપણને પોતીકી મેળે સ્નાન કરાવી જાય છે. હરદ્વારથી શ્રી બદ્રિનાથ તથા કેદાર-નાથ જનારને અહિં રૂદ્રપ્રયાગ સુધી એકજ રસ્તે આવવું પડે છે. પછી બદ્રીનાથ જનાર સીધા ને સીધા ડાબા હાથપરનો અલકનંદાનો ઝુલો પડતો મુકી બદ્રીનાથ જાય છે અને કેદારનાથ જનાર અલકનંદાનો પુલ વટાવી મંદાકની ગંગાને કીનારે કીનારે છેક ગુપ્તકાશી સુધી ચાલ્યા જાય છે. રૂદ્રપ્રયાગ અને ગુપ્તકાશીની વચ્ચે લગભગ ૨૫ માઇલનું અંતર છે, અને વચમાં નીચે લખી ચટીઓ આવે છે.—

છતાલી, તીલવાડા, મઠ, રામપુર, અગસ્ત, સૌડી, ચંદ્રાપુરી, ભીરી, કોણીયા, કુંડ, ફલી અને ગુપ્તકાશી. ઉપર લખી ચટીઓ અમારા રસ્તામાં આવતી નહિ હોવાથી ત્યાં અમો ગયા નહોતા પણ ગોર મહારાજના કહેવા મુજબ તે ચટીઓ થોડે થોડે અંતરે આવેલી તથા સારી છે.

રૂદ્રપ્રયાગમાં સ્નાન પુજા થયા બાદ પાછો ઝુલો પસાર કરી અમો અમારે રસ્તે પડ્યા ૧૧ વાગતાં **ગુલાબ ચટીએ** પુગ્યા. અહિં મુકામ કર્યા બાદ વરસાદ પડવા લાગ્યો. ગોરના માણસ ભોલાને સૌ. હીરાંબાઈએ એક ગાય દાનમાં આપી અને ઉપર વળી દક્ષણા આપી. ગોર મહારાજને આ દાન દક્ષણા નહિ મળવાથી તેઓ ઘણા ખીજવાયા અને એવા રાતા પીળા થઇ ગયા કે કાપો તો ખુન ન નકળે. દુનીયાંમાં ઇર્ષા રહીત કોઇ પણ મનુંષ્ય નથી પણ તેની કંઇક સીમા હોય છે. ભિક્ષુકવૃત્તિના બ્રાહ્મણોમાં જેટલી અદેખાઇ તથા ઇર્ષા જોવામાં આવે છે તેટલી બીજામાં જોવામાં આવતી નથી. ઇર્ષાનાં મુળ એવાં જડઘાલી રહ્યાં છે કે તેઓ એક બીજાનું સારૂં દેખી શકતા નથી અને માંહોમાંહે એક બીજા એક બીજાનું કાપે છે. જે હોય તે મને આપો, જે કરવાનું હોય તે મને કરી આપો, બીજાને નહિ તેવી તે લોકોની વાત હોય છે. અને તેમાં જો કોઇ બીજા આશ્રીતને આપ્યું એટલે તે તેનો મિત્ર હોય તો પણ તે દિવસથી તે તેનો વિરોધી લેખાય છે, અને અદેખાઇથી બળાપો કરી પોતે પોતાના શરીરને બાળે છે. ગોર મહારાજ મારા પાસે આવી પોતાના મનનો ઉભરો ખાલી કરવા લાગ્યા અને ભોલાની વીરૂદ્ધ બહુજ બોલવા લાગ્યા. ગોરની સ્ટીમ બહુજ ચડી હતી અને તેનાપર હિમાલયનો બરફ નહિ મુકયો હત તો બૉયલર ફાટી જવાનો સંભવ હતો. મેં તેને શાંત પાડ્યા અને પછી કહ્યું કે ભોલાને જે આપવામાં આવ્યું છે તે તેની નોકરીના પ્રમાણમાં અપાણું નથી. તેણે તન તોડી પોતાની જાતની દરકાર નહિ કરતાં મહેનત લઇને જે સેવા કરેલી છે તેનો યોગ્ય બદલો તેને છેવટે મળશે. આ તો માત્ર શેશ આપવામાં આવી છે. તમારે તેમાં ઇર્ષા કરવાની નથી કારણ કે તમોને જે આપવાનું છે તેમાંથી ઓછું કરી તેને આપ્યું નથી. મારા વચનથી તથા ઉપરથી વરસાદ આવતો હતો તેથી તેમના મનમાં કંઇક ઠંડક થવા પામી અને પછી રસોઈ કરી જમ્યા અમો સર્વ જમી કારવી પરવાર્યા પણ વરસાદ બંધ થયો નહિ. અમારો જવાનો દૃઢ નિશ્ચય હોવાથી ડમડમ વરસતા વરસાદમાં પણ અમારો સામાન અમોએ કુલી સાથે રવાના કર્યો અને તે પાણીથી પલળે

નહિ તેટલા માટે તેઓએ પોતાની કામળી પોતે નહિ ઓઢતાં સામાનપર નાંખી. અમોએ પણ વરસાદમાં કુચ કર્યું અને બે ફર્લાંગ ચાલ્યા બાદ દોઢ માઇલની સખત ચડાઇ આવી હતી. ચડાઇ ખતમ થયે ગંગામાતા વીખુટાં પડ્યાં વળી પાછાં થોડે દુર ભેગાં થયાં અને પાછાં અલગ થયાં. ઉતરાઇ આવતાં લાલ માટીનો ઝાડીવાળો સુન્દર રસ્તો આવ્યો હતો અને તે મહાબળેશ્વરના ટાઇગિરપાથ તથા મુંબઇ પોંઇન્ટનું સ્મરણ આપતો હતો. સાંજના ૭ વાગે **ખાખરા ચટીએ** પુગ્યા અને ત્યાં ચાહ બનાવી પીધી હતી. અહિં ચટીઓ સારી સામસામી ધાટી ઝાડીમાં છે અને મોદીની દુકાનમાંથી ખાવાપીવાની ચીજો મળી શકે છે. એક ભુખ્યો સાધુ ચટીમાં આવતાં તેને તી. સ્વ. બાઇએ એક ધાબલી તથા એક રૂપિયો આપ્યો હતો અને બીચારો આશીશ આપતો સીધો મોદીને ત્યાંથી ખાવાનું લેવા ગયો હતો. આવતી કાલે રામપુર ચટીમાં રાત ગાળવાનું નકી કરી અમો સુઇ ગયા હતા.

## જેઠ શુદી ૫ તા. ૧૭-૬-૧૫ ગુરૂવાર.

આજ રોજ સવારના વહેલા ઉઠી ચાહપાણી લઈ ૪-૪૦ વાગત ખાખરા ચટીથી ઉપડ્યા. આજની મંજલ ૧૭ માઇલની હતી જેમાં હું પ્રથમ માત્ર ૭ માઇલ પેદલ ચાલ્યો હતો. ખાખરાથી ચાલતાં પ્રથમ એક માઇલની ચડ આવી હતી, અને પછી રસ્તો સારો મજાનો આવ્યો હતો. છોટીખ્યાલ અને ભટશેરી ચટી મુકયા બાદ વરસાદ પડવો શરૂ થયો તે છેક બીલીકેદાર પુગ્યા ત્યાં સુધી તે પડયો હતો. વરસાદથી હાલાકી પુરી થઇ હતી અને જપાનવાળા બીચારા નાચાર થઇ ગયા હતા, અને અમારા પાસે છત્રી હતી છતાં તરબોળ થઈ ગયા હતા. આવે વખતે વરસાદના ઓવરકોટ તથા મીણકાપડ હોય તો તે બહુ ઉપયોગી થઇ પડે છે. ગંગાજી પાછાં ભેગાં થયાં અને વિશાળ પટમાં વહેતાં હતાં. આગળ ચાલતાં સુગરતા તથા શ્રી કોટ ચટી વટાવી **શ્રી નગર** આવી પહોંચ્યા. શ્રી નગરથી દુર હતા ત્યારે પહાડના બંગલા વીગેરેથી તે પહાડી શહેર સુશોભીત લાગતું હતું. શ્રી નગરમાં વરસાદ બહુ પડવાથી અમો અત્રે થોભ્યા હતા અને જપાનીઓને જલેબી તથા કેટલાકને

છત્રીઓ તી. સ્વ. બાઇએ અપાવી હતી. સાધુસંતો છત્રીથી બહુજ રાજી થયા હતા. શ્રી નગરમાં ૯ાા વાગે પુગ્યા હતા. અહિં એક મંદીર છે તેમાં જઇ દર્શન કર્યાં હતાં. આ શહેર પાધડી પને છે અને બજાર લગભગ એક માઇલ લાંબી હશે. વચ્ચમાં એક સરકલ રાખ્યું છે જ્યાં શાકભાજી ઇત્યાદી વેંચાય છે. ભીંડા રીંગણાં આલકોલ ટમાટાં ભાજી પાન મરચાં લીંબુ વીગેરે અહિં મળે છે. અત્રે શ્રી નગરમાં અંગ્રેજી અમલદાર રહેતા હોવાથી ખેતી તથા શાકભાજી સારાં બને છે. અત્રે જે દુકાને ગોર મહારાજ બીરાજેલા હતા તે દુકાને હું ગયો અને રૂ. ૩૦૦૦) ત્રણ હજાર હુંડી લખી લેવાનું મેં જણાવ્યું. આ દુકાનનો માલેક મે. નરોતમશેઠનો ઓળખીતો હતો અને વરસાદમાં આગળ નહિ જતાં તેને ત્યાંજ મુકામ રાખવાનો તેણે ઘણો આગ્રહ કર્યો પણ સર્વે રવાના થઈ ગયેલાં હોવાથી દલગીરી દર્શાવી. ગોર મહારાજે કહ્યું કે અત્રેથી હુંડી લખી રૂપિયા લેશું તો હુંડીયામણ પડશે. મેં તે આપવાની ચોખી ના કહી અને કહ્યું કે હું મે. નરોતમશેઠનો જે વેપારી ઓળખીતો છે તેને મળી યોગ્ય બંદોબસ્ત કરીશ. ગોર મહારાજને ભાતી લાગવાથી તેણે કહ્યું કે હાલ તો પૈસાની જરૂર નથી અને દેવપ્રયાગમાં જો જરૂર લાગશે તો જેટલા રૂપિયા જોશે તેટલા વગર વટાવે લેશું. મેં તે વાત પડતી મુકી અને ત્યાંથી ઉપડવાની તૈયારી કરી. અત્રે મોટા મોટા વેપારીઓ છે અને હુંડીથી વિશ્વાસે નાણાં આપે છે. તેઓ તમામ જાતનો માલ નીજામાબાદ અને કોટદ્વારથી લાવી અત્રે વેંચે છે. અહિં નાગેશ્વર, અષ્ટાવક્ર, કીલકીલેશ્વર અને રાજરાજેશ્વરીનાં મંદીરો છે. આ શ્રીનગરપર એક વખતે આફ્ત આવી હતી, અને ગંગાના પાણીમાં તમામ તારાજ થયું હતું. તે જુના ભાગની જુજ જુજ નીશાની હજુ જોવામાં આવે છે. અત્રે ટપાલ તાર તથા અંગ્રેજી અમલદારની કચેરી પણ છે. અહિંથી આગળ ચાલતાં એક રસ્તો એક મંદીર તરફ જતો હતો તથા બીજો રસ્તો ડાબે હાથે નીજામાબાદ જતો હતો તે નહિ લેતાં સીધે રસ્તે ચાલી **બીલીકેદાર** પહોંચ્યો. અહિં ચટીઓ થોડી હોવાથી તમામ ભરાઈ ગઇ હતી જેથી અમો મોદીનું ઘર ખાલી કરાવી તેમાં ઉતર્યાં હતા. વાસણ-

વાળો કુલી હજુ આવી નહિ પુગેલો હોવાથી મોદી પાસેથી વાસણ લઇ તે સાફસુફ કરાવી રસોઇ કરાવવી પડી હતી, અને રસોઇ થયા બાદ વાસણવાળો આવ્યો હતો. અત્રે સ્નાન કરી શ્રી બીલકેશ્વર મહાદેવની પુજા કરી બીલપત્ર ચડાવ્યાં હતાં. અહિં એક મોટું પગલું છે અને તે અર્જુનનું પગલું હોય એમ કહેવામાં આવે છે. પાંડવોને દર્શન નહિ દેતાં શંકર ભેંસનું સ્વરૂપ લઈ ભેંસ સાથે મલી ગયા હતા તે વખતે અર્જુને એક પગ અહિં અને એક પગ શ્રી કેદારમાં મુંકી તે પગના દરવાજામાંથી સઘળી ભેંસો હાંકવા ભીમને કહ્યું. તે વખતનું પગલુ હજુ આબાદ છે. ગોર મહારાજે મને દેવપ્રયાગમાંથી રૂપિયા મેળવી દેવાનું કહ્યું હતું પણ રૂપિયા તેણે શ્રી નગરમાંથીજ લીધા હતા અને તે ભોલાએ મને અહિં બીલીકેદારમાં બતાવ્યા હતા. બપોરના સામાન મોડો આવ્યો હતો. અહિંથી **રામપુર** ચટીએ પુગવા માટે અમો ત્રણ વાગે ઉપડ્યા અને રામપુર છ વાગતા પુગ્યા હતા. રસ્તો થોડો ઉતરનો તથા મજાનો હતો અને આજુબાજુનો દેખાવ મનોહર દીસતો હતો. અત્રે બે ઉંચા પહાડની છેક ખીણમાં એક નાળાંપર ત્રણ ચાર ચટીઓ છે અને તે સારી છે. અહિં જુનાગઢવાલા પરભુદાસશેઠના છોકરા તથા મથુરાંવાળા ગોર અર્જુનની મા છબીલી જે બદ્રિનાથ જતાં હતાં તે મળ્યાં હતાં. તી. સ્વ. બાઇએ છબીલી ગોરાણીને એક છાયલ તથા રૂ. ૫૦) પચાસ રોકડા આપ્યા હતા તથા ટમુંમાસીએ પણ રૂ. ૫) આપ્યા હતા. આવતી કાલે રાત ગોર મહારાજના માનમાં ગોર મહારાજના ગામ દેવપ્રયાગમાં ગાળવાનું નકી કરી ચાહ પાણી લઇ સર્વ સુઈ રહ્યા હતા.

## જેઠ શુદી ૬ તા. ૧૮-૬-૧૫ શુક્રવાર.

આજ રોજ સવારના ઉઠી ચા પાણી પીને પાચ વાગતા **દેવપ્રયોગ** જવા માટે **રામપુર** ચટીથી ઉપડ્યા અને દેવપ્રયાગ દસ વાગતા પુગ્યા. આજની મંજલ દસ માઇલની હતી જેમાં હુ માત્ર પાંચ માઇલ ચાલ્યો હતો. આજની વાટ સારી મજાની આવી હતી. વાટમાં બીલીપત્રનાં તથા મીઠો લીંબડો જેને પહાડી લોકો ગંધીલો કહે છે તેનાં ઘણાં ઝાડો આવ્યાં હતાં અને કઢીમાં નાંખવા માટે મીઠો લીંબડો તોડાવી સાથે

લીધો હતો. દેવપ્રયાગ પહોંચતાં ગોર મહારાજે અમારા માટે બજાર પાસે ગંગાના કીનારાપર જે મકાન તૈયાર રાખ્યું હતું તેમાં અમો ઉપરના ભાગમાં ઉતર્યા. મકાન સારૂં મજાનું મોટું પાકી બાંધણીનું ઘણા ઓરડાવાળું હતું. અત્રે સામાન મુકી સર્વ અલકનંદા તથા ભાગેરથી ગંગાના સંગમપર સ્નાન કરવા નીકળ્યા. પ્રથમ અલકનંદાનો ઝુલો વટાવી ગોર લોકોનાં ઘરો તથા ધર્મશાળાઓ છે તે બાજુ ગયા. ઘરો તથા ધર્મશાળાઓ પાકી બાંધણીનાં બબે માળનાં છે. ત્યાંથી આગળ ચાલી રઘુનાથજીના મંદીર પાસે થઇ પગથીયાં ઉતરી સંગમપર ગયા. આ સંગમમાં નાહવા માટે દુર જવાનું નથી કારણ કે સાંકળ ઝાલી શીલાપર બેસતાં દરીયાના લોઢ સમાન ઉછળતાં મોજા આપણા તરફ આવી આપણને નવરાવી જાય છે. જરા આગળ વધવાથી માજી ગોદમાં લઇ લે છે અને પલવારમાં ગરક કરી સીધા હરદ્વાર કાઢી નાંખે છે. અત્રે સ્નાન ત્રપણ ઇત્યાદી કરી અમો પાછા ફર્યા અને શ્રી રઘુનાથજીના મંદીરમાં દર્શન કરવા ગયા. મંદીરમાં શ્રી રઘુનાથજીની મૂર્તી છે જેની એક બાજુ સીતાજી અને બીજી બાજુ લક્ષ્મણ ભરત તથા શત્રુઘ્નની મુર્તીઓ છે. રાવણ જાતનો બ્રાહ્મણ હોવાથી અને તેને મારવાથી પાતક લાગવાથી પ્રાયશ્ચિત્ત નીમીતે શ્રી રામચંદ્રજી અત્રે પધારેલા હતા. બાજુમાં શ્રી નૃસિંહજીનું તથા બહારના ભાગમાં શંકરનું મંદીર છે. ત્યાં અગાડી મંદીરમાં ભોગ માટે તી. સ્વ. બાઇએ સામગ્રી સર્વ અપાવી હતી. અહિંથી પાછા ફરી અલકનંદાનો ઝુલો પસાર કરી મકાનપર આવ્યા. અમારા આંબાના બે કરંડીયા જે પાર્સલથી અહિં આવ્યા હતા તે ગોર મહારાજે અમોને સૂપુર્દ કર્યા. આ કરંડીયામાં આંબા મજાના હાફુસના હતા. તી. સ્વ. બાઇએ તે કરંડીયા ખોલવાનો હુકમ આપ્યો અને બધાની વચમાં તે ખોલવા બેહુદુ લાગવાથી પરમાનંદશેઠ તથા હું તે બાજુપર લઇ ગયા અને તે ખુલ્લા કર્યા. પરમાનંદશેઠના મનમાં લાગ્યું કે તી. સ્વ. બાઇ ગોરને તથા બીજાને મોટો હીસ્સો દઈ દેશે અને બાકી જુજ રહેશે તેટલા માટે કાચા પાકા એક ડઝન અલગ કાઢી પોતાના કરંડીયામાં રાખ્યા અને પછી સર્વ આંબા તી. સ્વ. બાઈને બતાવ્યા.

તેમણે થોડા મંદીરોમાં મોકલાવ્યા, કેટલાક ગોર લોકોને આપ્યા અને થોડાક માણસોને આપી થોડા અમારા માટે રાખ્યા. તે સર્વ વિધી થઇ રહ્યા બાદ જે બાર આંબા પ્રથમ રાખેલા તે વાત જાહેર કરી અને સર્વને બહુજ હસવું આવ્યું હતું. બપોરના ગોર મહારાજનું લેણું ચુકવવાનું હતું તેટલા માટે મેં તેમને રૂપિયા લઈ આવવાનું કહ્યું. કહેતાંની વાર તુરત રૂપિયા હાજર થયા જેની હુંડી મેં તેમને કાલેજ લખી આપી હતી. અત્રે ગોર મહારાજને તી. સ્વ. બાઇએ એક વૈતરણીની તથા એક બદ્રિનાથની બે ગાયો પ્રત્યક્ષ રૂ. ૬૫) ની આપી અને તે ઉપરાંત ગૌચારાનાં રૂ. ૪૦) આપ્યા. ત્યાર બાદ ટમુમાસીએ એક ગાય રૂ. ૨૫) ની તથા ગૌચારાના રૂ. ૧૫) દીધા. પછી પરમાનંદશેઠે રૂ. ૨૦) ની આપી, અને તેપર થોડા રૂપિયા આપ્યા અને ડોસી પાર્વતીએ એક ગાય રૂપિયા ૨૦) ની આપી. ટમુંમાસીએ વધારામાં રૂ. ૭ા ગાયના અલંકારના આપ્યા. આ પ્રમાણે ગોરને પાંચ ગાયો થઈ. ગોર મહારાજ બીચારા શરીરે દુબળા હતા અને હવે આ પાંચ ગાયનું દુધ માખણ ખાઇ હૃષ્ટપુષ્ટ થશે એવી આશા રાખી પણ પાછા જ્યારે મુંબઇ આવેલા ત્યારે પ્રથમ જેવાજ માલુમ પડ્યા હતા બલકે વધારે દુબળા લાગતા હતા. કાંતો ગાયો દુધ નહિ દેતી હોય અગર જેની પાસેથી ગાયો લીધેલી તેને તે પાછી આપી તેની કિંમતના પૈસા પાછા લીધા હોય. નહિતર શરીરમાં ફરક પડ્યા વગર રહે નહિ. સાચી વાત ગોરજી જાણે અથવા પરમેશ્વર જાણે. ગૌદાન અપાઈ રહ્યા બાદ સુફલ દક્ષણા આપી જેમાં તી. સ્વ. બાઇએ રૂ. ૧૦૦૧) અંકે એક હજાર એક રોકડા, સોનાનો છેડો ૧ ચાંદીનો મોટો થાલ ૧, ચાંદીનો લોટો ૧, ચાંદીના વાટકા ૨ તથા ગાયના આભુષણ તરીકે એક સોનાનો બીજો છેડો વીગેરે આપ્યાં. તી. સ્વ. ટમુંમાસીએ રૂ. ૧૫૦) તથા એક સોનાનો છેડો વીગેરે આપ્યાં. સૌ. હીરાંબાઇએ રૂ. ૨૫ આપ્યા. પરમાનંદશેઠે રૂ. ૪૦) આપ્યા. કબુબાઇએ પણ પોતાના ગજા પ્રમાણે આપ્યું તથા માણસો તરફથી રૂ. ૫૦) અપાયા. છેવટે મારો વારો આવતાં મેં ગોર મહારાજને બે હાથ જોડી શીશ નમાવ્યું અને કહ્યું કે " રાજા દાને અને પ્રજા સ્નાને. મારે જે કંઇ દેવાનું છે તે

મારી સ્થિતિને અનુસરીને દેવાનું છે તો આપને ઓછું લાગે તો હું પ્રથ-મથીજ માફી માગી લઉં છું. જો કે કમીશન લેવાનો મારો ધારો નથી છતાં આજે સર્વની સમક્ષ તે લીધા વગર છુટકો નથી. અત્રે જે ગાયો તથા દાન દક્ષણા વીગેરે માલ મતા સર્વ તરફથી તમોને મળી તેનાપર મારૂં સેંકડે પાંચ ટકા કમીશન ગણુશો અને તે મને નહિ આપતાં મારા તરફથી દક્ષણારુપે ગણુશો." કમીશન ઉપરાંત રૂ. ૫) રોકડા ગોર મહારા-જને આપી સેવક પગે લાગ્યો. ગોર ગયાપ્રસાદે આશીશ આપવામાં ઘણી કંજુસાઈ કરી હતી. ફક્ત તી. સ્વ. બાઇને આશીશ આપી બાકી કોઇને નહિ. ખેર જેવી તેમની ઇચ્છા. આ ઉપરથી દક્ષણાની બાબ-તમાં ગોર મહારાજ કંઇ કચવાણા હોય તેમ લાગ્યું, અને મુખમુદ્રા ફીકી પડી હોય તેમ લાગતું હતું. મારી પોલીસ ચોકસી મુજબ તો તેના ભાગીયા સમક્ષ આ બધુંએ અપાણું તે તેના મનમાં સાલતું હતું. તેણે થાલને હાથ અડકાડ્યો નહિ અને ગોર ગયાપ્રસાદ પોતે તથા ગોર ગીર-જાશંકરનો છોકરો શંકરમહારાજ અલગ જઈ બેઠા. અમારે જમવાનો વખત થવાથી તથા બીજુ કામ હોવાથી અમેં ગોર મહારાજને રૂપિયા થાલ વીગેરે પોતાના સ્વાધીનમાં લઈ લેવાનું કહ્યું પણ ગોર મહારાજે ઉત્તર આપ્યો કે "આપ ખાના ખુશીથી ખાઈએ ઉસકું કોઇ નહિ છુવેગા. ઓ ઝેર હે." આટલું બધું કંઇ પણ મહેનત વગર ગોર મહારાજને મળ્યું. અને તેને ઉપમા ઝેરની આપી એ પણ અમારાં મોટાં ભાગ્ય. ધન્ય છે ગોર ગયાપ્રસાદને અમે તેના બોલવા સામું નહિં જોતાં જમવા ગયા. જમ્યા બાદ પાછા આવ્યા કે તુરત ગોર મહારાજ અમારા પાસે આવ્યા અને પોતાની દીનતા દેખાડવા લાગ્યા અને પોતાપરનું કરજ ફીટાડી આપવા અરજ ગુજારવા લાગ્યા. આ વખતે મોરે તેમની આગળ અસં-તોષી અતિ બ્રાહ્મણ ભુંડો, ભુંડો નૃપ સંતોષીની સાખી જે વાંકાનેર નીવાસી શુકલ નથુરામે રચેલી છે તે ગાવી પડી, અને વળી વધારામાં કહ્યું કે જો આટલાથી તેમોને સંતોષ ઉપજતો ન હોય તો વધારે અમો કંઈ આપી શકતા નથી. ગોર મહારાજને જવાબ મળતાં તુરત તેમનો હાથ થાલીપર પડ્યો અને તે લઇ તેઓ ચાલતા થયા. ગોર મહારાજને

લગભગ ૨૦૦૦ થી ૨૫૦૦ સુધીનો આયતો માલ મળ્યો છતાં તેઓ સંતોષ પામ્યા નહિ તે ખાતે પુર્ણ દલગીરી. ઘર તથા કરજની બાબતમાં તેમને કહ્યું કે પ્રથમને માટે વિચાર કરી જવાબ આપશું અને પાછળની બાબત માટે અમારાથી કશું બની શકશે નહિ. આખરે એવું નક્કી ઠરાવવામાં આવ્યું કે સ્વ. શેઠ ધરમસી મોરારજી ગોકુલદાસના સ્મરણાર્થે એક ધર્મશાળા શ્રી બદ્રિનાથમાં ચણાવવી અને તેની દેખરેખ ગોર ગયાપ્રસાદ રાખે. આ સાથે સ્વ. શેઠજીના નામનું સાઇનબોર્ડ લગાડવાનું ગોર મહારાજે યાદ આપ્યું અને તે અમોએ કબુલ રાખ્યું. આ બદલ તી. સ્વ. બાઈએ રૂપિયા ૨૦૦૦) બે હજાર આપવાનું કહ્યું અને ગોર મહારાજે તે માન્ય રાખ્યું. રૂપિયા તેઓ જ્યારે મુંબઈ આવે ત્યારે આપવાના હોવાથી હાલ તેની કશી ખટપટ હતી નહિ. જ્યારે તેઓ મુંબઇ આવ્યા હતા ત્યારે મોંઘવારી તથા બીજી અગવડો બતાવી ઘણી આજીજીથી આમ તેમ સમજાવીને રુપિયા બે હજારને બદલે રૂપિયા ચાર ચાર હજાર લીધેલા અને તેમાંથી શ્રી બદ્રિનાથમાં એક સ્વ. શેઠ ધર્મસિંહ મોરારજી ગોકુલદાસના નામની ધર્મશાળા સાર્વજનિક ઉપયોગ માટે બંધાવી. આનો કારેબાર ગોર ગયાપ્રસાદ હસ્તક રાખ્યો છે અને સદરહુ ધર્મશાળા ગોર ગયાપ્રસાદ કોઇને ભાડે આપી શકે નહિ, કથે ગીરવી મુંકી શકે નહિ તથા કોઇને વેંચી શકે નહિ અને સાર્વજનિક ઉપયોગ માટે સદા ખુલ્લી રાખે તેવું તેની પાસેથી લખાવી લીધું છે. આ વાત ગોર ગયાપ્રસાદના ભાગીયા ગીરજાશંકરે જ્યારે જાણી ત્યારે તે ખુશ થયો પણ જ્યારે ગોર ગયાપ્રસાદે પોતાના ભાગીયાને કંઇ પણ હક તેમાં આપ્યો નહિ ત્યારે તે પણ મુંબઈ આવી તી. સ્વ. બાઇ પાસે રડવા લાગ્યો. તી. સ્વ. બાઈ ને તે વૃદ્ધ ડોસાપર દયા આવી અને જે મકાન પોતે દેવપ્રયાગમાં બાંધ્યું હતું તે ખરીદી તેને ધર્મશાળાના રૂપમાં ફેરવી નાંખ્યું અને તેનાપર સ્વ. શેઠ શ્રી ધર્મસિંહ મોરારજી ગોકુલદાસના નામનું સાઇનબોર્ડ લગાવી દીધું. જમીન તથા મકાનના કુલ રૂપીયા પાંચ ૯ હજાર રોકડા ગોર ગીરજાશંકરને આપ્યા અને તેણે જેના પાસેથી કટકે કટકે જમીન લીધી હતી તેનાં ઓઆરીયાં વીગેરે સર્વ ટેહરી સ્ટેટને

છાપવાળાં અમારે હવાલે કર્યાં. તેની પાસેથી પણ ગોર ગયાપ્રસાદની માફક સર્વ લખાવી લીધેલું છે. અમારા ગોરજી લોભી છે તેવું નથી પણ અહિંના તમામ ગોર લોકોની તેવી વૃતી છે. તેઓ યાત્રીઓને જળોની માફક ચોટેછે અને દક્ષણાની બાબતમાં પુષ્કળ હેરાન કરેછે. અમારા ગોર ગયાપ્રસાદજી આખી યાત્રામાં ગરીબ ગાય જેવા દીસતા હતા પણ આજે તેઓ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશી નીકળ્યા હતા. ગોર મહારાજ અતી લોભી તથા અસંતોષી નીવડ્યા. તેમાં તેનો કશો દોષ નથી. બ્રાહ્મણની જાત માથે તેવું કલંક હોવાથી તેઓ કંઇ અપવાદ રૂપ થાય નહિ.

અહિં દેવપ્રયાગમાં હરદ્વારના રૂષિકુળની માફક રઘુનાથ કીર્તી બ્રમ્હચારી આશ્રમ હાલ થોડા વખતથી અહિંના ગોર લોકોએ ફંડ કરી કાઢયું છે તેના વ્યવસ્થાપકો અમારી પાસે આવ્યા હતા અને સદરહુ આશ્રમમાં કંઇક ઓરડા ચણાવી આપવા અગર પાણીની સગવડ કરી આપવામાં મદદ માટે અરજ ગુજારવા આવ્યા હતા. તી. સ્વ. બાઇએ તેમની વાત સાંભળીને પરમાનંદશેઠને તથા મને સદરહુ જગ્યા જોવા જવા ફરમાવ્યું. અમો ત્યાં ગયા હતા અને સર્વ જોયું. આ મકાનમાં ચાર ઓરડા હતા અને એક વેદી હતી જેમાં બાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. અમો ત્યાં ગયા કે તે લોકો શ્લોક બોલી આશીશ આપવા લાગ્યા. ત્યાર બાદ જ્યાંથી તે લોકો જળ લાવતા હતા તે જગ્યા અમોને બતાવી. તે આશ્રમથી દુર હતી અને ત્યાં જવા માટે તે વિદ્યાર્થીઓએ પથરા ગોઠવી સડક બનાવી હતી. વ્યવસ્થાપકોએ આશ્રમની સામે એક પહાડ બતાવ્યો અને ત્યાંથી નળ વાટે પાણી લાવી અપાય તો આશ્રમના વિદ્યાર્થીઓને ઘણું સુખ થાય. તે લોકોએ નળ મંગાવ્યા હતા જે વ્યાસ ચટીમાં આવી પડયા હતા. મજુરી વધારે પડતી હોવાથી તથા મજુરો યાત્રા લાઇનને લીધે નહિ મળવાથી તેઓ નળ દેવપ્રયાગ લાવી શકયા નહોતા. આ નળવાટે આશ્રમમાં પાણી લાવવાનો ખર્ચ રૂા.૧૫૦૦ થતો હતો અને ઓરડો બાંધી આપવાનો ખર્ચ રૂા. ૧૧૦૦ થતો હતો. ત્યારબાદ બીજી પુછપરછ કરી અમો મુકામપર ગયા અને તી. સ્વ. બાઇને

સઘળી હકીકત વીદીત કરી કહ્યું કે અમારા મત પ્રમાણે અત્રે પાણીની સગવડતા થાય તો વધારે સારૂં. વિદ્યાર્થીઓની સંખ્યા જોતાં હાલ ત્યાં ઓરડા ચણાવવો બીન જરૂરનું છે. તી. સ્વ. બાઇએ ત્યારબાદ ત્યાંના કારભારીઓને તથા વિદ્યાર્થીઓને ઉતારે બોલાવ્યા અને દરેકને એકેક રૂપિયો તથા ધાબળી આપી કહ્યું કે આશ્રમમાં પાણી લાવવાનો ખર્ચ પોતે આપશે. જ્યારે કામ શરૂ થાય ત્યારે પત્ર લખી રૂપિયા મંગાવી લેશો. તેઓ તે કામની પ્રવૃતિમાં પડયા અને અમો મુંબઈ પુગ્યા બાદ તેઓનો પત્ર આવેથી તેમાં લખ્યા મુજબ રૂપિઆ તથા સાઇનબોર્ડ સ્વ. શેઠજી ધરમસી મોરારજી ગોકુલદાસના નામનું મોકલી દીધાં. મારે જણાવવું જોઇએ કે અત્રે આ કામ અતિ ઉત્તમ થયું છે અને પાણીના પરબ સમાન થયું છે. દેવપ્રયાગમાં પાણીની મુશ્કેલી છે. જોકે ગંગાજી બંને બાજુ વહેછે પણ બહુજ નીચાણમાં હોવાથી પાણી લાવવામાં મોટી આપદા પડેછે. આ નળથી પાણી આશ્રમને મળશે એટલુંજ નહિ પણ લગભગ તે બાજુ વસતા ત્યાંના વતનીઓને પણ મળશે.

રાતના ગોર મહારાજ પોત પોતાની વહી લઇ આવ્યા અને તેમાં લેખ લખી આપવા કહ્યું. **ગોર ગયાપ્રસાદ એભેરામ** તથા **ગોર ગીરજાશંકર લક્ષ્મીદત્ત કોટીયાલને** ગોર તરીકે કબુલ રાખ્યા છે તે લેખ ગોર ગયાપ્રસાદના ચોપડામાં લખી આપ્યો. શંકર મહારાજે પોતાના પિતા ગીરજાશંકરના ચોપડામાં તે પ્રમાણે લખી આપવા કહયું. પણ એક ચોપડામાં લખ્યું તે બસછે વધારે લખવાથી શું ફાયદો છે તેમ કહી તેની વહીમાં લખવાનું મુલત્વી રાખ્યું. ત્યારબાદ હીસાબ કીતાબ મેળવી રાતના સાડા બારને સુમારે સર્વ સુતા.

**દેવપ્રયાગ**—દેવપ્રયાગ નામ દેવશર્મા બ્રાહ્મણના નામ ઉપરથી પડયું છે. આ બ્રાહ્મણે સત્યયુગમાં ઉગ્ર તપ કરી વીષ્ણું ભગવાનને પ્રસન્ન કરી અત્રે વાસ કરવાની અરજ કરી હતી. શ્રીરામચંદ્રજીએ પણ તે બ્રામ્હણને દર્શન દીધાં હતાં. અત્રે ગોરલોકો તીર્થો ઘણાં બતાવે છે પણ સંગમસ્નાન, શ્રાધ તથા શ્રીરઘુનાથજીનાં દર્શન મુખ્ય છે. દેવપ્રયાગમાં પંડ્યા લોકો ઘણા વસેછે અને તે અહિંનું તથા શ્રીબદ્રિનાથનું ગોર

પડું કરેછે. દેવપ્રયાગ બે ભાગમાં છે. એક બાજુ ગામ તથા બજાર છે જ્યારે અલકનંદાની પેલીમેર ગોરનાં મકાંનો, ધર્મશાળા તથા દેવાલયો છે. સ્થાન રમણીય છે. અહિં ફુફાશેઠ તરફથી તેનો છોકરો અથાણું લાવ્યો હતો તેને તથા ગોર ગયાપ્રસાદના ભાઇને દરેકને રૂા ૧૫) ની શાલ ભેટ આપી હતી તથા ગોર લોકોના પચાસ બ્રાહ્મણોનું બ્રહ્મભોજન કર્યું. હતું. રામપુરથી દેવપ્રયાગ આવતાં વચમાં રાનીબાગચટી આવી હતી. આવતી કાલે મહાદેવ ચટીપર રાત ગાળવાનું નક્કી કર્યું હતું.

**સુચના**—આપણા ગોરમાં જો એકથી વધારે ભાગીયા હોય તો સુફળ દક્ષણા સર્વને સરખે હીસ્સે વાટી આપવી એ ઉત્તમ છે, કે પાછળથી તેઓને લડવાનું કારણ ન મળે. સઘળી સામટી આપવાથી હાથમાં તેના મોંમા તેવું થાય છે અને પછી એક બીજા પ્રતીપક્ષી બની કોર્ટ દરબારે ચડે છે અને પૈસાની બરબાદી કરે છે. અમારા ગોર બંને અદાલતે ચડયા હતા જ્યાં ગોર ગયાપ્રસાદે દક્ષણા માત્ર રૂા. ૧૦૦૦) મળ્યાનું જણાવ્યું હતું અને તેની સાથે મોટો ખર્ચ બતાવી ગીરજાશંકર ગોરના ભાગના રૂા. ૧૪) માત્ર બતાવ્યા હતા. અલબત ગોર ગયાપ્રસાદ અમારી સાથે પેહલેથી હતા અને તેથી તેનો હીસ્સો વધારે પડે પણ ખરી રીતે આખું કોળું શાકમાં કરવામાં તેઓ ગેરવ્યાજબી હતા. અમોએ તે ખીના જાણી ત્યારે ઘણા દલગીર થયા અને ગોર ગીરજાશંકરને ધર્મશાળાના રૂપિઆ પાંચ છ હજાર આપી પ્રસન્ન કર્યા.

## જેઠ શુદી ૭ તા. ૧૯–૬–૧૫ શનીવાર.

આજરોજ સવારના પહોરમાં ઉઠી ચાહ લઈ પાંચ વાગે ગોર મહારાજની રજા લઇ અને જે શ્રમ અમારા માટે યાત્રામાં ઉઠાવ્યો હતો તેનો ઉપકાર માની જવાનું નક્કી કર્યું હતું. ગોર મહારાજ અહિંથીજ વીખુટા પડે તેમ નહોતું. તેણે છેક હરદ્વારસુધી સાથે આવવાની ઇચ્છા દર્શાવી અને તેવીજ ઇચ્છા શંકરમહારાજે પણ જણાવી. અમોએ હવે વધારે શ્રમ નહિ લેવા પૂર્ણ આગ્રહ કર્યો પણ, તેઓ જે ઠરાવપર આવેલા તે તેઓએ ફેરાવ્યો નહિ, જેથી અમો સર્વ પાંચ વાગે રવાના

થયા. આજની મંજલ ૧૭ માઈલની હતી જેમાં ઘણું ખરૂં હું જપાન માંજ ગયો હતો. દેવપ્રયાગથી ચાલતાં સોડાચટી, ઉમરાસુચટી, છાલોડી-ચટી અને વ્યાસ ચટી બાદ કાંડીચટી આવી હતી. વ્યાસ ચટીમાં દેવ પ્રયાગના બ્રમ્હચારી આશ્રમના નળનાં બંડલો પડયાં હતાં તે અમોએ જોયાં. અત્રે શ્રી ભાગેરથી ગંગા અને વ્યાસ ગંગાનો સંગમ છે અને ત્યાં યાત્રીઓ સ્નાન કરેછે. અને વ્યાસજીનાં દર્શન કરેછે. આ વ્યાસ ગંગાને તુવાર નદી પણ કહેવામાં આવે છે. વ્યાસજીએ જે અઢારે પુરાણ બનાવ્યાં હતાં. તે પોતાના શીસ્યોને અહિં શીખવ્યાં હતાં. અહિંથી આગળ ચાલતાં સખત ચડાવ આવે છે અને વ્યાસ ગંગાનો ઝુલો પસાર કર્યા બાદ છાતી સરસો ચડાવ આવે છે. અહિં વરસાદ થોડો થોડો શરૂ થયો પણ પછી રહી ગયો હતો. લગભગ ૧૧ વાગતા કાંડી ચટીએ પુગ્યા અને એક ચટીમાં મુકામ કર્યો. થોડી વારબાદ વરસાદ શરૂ થયો અને પાણી ચટીમાં આવવા લાગ્યું. આથી બાજુની પતરાંનાં છાપરાંવાલી ચટીમાં અમો ગયા અને તુરત સામાન ફેરવી નાંખ્યો. ભોજન લીધા બાદ અમો બેઠા હતા. ત્યાં અહિંની ઇસપીતાલનો ડાકટર ખેરડો લઇ આવ્યો અને પાણીના નળના ફંડમાં કંઇ ભરી આપવાનું કહેવા લાગ્યો. તી. સ્વ. બાઇએ રૂા. ૧૦ તેમાં ભરી આપ્યા. સાંજના ત્રણ વાગતા બાદ પાછા સર્વ ઉપડયા. એ ત્રણ માઇલ પેદલ ચાલ્યા બાદ હું જપાનમાં બેઠો હતો. કાંડી છોડયા બાદ શમેલચટી આવી હતી જ્યાં જરા વીસામો લીધો હતો અને પાણી પીધું હતુ. અહિંથી આગળ ચાલતાં ડૅાક બંગલા તથા મુસાફરોને હરકત પડે તો કુલી એજન્સી વાળાનું મકાન આવ્યાં હતાં. આખરે ૭ વાગતા મહાદેવ ચટીએ આવી પુગ્યા. અહિં ચટીઓ ઉપરાંત પાકી બાંધણીની એક સારી મજાની નવી ધર્મશાળા હતી તેમાં અમો ઉતર્યા હતા. રાતના ચાહ લઇ સર્વ સુઇ ગયા હતા. પરમાનંદશેઠને ગરમી સખત લાગતી હોવાથી તેઓ બહાર ચોકમાં સુતા હતા. આવતી કાલે રાત્ત ફુલવાડીમાં ગાળવાનુ નકી કર્યું હતું. વ્યાસચટીથી ગંગાજી અલગ થયાં હતાં તે છેક અહિં ભેગાં થયાં હતાં. આજની વાટ એકંદરે સારી હતી અને દેખાવ પણ મનોહર હતો.

## જેઠ શુદી ૮ તા. ૨૦-૬-૧૫ રવિવાર.

આજરોજ સવારના વહેલા ઉઠી ચાહ લઈ પાંચ વાગતા ઉપડયા અને ૧૧ વાગે **બીજની** ચટી પુગ્યા. ગંગાજી થોડે સુધી સાથે હતાં પછી અલગ થયાં હતાં. આજની મંજલ ૧૭ માઇલની હતી જેમાં સાત માઈલ હું ચાલ્યો હતો. વાટ પ્રથમ ચડવાળી અને પછી સીધી આવી હતી. મહાદેવચટી પછી બંદરચટી અને કુંડચટી આવી હતી અને ત્યારબાદ બીજની ચટી આવી હતી. અત્રે ચટીઓ ચાર પાંચ છે અને સારી મજાની છે. આજુ બાજુનો દેખાવ પણ રળીયામણો છે. અહિં જમ્યા બાદ વખત હોવાથી જરા ઉંઘ ખેંચી હતી. અત્રે એક દક્ષણી બાઈ જે બદ્રિનાથ જતી હતી તેને મદદ માટે રૂા. ૨૫) તી. સ્વ. બાઇએ આપ્યા હતા. અહિંથી ત્રણ વાગે ઉપડી **ફુલવાડી** છ વાગતા પુગ્યા હતા. વચમાં બીજની છોટી, નયમોડા અને ગુલર ચટીઓ આવી હતી. બીજની ચટીથી રસ્તો ઉતરનો હતો અને એક બે નદીના ઝુલા પસાર કર્યાં બાદ અરડુસાના જંગલમાં થઈ અમો ફુલવાડી ચટીએ પુગ્યા હતા. છેક નીચે આવેલા હોવાથી હવે ગરમી વધારે લાગતી હતી. ફુલવાડીમાં ત્રણેક ચટીઓ તથા એક ધર્મશાળા છે અને ગંગાજી સમીપમાં નજીક છે. અહિંથી હરદ્વાર સુધી હવે સપાટ રસ્તો આવતો હોવાથી પેદલ જવામાં કશી હરકત પડતી નથી. રાતના રૂષિકેશનું પ્રોગ્રામ નક્કી કરી ચાહ પી સુઇ રહયા હતા.

## જેઠ વદી ૯ તા. ૨૧-૬-૧૫ સોમવાર.

આજરોજ **ફુલવાડીથી રૂષિકેશ** જવામાટે સવારના સાત વાગે ઉપડ્યા અને રૂષિકેશ બાર વાગે પુગ્યા હતા. આજની મંજલ જોકે માત્ર સાત માઇલની જ હતી પણ વચમાં દેવદર્શનમાં વધારે વખત વ્યતીત થયો હતો. આજની મંજલમાં હું પાંચ માઇલ ચાલ્યો હતો. ફુલવાડી અને રૂષિકેશ વચ્ચે **લક્ષ્મણ ઝુલા** આવે છે. તે નજરે પડતાં તેની સાથે ધર્મશાળાઓ તથા સુંદર મકાનોની હાર પણ જોવામાં આવી, અને તે સર્વ જોતા જોતા અમો લક્ષ્મણઝુલા પાસે આવી લાગ્યા. અત્રે

જપાનમાંથી ઉતરી ધોધમાર વહેતી ગંગાપરનો લાંબો ઝુલો પસાર કર્યો. યાત્રામાં ઘણા ઝુલાઓ આવ્યા હતા પણ સર્વથી લાંબો તથા ઉંચો લક્ષ્મણઝુલા છે. સામે પાર ગયાબાદ ઝુલા પાસેની ગંગામાં સર્વે સ્નાન કર્યું હતું. અત્રે પાણીમાં રેતી પુષ્કળ હતી. સ્નાન કરી કાંઠાપર ધ્રુજીનું મંદીર છે ત્યાં દર્શન કરવા ગયા અને ત્યાં આશામાઇ નામની એક સાધ્વીએ શ્રી લક્ષ્મીનારાયણનાં તથા ધ્રુજીનાં દર્શન કરાવ્યાં. અહિં આ સાધવી સ્ત્રી ગરીબ લોકોને તથા સાધુ સંતોને ચણાનું સદાવ્રત આપતી હતી, અને તેનું નીઃસ્વાર્થ કામ જોઇ તેને ચણામાટે રૂા. ૧૫) તી. સ્વ. બાઇએ આપ્યા અને વળી કહ્યુંકે દર માસે સદાવ્રતમાં મદદ ખાતર રૂા. ૧૦) દસ અમો મોકલી આપશું. આ પ્રમાણે તેના પરોપકારી કામમાં દર માસે રૂપિયા દસ તેને વગર માગે મળી જાય છે. ધ્રુજીના મંદીરપર શ્રી લક્ષ્મણજીનું મંદીર છે ત્યાં પણ દર્શન કરવા ગયા હતા અને વસ્ત્ર-વાધા ધર્યા હતા. રામ રાવણની લડાઇમાં લક્ષ્મણજીએ ઇંદ્રજીતને માર્યો હતો અને ઇંદ્રજીત બ્રાહ્મણ હોવાથી લક્ષ્મણજીને પાતક લાગ્યું હતું અને ક્ષયરોગ લાગુ પડ્યો હતો. આ પાતકનું તથા ક્ષયનું પ્રાયશ્ચીત કરવા માટે તેઓએ અહિં આવી તપ કર્યું હતું અને પાતક તથા ક્ષયથી મુકત થયા હતા. ખરેખર અહિંનાં હવાપાણી એવાં સારાં છે કે ક્ષયવાળા દરદીઓ અમુક વખત અહિં આવી રહે તો તેનો ક્ષય મટી જાય, અને ગંગાનું નિર્મળ જળ હમેશ પીવાથી કાયા કંચન જેવી થઈ જાય. પહેલાં જ્યારે આ પાકો ઝુલો નહિ હતો ત્યારે યાત્રીઓને કાથાના ઝુલા યાતો સીકામાં બેસી જવું પડતું અને ઘણી વીટંબણા વેઠવી પડતી હતી. આ આ ઝુલા તે વખતે કાથાની દોરાના હતા અને તે પર થઈ જતાં જીવ ચપટીમાં રહેતો હતો, છતાંપણ જીવને જોખમે તેવા ઝુલા તથા સીકાં વાટે ભાવીક યાત્રીઓ શ્રી નારાયણનાં તથા કેદારનાથનાં દર્શન કરવા જતા હતા. હવે શ્રીમાન અંગ્રેજી રાજ્યના પ્રતાપથી લગભગ સર્વ જગ્યાએ પાકા ઝુલા થઇ ગયા છે. આ લક્ષ્મણઝુલો કલકતાના શ્રીમાન શેઠ સુરજમલે બંધાવ્યો છે અને તેમણે તે બંધાવી તમામ યાત્રીઓના અંતરની આશીશથી પોતાનું નામ અમર કર્યું છે. ધન્ય છે તે વીર નરને.

"જનુની જણુતો ભાગ્યવંત કાં દાતા કાં સુર, નહિંતર રહેજે વાંઝણી નહિ ગુમાવીશ નુર." આ નર રત્નને હજાર હજાર ધન્યવાદ હોજો અને તેને તથા તેની પ્રજાને જ્યાં હોય ત્યાં ઇશ્વર સુખી રાખો. મારા એકનીજ આવી દુવા છે એવું નહિ પણ દરેક યાત્રીની આંતરડી મારા માફક દુવા દેતી હશેજ. અત્રે ઘણા સંતો તથા મહાત્માઓ રહે છે અને ઇશ્વર ભજન કરે છે. લક્ષ્મણજીનાં દર્શન કરી અમો આગળ ચાલ્યા અને ઝાડીમાંથી પસાર થઇ આખરે મધ્યાને રુષિકેશ પુગ્યા. અહિં બાવા કાળીકામળી વાળાની જગ્યાની બાજુમાં અને જેની પાસે કુબજાંબર કુંડ છે તે ધર્મશાળામાં અમો ઉપરના ભાગમાં ઉતર્યા. રૂષીકેશ શહેર સમાન હોઇને અત્રે તમામ પ્રકારની શાકભાજી તથા ખાવાપીવાની ચીજો ઉત્તમ મળતી હતી. અત્રે ગરમી લાગતી હોવાથી મુકામ થયા બાદ તુરત દહીં મંગાવી સર્વએ તેને પુરતો ઇનસાફ આપ્યો હતો. ગોર ગયાપ્રસાદે એકદમ ઠંડીના ઉપચાર નહિ કરવાની સલાહ આપી અને જોકે તે સલાહ વ્યાજબી હતી છતાં ઉત્તર હિંદુસ્થાનની સખત ગરમીને લીધે કોઇ દહીં પીધા વગર રહ્યું નહિ. અત્યારે કોઇએ ચાહ કાફીનું નામ લીધું નહિ. અહિં વખત થોડો અને વેશ ઝાઝો તેવું હતું. કુલી જપાનીઓ જેઓ અહિંથી મોકળા થતા હતા તેનો હીસાબ કરવાનો હતો તથા બાવા કાળી કામળીવાળાની ધર્મશાળામાં આવતા સાધુઓના ભંડારાનું કામ પણ ઉકેલવાનું હતું. પ્રથમ બાવા કાળી કામળીવાળાના ચેલા **મહંત રામનાથજી** પાસે ગયો અને અત્રે એક ભંડારો કરવાની ઇચ્છા જણાવી. મહંત મહારાજે નીચે પ્રમાણે ત્રણ ભાવ બતાવ્યાઃ—

રૂષીકેશ તથા લક્ષ્મણ ઝુલાના મળી એક હજાર સાધુને દાલ રોટિના રૂા. ૮૨)

તેવીજ રીતે હજાર સાધુને દાલ રોટી શાક તથા ચાવલના રૂા ૨૫૦)

તેવીજ રીતે હજાર સાધુને પકી રસોઇ કે જેમાં વધારામાં શેરો આવે છે તેના રૂા. ૪૦૦)

ઉપર પ્રમાણે તેઓએ દર બનાવ્યો અને અમોએ આવતી કાલે રૂા. ૨૫૦) વાળો ભંડારો કરવા વરધી આપી. મહંત મહારાજે કહ્યું કે "આવતી કાલે ગંગા દશેરા હોવાથી સર્વને અપવાસ હશે તો ઇચ્છા હોય તો બધાને ફરાળ આપીયે અને તે જોવા તમો અહિં રોકાવ તો વધારે સારૂં" અમોએ મહંત મહારાજને અમારો પ્રોગ્રામ સંભળાવ્યો અને દશમને રોજ હરદ્વાર પુગવુંજ જોઇએ જેથી અહિં વધારે થોભવાનું બની શકશે નહિ તે જણાવી દીધું. બારસને રોજ એક હજાર સાધુને જમાડવાની વરધી આપી અને તેના રૂપિયા ૨૫૦) આપી મહંત મહારાજની પહોંચ લીધી. ઘણા લોકો આ ધર્માદામાં પોતાની યથાશકિત પ્રમાણે આપી સદાવ્રતને મદદ કરતા હતા, અને ઘણા લોકોને તથા સાધુઓને પાકી રસોઇ તથા સીધો વીગેરે લઈ જતાં મેં નજરે જોયા હતા. બાવા કાળી કામળીવાળાનું સદાવ્રતનું કામ અહિંજ છે એમ નથી પણ પહાડમાં ઘણી જગ્યાએ છે જે અમોએ જાતે નજરે જોયું છે. તેની ચીઠીથી ઉપરના ભાગમાં સાધુ સંતો તથા નાચાર લોકોને સીધો મળે છે, ઓઢવાને ગરમ ધાબળા મળે છે તથા બીમાર થયે પૂર્ણ મદદ મળેછે. વળી લોકો પાસેથી પૈસા ઉઘરાવી ઘણી જગ્યાએ ધર્મશાળાઓ પણ બંધાવી છે અને તે યાત્રામાં એક આશીરવાદ રૂપ થઇ પડે છે. આ બાવા કાળી કામળીવાળાને મુળ મદદ કરનાર કલકતાના સુપ્રસિદ્ધ સખી બાબુ સુરજમલ હતા, અને રૂષિકેશમાં જે બાવા કાળી કામળીવાળાની જગ્યા કહેવાય છે તે તેણે બંધાવી આપી હતી. તે દયાળુ નરનાં બીજાં અનેક ધર્મનાં કામો હશે જે મારી જાણમાં નહિ હોવાથી હું અત્રે લખી શકતો નથી. મુંબઇના અસલી શેઠીયાઓએ આવાં પરોપકારનાં કામ કર્યાં છે પણ પહાડપર જ્યાં બહુ જરૂરીયાત છે ત્યાં તેઓએ કશું કર્યું નથી. શેઠ ગોકુલદાસ તેજપાલે ઇસ્પીતાળ તથા શાળા કાઢી પોતાનું નામ અમર કર્યું છે; તથા સ્વ. શેઠ મોરારજી ગોકુલદાસે પુનામાં સ્ટેશનપાસે ધર્મશાળા બંધાવી લોકોને પૂર્ણ આશ્રય આપ્યો છે એટલુંજ નહિ પણ વધારામાં જે મુસાફર આવે તેને વાસણ કુસણ, ગરમ પાણીના સંચા, પલંગ બીછાનાં મચ્છરદાનીઓ ખુરસી બતી ફાનસ ઘોડીયાં વીગેરેની

સર્વ સોઇ ઉત્તમ પ્રકારની કરેલી છે જે તેના ટ્રસ્ટીઓને આભારી છે. આ ધર્મશાળામાં કોઇપણ ઉતારૂ ત્રણ દીવસ વગર ચીઠીએ ઉતરી શકેછે અને વધારે રહેવાનું હોય તો ટ્રસ્ટીઓની ચીઠીની જરૂર પડે છે. ધર્મશાળાનો કારોબાર રા. રા. વીઠલરાવ રઘુનાથ મુળે ચલાવે છે અને સ્વચ્છતાઇ તથા સારી દેખરેખને લીધે તેને ધન્યવાદ ઘટે છે. મથુરાં, પ્રયાગ, કાસી, નાસીક, પંઢરપુર વીગેરે ઘણી જગ્યાએ ધર્મશાળાઓ છે પણ તે અસલના શેઠીયાઓની. હાલના લાડી, વાડી અને ગાડીમાં મહાલતા મુંબઇગિરા મહાશયો ફંડ ફાળામાં અને કીર્તીદાનમાં પોતાનો હાથ લંબાવશે અને આવું પરોપકારનું કામ કરવામાં અચકાશે. પહાડપર ગણ્યા ગાંઠા ત્રણેક ગુજરાતીનાં નામ જોવામાં આવે છે. જન્મોત્રીમાં મરહુમ સ્વર્ગવાસી સર બેરોનેટ ચીનુભાઇ માધવલાલે એક ધર્મશાળા ચણાવેલી છે પણ તેનાપર સખત બરફ પડવાથી તે ધર્મશાળાનાં માત્ર લાકડાં નજરે પડે છે. ગંગોત્રીપરનો ઘાટપણ તમનોજ બંધાવેલો છે. શેઠ નરોતમ મોરારજી ગોકુલદાસ તરફથી તેમનાં પુજ્ય માતુશ્રી ગં. સ્વ. શ્રીમતીબાઈ ધનકુવર બાઇના નામથી બદ્રિનાથ મધ્યે એક ધર્મશાળા છે જે ગોર ગીરજાશંકરના હવાલામાં છે તથા એક કોઇ બીજા મુંબઈના શેઠ ધર્મશાળા ત્યાં અગાડી બંધાવી છે અને તેના તરફથી દર્દીને દવા પણ દેવાય છે. બીજા કોઇ ગજરાતીનું નામ પહાડમાં જોવામાં અગર સાંભળવામાં આવ્યું નથી. આ મહાશયોને મારી નમ્ર અરજ છે કે રસ્તા હવે સુગમ હોવાથી યાત્રા અર્થે અગર મુસાફરી અર્થે હિમાલયના પહાડોમાં જાવ અને લોકોની અગવડતા તરફ લક્ષ આપી યોગ્ય લાગે ત્યાં ધર્મશાળાઓ બનાવી અગર જીર્ણ થયેલીનો જીર્ણોધાર કરી લોકોનાં દુઃખ કમી કરો, અને તમારા પૈસા સુમાર્ગે વાપરો. પોતાનીજ મોજશોખમાં વાપરી આવ્યા તેમ જવામાં કંઇ જીંદગીનું સાર્થક નથી. સુરજમલનો દાખલો લ્યો અને યથાશકિત જન સેવા કરો. અત્રે ભરતજીનું મંદીર તથા બીજાં સારાં સારાં મકાનો તથા આશ્રમો પુષ્કળ છે; અને એવા સાધુ સંતો અખાડો કરી પડેલા છે કે કોઇની પરવા નહિ કરતાં માત્ર ઇશ્વર ભજનમાં મસ્તાન રહે છે. કોઇ ખાવાનું લઈ જાઈ

આપે છે તો તે ખાયછે નહિંતર માત્ર ગંગાજીના પવિત્ર જળપર રહે છે. અહિં બાંસમતી ચોખો ઉત્તમ પ્રકારનો થાય છે અને તે શેવને સરમાવે તેવો સુંવાળો રેશમ જેવો તથા લાંબો થાય છે. પહાડમાં બધી જગ્યાએ લગભગ આજ જાતનો ચોખો થાય છે. એક બે ગુણી ગુડસથી મુંબઇ મોકલવા વિચાર થયો પણ પાછળથી તે વીચાર માંડી વાળ્યો. સાંજના આશામાઇ તી. સ્વ. બાઇને મળવા આવી હતી અને ઠાકોરજી માટે વસ્ત્ર વાઘા તથા ચાંદીનું છત્ર લઇ ગઇ હતી. ત્યારબાદ એક ચીઠી લખી મહંત રામનાથ પાસે ભોલાને મોકલ્યો અને નોટો તથા ગીનીના રોકડા રૂપિયા મંગાવ્યા. મહંત મહારાજે તુરત રોકડા રૂપિયા તથા પરચુટણ વગર વટાવે કાઢી આપ્યાં. અને વધારે જોઇએ તો મંગાવવા કહ્યું હતું. ત્યારબાદ કુલી તથા જપાનીઓને બોલાવ્યા અને તેઓનો હિસાબ કર્યો. અમોએ સાત જપાન કરી હતી અને પંચકેદારની યાત્રાના દરેરના રૂા. ૨૨૦) ઠેરવ્યા હતા. તો તેના હીસાબના રૂા, ૧૫૪૦) તેના મુકાદમ કાશીઆને આપી દીધા અને સર્વ મલી અઠાવીસ જપાનીઓએ માંહો માંહે સરખે હીસ્સે વેંચી લીધા. ત્યારબાદ કુલીઓને બોલાવ્યા અને તેની સાથે બંગાલી એક મણના રૂા. ૬૦) સાઠ ઠેરવ્યા હતા. તેઓ એકત્રીસ કુલી હતા અને તે લોકોએ માંહો માંહે સમજી વધતો ઘટતો સામાન ઉપાડ્યો હતો. તેઓના હિસાબના રૂા. ૧૨૭૯) થયા હતા અને તે તેના ટંડલને આપી દેતાં તેઓએ આપસ આપસમાં વેંચી લીધા હતા. આ તેમની મજુરી ઉપરાંત તી. સ્વ. બાઇએ દરેકને એકેક ગરમ ધાબલી તથા પાંચ પાંચ રૂપિયા ઇનામ આપ્યા હતા. તે લોકો બહુજ ખુશ થયા હતા અને દુવા દેતા હતા, અને આટલા દિવસ સાથે રહી હવે અહિંથી વીખુટા પડતા હોવાથી દલગીર થતા હતા. તેના દસ્તુર મુજબ ચણા ચવેણા તથા ખીચડીના પૈસા લખતમાં લખ્યા મુજબ જે સ્થળે આપવાના હતા તે સ્થળે આપેલા હોવાથી અહિં આપવાના નહોતા. રાતના અહિંના ચોધરીને બોલાવી અમારા માટે અહિંથી હરદ્વાર માટે બેલગાડીઓ તથા ટાંગાની વરધી આપી અને અગાડીથી બ્યાનાના રૂ. ૬) આપ્યા. તેણે ટાંગાનું ભાડું રૂા. ૫) તથા ખટારાનું ભાડું રૂ. ૧ાા)-પ્રમાણે

બતાવ્યું હતું. મોડી રાતે અમો ખુલા ચોકમાંજ ખાટલાપર સુઈ ગયા હતા કારણકે ગરમી સખત લાગતી હતી.

**જેઠ સુદિ ૧૦ તા. ૨૨-૬-૧૫ મંગળવાર.**

આજરોજ પ્રભાતના પહોરમાં ઉઠી ખટારામાં સામાન ભરી ખટારા રવાના કર્યાં અને અમો ત્રણ ટાંગામાં બેસી હરદ્વાર જવાને ઉપડ્યા. આજની મંજલ લગભગ પંદર માઇલની હતી અને સર્વ ટાંગામાંજ પસાર કરી હતી. ટાંગાના ઘોડાએ પ્રથમ અડ પકડેલી પણ પાછળથી તે ચાલવા લાગ્યો હતો. અહિં સડકો સારી પહોળી છે અને પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ હજુપણ વધારે પહોળી સડક બનાવતા હતા. રસ્તાની બંને બાજુ લીલોત્રી ઉગેલી હોવાથી આંખને ઘણી ઠંડક મળતી હતી અને ખળખળ વહેતાં સ્વચ્છ પાણીનાં ઝરણા મનને આનંદ પમાડતાં હતાં. સત્યનારાયણ ચટી આવતાં અમો દર્શન કરવા માટે ઉતર્યા હતા અને ત્યાં વસ્ત્ર વાધા ધર્યાં હતા. આ મંદીરમાં એક વૈદરાજ રહેતા હતા તેની પાસેથી શીલાજીત મળી શકે છે પણ તે ચોખ્ખો હશે કે નહિ તે હું ખાત્રીથી કહી શકતો નથી. ત્યાંથી આગળ ચાલતાં આડે રસ્તે એક નાળામાં થઇને અમારે જવું પડયું હતું કારણકે નાળાપર એક મોટો પથ્થરનો પુલ બનતો હતો. રામવાડા સ્ટેશનની રેલની સડક વટાવી સ્ટેશન પસાર કરી જરા દુર ગોરનો ગુમાસ્તો કે જેને હરદ્વારથી ગરમ ધાબલીની ગાંસડી લાવવાનો રૂષીકેશથી તાર કરેલો તે મળ્યો અને તેને પાછો અમારી સાથે હરદ્વાર લીધો, તે એક દીન મોડો આવવાથી રૂષીકેશમાં મનમાનતી રીતે ધાબળીઓ વટાણી નહિ જો કે જે અમારા પાસે હતી તે સર્વ અમે અત્રે આપી દીધી હતી. ભીમગોડા આવતાં અષ્ટકોણવાળા કુંડમાં માર્જન કરી ભીમનાં દર્શન કર્યાં હતાં, ત્યાંથી આગળ જતાં આશ્રમો, ધર્મ-શાળાંઓ તથા બીજાં મકાંનો ઘણાં આવ્યાં હતાં. પાછી રેલવે સડક વટાવી અમો બજારમાં થઇ, હરદ્વારમાં **ગોર બૈજનાથ રઘુનાથને** ત્યાં આવ્યાં. ગોર ઘરે નહિ હોવાથી તેનો ભાગીયો અમોને બીજી જગ્યાએ લઇ ગયો પણ ગોર બૈજનાથને અમારી ખબર પુગતાં તે એકદમ

આવ્યો અને અમોને માલુમ પડયું કે તેનો કોઈપણ ભાગીયો નથી. જે ભાગીયો હતો તે ગુજરી જવાથી કોઇ બીજાએ તેના ચોપડા દબાવી પાડ્યા હતા અને તે ચોપડાને આધારે તે ગોર થવા માગતો હતો. ગોર બેજનાથ બજારમાં થઇ અમોને અહલ્યાબાઈની ધર્મશાળામાં લઈ ગયો. આ ધર્મશાળા લગભગ ૩૦૦ વર્ષપર બાંધવામાં આવી છે છતાં તે તદન નવીજ હોય તેવી લાગે છે. આ ધર્મશાળા **કુશાવર્ત** ઉપર ગંગાજીના કીનારાપર છે અને તેની વચ્ચે એક શંકરનું દેવલ છે. મંદીરનો કારોબાર એક દક્ષણી ગ્રહસ્થ ચલાવે છે જે જાતે ઘણા સારા તથા મીલનસાર છે. તેઓ પ્રથમ રાજ્યની નોકરીમાં હતા અને રાજ્ય ખટપટ પસંદ નહિ હોવાથી તેમણે અત્રે તેની બદલી કરવા અરજ કરી હતી, અને તે બાહાલ રાખવામાં આવી હતી. અત્રે મકાન શોધવામાં અમોને જરા તકલીફ પડી હતી. મથુરાવાળા ચોબે ગોપીનાથજી અમારા સાથે મકાનની શોધ કરવા આવ્યા હતા અને ઘર ધણીઓએ ઘરનું ભાડું રોજનું રૂ. ૫) થી ૧૦) સુધી બતાવ્યું હતું. આટલું બધું મોટું ભાડું હોવાનું કારણ ગંગાજીના દશેરા હતા. આજે અહિં મેળો હોવાથી યાત્રીઓની ગડદી ઘણી હતી અને તેથી ભાવ વધવા પામ્યો હતો. અહિંપણ આવા વખતે મુંબઇની માફક ભાડાનો કાયદો થવો જોઇએ. તો ઘરધણીની શુધ બુધ ઠેકાણે આવે. ગોર બેજનાથ મળી જતાં અમારે ભાડા વીગેરેની તરખડ રહી નહોતી. અહલ્યાબાઇની ધર્મશાળા મોટી છે અને તેમાં અમારા સર્વનો સારી રીતે સમાવેશ થઇ શકયો હતો. આ અહલ્યાબાઇ સાથે અમારે પુરી લેણાદેવી હોય તેમ લાગે છે. ઘણી ખરી યાત્રામાં અમો તેની ધર્મશાળામાં ઉતર્યા હતા. ૫ ટાંગાવાળાને રૂ. ૨૦) આપવાના હતા તે સુથીના રૂ. ૬) કાપી બીજા રૂ. ૧૪) આપ્યા અને ખટારા જે ત્રણ કર્યા હતા તેના રૂ ૭)≡ આપ્યા. સામાન ઉતારામાં ગોઠવી તથા કુતરા બકરાંનો બંદોબસ્ત કરી અમો **હરની પાવડીપર** ગંગાસ્નાન કરવા ગયા. જ્યારે અમો પ્રથમ તા. ૧૩–૪–૧૫ ને રોજ કુંભના મેળા વખતે સ્નાન કરવા આવ્યા હતા ત્યારે સેંકડો લોકો નાહતા હતા છતાં પાણી સ્વચ્છ નિર્મળ હતું જ્યારે આજે બરફના

પીંગળવાનું પાણી હોવાથી સફેદ દુધ જેવું લાગતું હતું. મીઠાશમાં મધુરૂં. લાગતું હતું. અહિં ગોર બેજનાથે વીધી પુર્વક સ્નાન કરાવ્યું અને વચમાં ડેરી છે તેની પરિક્રમા કરી. આ ડેરી પાસે પાણીનું તાણ વધારે છે પણ ડેરીના આધારે આધારે પરિક્રમા થઇ શકે છે. સારી રીતે ખુબ સ્નાન કરી ગંગાજીની મુર્તિ જે હરની પાવડીપર એક મંદીરમાં છે તેનાં દર્શન કર્યાં. ગંગાજીના દશેરાને દિને હરદ્વારમાં સ્નાન કરવામાટે અમોએ જે પ્રોગ્રામ ગોઠવ્યો હતો તથા મહેનત લઇ જે લાંબી લાંબી મંજલો અમોએ કરી હતી તે સઘળું ઇશ્વર કૃપાથી બર આવ્યું એજ અમારાં મોટાં ભાગ્ય. અત્રે હરની પાવડીપર જતાં સખત તાપને લીધે પથ્થરની લાદીઓ એવી તપી જાય છે કે ખુલ્લા પગે જનારને તે થનગન થનગન નચાવે છે. ગંગાસ્નાન થયા બાદ કુશાવર્તમાં જઈ સ્નાન કર્યું હતું. આ કુશાવર્તમાં લોકો શ્રાધ કરે છે અને પુષ્કળ ગડદી થાય છે. લોકોને જગ્યા નહિ મળવાથી રાતના ધર્મશાળાની બહાર ચોકમાં કુશાવર્તપર સુતા હતા. મકાને આવ્યા બાદ નિવૃતીથી સર્વ જમ્યા. આજ ઘોંકળા વીગેરે હોવાથી બડો આનંદ થયો હતો. જમ્યા બાદ સ્ટેશનપર જઇ રીઝર્વ ડબાની સ્ટેશનમાસ્તરને અરજ કરી પણ તેણે ચોકસ જવાબ આપ્યો નહિ જેથી તાર આફીસમાંથી એક તાર લખનો ડી. ટી. એસને ડબામાટે કર્યો તથા અહિં કુશળ પહોંચ્યાનો તાર શ્રી. રતનસીશેઠને મદ્રાસ કર્યો કારણ કે સર્વ ગોરધનદાસ શેઠના લગ્નમાં મદ્રાસ ગયા હતા. ત્યારબાદ અહિંની બજારમાં ફેરો મારવા ગયા હતા અને આંબા લીચીઝ, ફ્રુટસ તથા શાકભાજી વીગેરે લીધાં. ઉતારે આવ્યા બાદ જપાનનો મુકાદમ કાશીયો તથા કુલીઓનો મુકાદમ વીરસીંહ છેલ્લી રજા લેવા આવ્યા હતા અને તેઓને દરેકને પાંચ પાંચ રૂપિયા આપી વીદાય કર્યા. કાશીયાને અહિંથી બે ગાગર અપાવી અને તેની રોજી બાંધી દેવા ખાતર તી. સ્વ. બાઇએ તેને વરસમાં એક વખત દરવર્ષે તેમાં ગંગોત્રીનું જળ લઇ આવવાનો હુકમ આપ્યો. ગાગરને રેણ મારવામાટે કલઇપણ અપાવી હતી. તે લઇ સર્વ કુલીઓ સાથે દેરાદુન ઉપડી ગયા કે જ્યાંથી કપડ વીગેરે ખરીદી તેઓ પાછા પોતાના દેશમાં જાયછે. આ

લોકોને પોતાના દેશમાં ખેતી સારી હોવાથી અનાજ તથા ઘીની પરવા કરતા નથી પણ કપડાં નહિ હોવાથી આ સખત મજુરી કરી જે પૈસા આવે તેમાંથી જોઈએ તેટલાં કપડાં ખરીદે છે. તેઓ મજુરી કરેછે ત્યારે તેનાં બૈરાંઓ ખેતીનું કામ સંભાળે છે. ગંગાજીના કીનારાપરની બારીમાંથી રાતના મંદ મંદ ધીમી પવનની ઠંડી લેહેરી આવતી હતી અને તે મધથી મીઠી અને ગોળથી ગળી લાગતી હતી.

મસુરીથી યાત્રાની શરૂઆત કરી અને તે વખતથી પરમાનંદશેઠ સીવાયની બધાની દાઢી હજામત વધી હતી તે અહિં હરદ્વાર આવતાં બધાએ હજામત કરાવી હતી, કારણકે વાટમાં કોઈ જગ્યાએ હજામ મળ્યો નહોતો. પરમાનંદશેઠ આધુનીક જમાનાના હોઈએ તેમને હાથે હજામત આવડતી હતી અને જપાનીઓ વીગેરે માંહોમાંહે પોત પોતાની હજામત કરી લેતા હતા.

## જેઠ શુદી ૧૧ તા. ૨૩-૬-૧૫ બુધવાર.

આજ રોજ સવારના ઉઠી ચાહ પાણી લઈ સવારના પાંચ ટાંગા ભાડે કરી **કનખલ** તથા **જવાલાપુર** ગોર બેજરાથનું ઘર જોવાને ગયા હતા અને પાછા ૧૨॥ વાગતા હરદ્વાર મુકામે આવી પહોંચ્યા હતા. દરેક ટાંગાનું ભાડું ત્રણ ત્રણ રૂપિયા ઠર્યું હતું, અને તે મેળાને લીધે જરા વધારે પડતું હતું. હરદ્વારથી ચાલતાં સ્ટેશન વટાવી તથા નહેરપરનો પુલ વટાવી કનખલને રસ્તે ગયા. આજુ બાજુ સારાં મજાનાં ભવ્ય મકાનોની હાર જોવામાં આવતી હતી અને શહેરની શોભા અધીક લાગતી હતી. કનખલ શહેર મોટું તથા રમણીય છે. ગામમાં થઈને ઘાટપર સ્નાનમાટે ગયા હતાં. અહિં પાણી ઉંડું હોવાથી તથા તાણ નહિ હોવાથી નાંહવાની ઘણી મજા પડી હતી. આ ઘાટની સામે જે નાના પર્વતની હાર લાગી રહી છે તે **બીલ પર્વતના** નામથી ઓળખાય છે, અને તેપર ચંડીજી માતા બીરાજમાન છે. ગંગાજી સર્વ જગ્યાએ પ્રસરેલાં હોવાથી ત્યાં અગાડી હોડીની મદદ વગર જઈ શકાતું નથી. અમો ચંડી ગયા નહોતા પણ દુરથીજ દર્શન કરી કૃતાર્થ થયા હતા.

ત્યારબાદ ઘાટપરના રાધાકૃષ્ણના મંદીરમાં દર્શન કરવા ગયા હતા. આ મંદીર કનખલની શોભામાં વધારો કરતું હતું. મંદીરમાં જનાર મૂર્તીના દર્શન કરવાને બદલે તેની અંદરનું સોનાનું તથા મીણાકારી જડાવ કામ જે અતિ ઉત્તમ પ્રકારનું અને ઉડીને આંખને ચોટે તેવું છે તે જોવામાં તલ્લીન થઈ જાય છે. ત્યાંથી પછી દક્ષ પ્રજાપતિ મહાદેવનાં દર્શન કરવા ગયા હતા, કે જ્યાં શીવજીને હોમમાં આમંત્રણ નહિ આપવાથી પાર્વતીજીએ આપઘાત કર્યો હતો અને શંકરે ક્રોધાવેશમાં દક્ષપ્રજાપતિનું શીર છેદન કર્યું હતું. પણ પાછળથી પસ્તાવો થયો અને સર્વની સમજાવટથી એક બકરાનું માથું ધડપર બેસાડી તેને સજીવન કર્યા હતા. આવો વિચિત્ર દેખાવ જોઈ શંકરને ઘણું હસવું આવ્યું અને શ્રી શંકરને પ્રસન્ન કરવા માટે શંકરનાં દર્શન કર્યા બાદ જેવી રીતે બકરૂં બોલે તેવો ઉચ્ચાર દર્શન કરનાર કરે છે. ક્રોધાવેશમાં દેવો પણ કેવા કામ કરેછે! પીતા સમાન સસરાનું પણ એક વખત મસ્તક ડુલ. અત્રે તરસ લાગવાથી પાસેના કુવામાંથી જળ સીંચી પીધું હતું. ત્યારબાદ જે જગ્યાએ પાર્વતીજીએ દેહત્યાગ કર્યો હતો તે સ્થળે ગયા હતા અને ત્યાં કુંડમાં આચમન માર્જન કર્યાં હતાં. તે પછી દક્ષપ્રજાપતિને ત્યાં યજ્ઞ વખતે શંકર સીવાય તમામ દેવો શાક્ષાત પધારેલા તે સ્થળને વંદન કર્યું હતું. અહિંથી પછી ગોર મહારાજ જ્યાં રહેતા હતા તે તરફ હંકાર્યું. અત્રે કશું દર્શન જેવું નથી પણ ગોરનું પોતીકું ઘર તથા પોતાની સ્થિતીની માહીતી આપવામાટે અમોને ખાસ લઇ ગયા હતા. તેનું ઘર અલબત જીર્ણ સ્થીતીમાં હતું અને તેની દુરસ્તી માટે તેના માગ્યા મુજબ પૈસા આપી તથા તેના ઘરનાં માણસોને જે આપવાનું હતું તે આપી અમો જ્વાલાપુરથી રૂષીકુળને રસ્તે ઘર તરફ ફર્યા. સ્ટેશનપર રીઝર્વની તલાસ કરતાં સંતોષકારક જવાબ મળ્યો નહિ. આજે ભીમ અગીઆરસ (નીર્જલા) એકાદશી હોવાથી ઘેર આવી ફરાળ કર્યો અને ત્યાર બાદ બજારમાં જરા લટાર મારી કંઇક ખરીદી કરી હતી. સ્ટેશનપર પાછા રીઝર્વ માટે ગયા અને આ વખતે બીજો સ્ટેશનમાસ્તર આવ્યો હતો. તેણે બનતાં સુધી આપવાનું અને ફીકર નહિ કરવાનું કહ્યું. લખનૌથી

ડી. ટી. એસનો તાર આવ્યો હતો અને તે પણ તેણે બતાવ્યો હતો. તેમાં અમોને સગવડ કરી આપવા સ્ટેશન માસ્તરને ફરમાવ્યું હતું. આ વાત ચાલતી હતી તેવામાં પહેલો સ્ટેશન માસ્તર આવી લાગ્યો અને ડબ્બો નહિ મળી શકે તેમ જણાવ્યું. આ જવાબ લઇ ઘરે આવ્યો અને ત્યાં અગાડી મુંબઇવાળી જાનકીબાઇ જે પરોપકારી કામ કરવામાં મશહુર છે તેને મળ્યો. સ્ટેશનપરની હકીકત જાહેર કરતાં તે વાઘણની માફક છેડાઈ અને મને સાથે લઈ સ્ટેશનપર ગઇ અને સ્ટેશન માસ્તરને ખખડાવી નાંખ્યો. અને ડબ્બાની બાબતનો એકદમ ઉભે ઉભે જવાબ માગ્યો. જાનકીબાઇ આખા હિંદમાં પ્રખ્યાત છે અને તે જે સગવડ માગે તે પુરી પાડવાનો સરકારી હુકમ હોવાથી સ્ટેશન માસ્તર નાચાર થયો અને રીઝર્વ કરી આપવાની હા પાડી. આ માસ્તર સાહેબને અમારા પાસેથી ભૃષી જોઇતી હતી, પણ કામ કર્યા વિના કોણ આપે ! ઉતારાપર રૂષીકુળવાળા તી. સ્વ. બાપુપાસે તે સંસ્થા જોવા બાબત તથા તેમાં યથાશકિત મદદ આપવાનું કહેવાને આવ્યા હતા. આ રૂષીકુળ જગ જાહેર હોવાથી તે વીશે વધારે લખવાની કશી જરૂર જણાતી નથી. હિંદુસ્તાનમાં સનાતન ધર્મ રહેવા પામશે તો તે આ રૂષિકુળથીજ. અમો તે જોવામાટે ગયા હતા અને તેની મુલાકાતથી સર્વને સંતોષ થયો હતો. અત્રે ૧૩૦ બ્રહ્મચારીઓ હતા અને સાંજને સમયે તેઓ ગંગાજીમાં સ્નાન કરતા હતા. તે ખલાસ થયે બધા એક મકાનમાં એકઠા મળ્યા અને સંધ્યા વીગેરે ક્રીયા કરી. પછી એક વેદીમાં ગયા અને ત્યાં હોમાદિક ક્રિયા કરી. આ બ્રહ્મચારીઓની કુમળી વય છતાં વેદના ઉચ્ચારો તથા મંત્રો એવી તો સ્પષ્ટ ભાષામાં બોલતા હતા કે આપણે ત્યાંના બ્રાહ્મણો તેમ બોલી શકતા નથી. સર્વ વિદ્યાર્થીઓની જમવાની તથા સુવા બેસવાની જગ્યા જોઈ તથા ગેસ્ટ હાઉસ વીગેરે જોઇ ત્યાંના મોટા બ્રહ્મચારીઓનાં દર્શન કર્યાં. અત્રે એકે ફુલબાગ તથા ફળબાગ નહિ હોવાથી બ્રહ્મચારીઓને પુજા વખતે કામ લાગે તેવો બાગ બનાવી આપવા તેઓએ વીનંતી કરી અને તેનું એસ્ટીમેટ રૂા. ૧૫૦૦) બનાવ્યું. સદરહુ બાગ બનાવવાની મંજુરી આપી તથા તેના પૈસા આપી અમો પાછા મુકામપર આવ્યા અને સર્વ

સામાન પેક કરાવ્યો કારણકે આવતી કાલે અમારે અહિંથી ઉપડવાનું હતું. સવારના બીલ્કેશ્વર મહાદેવના મંદીરે ગયા હતા અને ત્યાં સેવા પુજા કરી હતી અને શંકરપરની માટીના ઘડાની જળાધારી કઢાવી એક ત્રાંબાની જળાધારી મુંકાવી હતી. આજે શ્રમ ઘણો પડેલો હોવાથી રાતના ઉંઘ બરોબર આવી હતી.

**गंगाद्वारे कुशावर्ते निलके विल पर्वते ।**
**स्नातवा कनखले तिर्थे पुनर्जन्म न विद्यते ॥**

હરદ્વાર સાતપુરી માંહેલી એક પુરી સમાન લેખાય છે, અને તેને હરદ્વાર અગર હરીદ્વાર કહેવામાં આવે છે. **સાતપુરી** નીચે મુજબ લેખવામાં આવે છે. **અયોધ્યા, મથુરાં, માયા ( હરદ્વાર ) કાશી, કાંચી ( કાંજીવરેમ ), અવંતીકા ( ઉજ્જન ) અને દ્વારામતી ( દ્વારકાં ).** આ ગંગાદ્વારમાં, કુશાવર્તમાં, નીલદેવી તથા બીલપર્વત પાસે તથા કનખલ તીર્થમાં સ્નાન કરવાથી જન્મ મરણનો ફેરો ચોકસ ટળી જાય છે તેવું શાસ્ત્ર પ્રમાણ છે. અમોએ ઉપર પ્રમાણે સર્વ સ્થળે સ્નાન કર્યું હતું અને વધારામાં જમ્નોત્રી, ગંગોત્રી, કેદારનાથ, બદ્રીનાથ તથા બધાં પ્રયોગોની યાત્રા કરી શ્રી નારાયણનાં ખુદનાં દર્શન કર્યાં તથા શ્રી કેદારનાથને પ્રેમ પુર્વક ભેટયા એટલે મને તો ખાત્રી છે કે અમારે હવે લક્ષચોરાસીનો ફેરો ફરવો નહિ પડે અને સદાને માટે મુકતીજ મળશે. અમારી પરિક્રમા હરદ્વારથી શરૂ થઇ અને પંચકેદાર તથા તમામ પ્રયાગો કરી ઇશ્વર કૃપાથી પાછા હરદ્વાર આવતાં સંપૂર્ણ થઇ અને યાત્રા પુજા ભયો ભયો થઈ ગયું. બંગાલામાં આટલાં બધાં માણસોમાં અમારી પસંદી કરી અને યાત્રામાં સાથે લઇ મુકિતનો માર્ગ બતાવ્યો તે માટે માલીકનો જેટલો આભાર માનીયે તેટલો ઓછો છે. યાત્રામાં સ્પર્શા-સ્પર્શ થવા ન પામ્યો અને ઇશ્વિરે જે ટેક રાખી તે પણ તેની વડાઇ અને મોટેરાની પુન્યાઇ.

પંચકેદારની યાત્રાનું કામ ઘણું વીકટ છે. વાડી બંગલા તથા ઘરની સગવડતા આ જંગલની ચટીઓમાં હોતી નથી. અહિં તો સામળ ભટના છપ્પા મુજબ—

કોઈ દિન અમૃત અહાર, કોઇ દિન સુખી ભાજી;
કોઇ દિન પળવું પાય, કોઈ દિન ચઢવા વાજી.
કોઇ દિન સુંદર સેજ, કોઇ દિન ભોમી સુવું;
કોઇ દિન વિવાહ હોય, કોઇ દિન રીસે રોવું.
કોઇ દિન રળવું રીઝથી, કોઇ દિન ખોવા દામને;
શામળ કહે હિંમત ન મુકીએ, સંભારી શ્રી રામને.

ચટીઓમાં ટેબલ ખુરસીને બદલે ચટાઇપર બેઠક જમાવવી પડે છે અને સુંદર સેજ અને મખમલની તળાઇને બદલે ચટાઇનોજ આશરો લેવો પડે છે. કોઈ કોઈ વાર ચટીઓમાં વરસાદને લીધે ઉપરથી અભિષેક થાય છે અને ચટીઓ પણ એવી હોય છે કે જાણે મુંબઈમાં આવેલા ગાય ભેંસના ગોઠા. આ બધું નીરવીઘ્ને ઉકલી ગયું અને બધાં ક્ષેમકુશલ હરદ્વાર આવી લાગ્યાં તે માત્ર નારાયણની કૃપાથીજ.

અમારો હરદ્વારથી મુંબઇ જવાનો પ્રોગ્રામ નીચે મુજબ હતો.

| તારીખ. | વાર. | સ્થળનાં નામ. |
|---|---|---|
| ૨૪–૬–૧૫. | ગુરુવાર. | હરદ્વારથી મથુરાં માટે ઉપડવું બપોરના ૩ વાગે. |
| ૨૫–૬–૧૫. | શુક્રવાર. | મથુરાં પહોંચ્યા સવારે ૯ વાગે. |
| ૨૬–૬–૧૫. | શનિવાર. | ગીરીરાજ. |
| ૨૭–૬–૧૫. | રવિવાર. | મથુરાં. |
| ૨૮–૬–૧૫. | સોમવાર. | મથુરાં. |
| ૨૯–૬–૧૫. | મંગળવાર. | મથુરાંથી ઉપડ્યા સવારના ૮–૪૫. |
| ૩૦–૬–૧૫. | બુધવાર. | મુંબઇ કોલાબા પહોંચ્યા સવારના ૮–૩૦. |

## જેઠ શુદ ૧૨ તા. ૨૪–૬–૧૫ ગુરૂવાર.

આજરોજ હરદ્વારથી ઉપડવાનું હોવાથી પ્રથમ સ્ટેશનપર ડબ્બાની ચોકસાઇ માટે ગયો હતો અને બાર વાગે બાવાજી બોલ્યા કે ડબ્બો મળશે. અને કંઈક ઇનામની આશા દર્શાવી, જે ગોઠવણ થએ આપવાનું કરી હું પાછો ઉતારે આવ્યો. અત્રે ભોજન વીગેરે થયા બાદ અહિના ગોર

ભેજનાથ રઘુનાથને વીદાય થતી વખતે રૂા. ૧૦૧) દક્ષણાનાં આપ્યા, અને તે ઉપરાંત સુવર્ણનો છેડો આપ્યો અને તેના છોકરાના હાથમાં એક ગીની મુંકી. ગોર મહારાજ સંતોષ પામ્યા. ત્યારબાદ બદ્રિનાથમાં શ્રી નારાયણને જે ભોગ ધરાવવામાં આવ્યો હતો અને જેના પૈસા ગોર મહારાજે લેવા ના પાડી હતી તે પૈસા અત્રે માગતાં તેમને રૂા. ૧૫) પકડાવી આપ્યા, અને હરદ્વારથી દેવપ્રયાગ જે ધાબલીની થાંસડી આવી હતી તેના કુલી ચાર્જના રૂા. ૧૬ાાા=) પણ આપી દીધો. તે પછી ગોરના માણુસો જે શરૂઆતથી તે છેવટસુધી અમારી સાથેજ હતા અને જેઓએ યાત્રામાં તન તોડી સખત મજુરી કરી અમારૂં કામકાજ કરી અમને આ વીકટ યાત્રામાં કોઇપણ જાતની અગવડતા આવવા દીધી નહોતી તેને ઇનામ બક્ષીસ વીગેરે આપવાનું કાર્ય હાથમાં લીધું; કારણ કે " Swift kindness is best, a long delay in kindness takes kindness all away."

તેનાં માણુસો ભોલો, કેદારૂ, શકૂ તથા બાલાને માટે તેમના કામના પ્રમાણમાં એક રકમ કાઢી જે જોઇ ગોર મહારાજ ગયાપ્રસાદ અજાયબીમાં ગરકાવ થયા અને આટલું બધું ઇનાંમ નહિ આપવા સમજાવવા લાગ્યા. મારે તેઓને સમજાવવા પડ્યા કે "કોણ માણુસ કેટલું અને કેવા પ્રકારનું કામ કરેછે તેની યોગ્ય કદર બુજાવવીજ જોઇએ અને જો તેમ નથાય તો એક મોટો અન્યાય કહેવાય. માણુસને તેની નોકરીના પ્રમાણમાં પુરતું નહિ આપવાથી મરણબાદ મુક્તિ હોય તોપણ પેલાનું યોગ્ય લેણું હોય તે પતાવવા ખાતર પાછો જન્મ લેવો પડેછે અને તેને વ્યાજ સાથે કોઇપણ પ્રકારે તેનું લેણું પતાવવું પડેછે. મારો ઉપર મુજબનો મત સપ્રમાણ તથા શાસ્ત્રાર્થ છે તે તમો કબુલ કરશો અને તેનાપર પૂર્ણ વિચાર કરશો. તમારાં માણુસોએ તમારીપણ વફાદારીથી અને એક નીષ્ટાથી નોકરી કરી છે તો તેઓને મોકળે મને ખુલ્લા હાથે વિના સંકોચે તેમનું મહેનતાણું આપશો એવી ખાસ ભલાંમણ કરૂં છું. એક અંગ્રેજી લેખક લખેછે કે " My God, forbear to call him blest that only boasts of a large estate. Should all the

treasures of the west meet and couspire to make him blest, should a broad stream with golden sands through all his meadows roll, he is but a wretch with all his lands, that wears a narrow soul." ઉપરના વાકયનો તેમની ભાષામા તરજુમો કરી તેમના મગજમાં ઉતાર્યો અને કહ્યું કે તમારી સાથેના મારા સહવાસથી એટલું તો હું જાણી શકયો છું કે શબ્દોથી તમારા માણસની પ્રસંશા કરવામાં તમેં કશી કચાસ રાખી હોય તેમ લાગતું નથી પણ તેથી તેનું દારીદ્ર દુર થતું નથી. Words are like leaves; and where they most abound, much fruit of sense beneath is rarely fouud. ઉપરની વાત યાદ આવતાં તેનું પણ રહસ્ય સમજાવી દીધું.

ઉપરની વાતચીતથી તેઓ નરમ પડ્યા અને પોતાની ભુલ કબુલી તેઓએ દલગીરી દર્શાવી. ત્યારબાદ ગોર મહારાજની સમક્ષ તેનાં માણસોને તેમની મહેનતનો બદલો આપ્યો. હિમાલયના પહાડમાં ફરતી વખતે આપણાં માણસો કરતાં અહિંના માણસો વધારે ખપનાં છે અને તે લોકો જેટલું કામકાજ તથા મહેનત કરેછે તેટલું આપણાં માણસોથી બની શકતું નથી તો તેવા નોકરોની પીછાન કરવી એ આપણી એક પવિત્ર ફરજ છે. અને તેમાં જે આપણે પછાત રહીએ છીએ તો ઇશ્વરના મોટા ગુનેહગાર ઠરીએ છીએ. ત્યારબાદ રૂષિકુળવાળાનો જે ખટારો આવ્યો તે ખટારામાં તથા બીજા ભાડાના ખટારામાં સામાન ભરી સ્ટેશન તરફ રવાના કર્યો અને ટીકીટ વીગેરેની વ્યવસ્થા કરવા માટે હું પણ અગાડીથી સ્ટેશનપર ગયો. ગંગાજીના દશેરાની યાત્રાને લીધે ભીડ ઘણી હતી અને ફરસ્ટ, સેકન્ડ તથા ઈન્ટરની એકજ બારી હોવાથી ટીકીટ મેળવવામાં ઘણી ઢીલ થઇ હતી. થર્ડ કલાસની ટીકીટ દુર નીચે મળતી હતી ટીકીટો હજુ લેવાઈ રહી નહોતી તે દરમીયાન તી. સ્વ. બાઇ વીગેરે આવી પહોંચ્યાં જેમને વેઈટીંગ રૂમમાં બેસાડી પાછો ટીકીટ માટે દોડયો અને તે મેળવી સર્વ સામાન અંદર દાખલ કર્યો. સામાન જોખાવી બ્રેકના દાગીના માસ્તરને સુપુર્દ કર્યાં અને સાથેના દાગીનાનો

ઢગલો પ્લૅટફૉર્મપર કર્યો. દહેરાદુનથી મેલ અહિં આવી પુગતાં તુરત કુતરાં તથા બકરાને બ્રેક વૅનમાં ગોઠવી દીધાં અને અમારા માટે એક ફર્સ્ટ કલાસ તથા એક સેકન્ડ કલાસ રીઝર્વ થયો, અને તેમાં સામાન ગોઠવી દીધો. સેકન્ડ કલાસમાં કોઇ બીજા લોકો બેઠેલા હોવાથી મુખ્ય સ્ટેશન માસ્તર જે એક યુરોપીયન સદ્‌ગૃહસ્થ હતા તેમને અમારા માટે સગવડ કરી આપવા વીનંતી કરી. જે લોકો અમારા ડબામાં બેઠા હતા હતા તેને તેઓએ બીજે ગોઠવણ કરી આપી અને અમોને આખો ડબો સુપુર્દ કર્યો. પેલો દેશી સ્ટેશન માસ્તર જેણે છેવટ સુધીના કહી હતી તે પોતીકું મહેનતાણું લેવા આવ્યો અને જો કે તે કશાને માટે લાયક નહિં હતો પણ બોલ આપેલો તેટલા ખાતર તેને એક કટકો આપી રવાના કરી દીધો. દેશી તથા યુરોપીયનમાં કેટલો ફેર તે જોયો. મુખ્ય સ્ટેશન માસ્તરે તુરત સગવડતા કરી આપી અને કશાની દરકાર તથા આશા રાખ્યાં સીવાય તુરત પીઠ ફેરવી ચાલતો થયો જ્યારે આ દેશી રાંકાની માફક રગવા લાગ્યો હતો. હરદ્વારથી ઉપડી અમો લુકસર પુગ્યા. અત્રે જંકશન હોવાથી જે લોકો કોટદ્વાર તથા અલાબાદ વીગેરે જવાના હતા તેઓ ઉતરી પડ્યા. પછી ગાર્ડસાહેબ પધાર્યા અને કહેવા લાગ્યા કે સેકન્ડ કલાસ ટીકીટથી ફર્સ્ટમાં જેમને બેસાડેલાં છે તેને અહિંથી સેકન્ડમાં બેસાડો નહિંતર ફર્સ્ટનો ચાર્જ આપવો પડશે. અત્રે ગાડી થોડો વખત રોકાતી હોવાથી અને સામાન હેરફેર થઇ શકે તેટલો વખત ફાઝલ નહિં રેવાથી અમોએ પ્રથમનીજ સ્થીતી કાયમ રાખી. અહિંથી ગાડી ઉપડી શારાનપુર જંકશનપર આવી અને અહિં અમારો ડબો છોડી નાંખવામાં આવ્યો. ગાર્ડ સાહેબે ટીકીટ ઇન્સ્પેકટરનું ધ્યાન ખેંચ્યું અને કંઇક ખાનગી ગુસપુસ કરી તે ચાલતો થયો. ટીકીટ તપાસનારે હરદ્વારથી શારાનપુર સુધીનો ફર્સ્ટ કલાસનો ચાર્જ માગ્યો પણ અમારે મથુરાં જવાનું હોવાથી અમે તે મથુરાં સુધી રીઝર્વ કરી આપવાની માંગણી કરી. તે પ્રમાણે સર્વ બંદોબસ્ત કરી આપ્યો અને સલામી લઇ ચાલતો થયો. અત્રે વખત પુષ્કળ હોવાથી દુધ મંગાવી ચાહ બનાવી ચાંદનીમાં પીધી હતી. રાતના મોડેથી ગાડી ચાલી અને અમો ડબ્બાંમાં સુઇ ગયા હતા.

## જેઠ શુદ ૧૩ તા. ૨૫-૬-૧૫ શુક્રવાર.

આજરોજ સવાર પડતાં અમારી ગાડી દીલ્લી આવી પુગી અને અમારો ડબો મથુરાં લાઇનનો હોવાથી પંજાબ જતી ગાડીમાંથી છોડી નાંખ્યો. ગડબડ કાનપર આવતાં સર્વ જાગૃત થયાં હતાં અને નાગડા મથુરાં મેલને હજુ વાર હોવાથી અમો ડબ્બામાંથી નીચે ઉતરી અહિંનું પાયતખ્ત શહેરનું સ્ટેશન નીહાળવા લાગ્યા. હાલનું સ્ટેશન ઘણું મોટું તથા વિશાળ છે અને તેના વેઇટીંગ રૂમ તથા રીફ્રેશમેન્ટ રૂમો પણ ખાસ જોવા જેવા છે. બહુ વખત ફાજલ નહિ હોવાથી બધું ફરી ફરી જોવાણું નહોતું. થોડી વારમાં ગાડી આવી લાગી અને અમારો ડબોપણ તેમાં જોડાયો. અહિંથી ચાલતાં મથુરાં સવારના ૮ વાગે પહોંચ્યા હતા અને હરદ્વારથી મી. એફ. કેશવદેવને મથુરાં તાર આપેલો હોવાથી તેમના તરફથી ત્યાંના જડજ નામદાર પૃથ્વીનાથજીના પુત્ર તથા મથુરાંના ગોર વીગેરે સ્ટેશનપર અમોને લેવા માટે આવ્યા હતા. નામદાર જડજ પૃથ્વીનાથજી તરફથી જે જગ્યા અમારા માટે રાખવામાં આવી હતી તે બજારથી તથા જમનાંજીથી દુર હોવાથી જે જગ્યા ચોબાએ રાખી હતી ત્યાં જવાનું નક્કી કર્યું અને જડજ સાહેબનો ઉપકાર માની તસ્દી માટે માફી માગી. અર્જુન ચોબો જે હરદ્વાર સામો આવ્યો હતો તેણે અમદાબાદ વાળા મંગળદાસશેઠની ધર્મશાળામાં ગોઠવણ કરી હતી અને છમકી તથા જમનાંદાસે તેજપાલની ધર્મશાળામાં સગવડ કરી રાખી હતી. અર્જુન છેક હરદ્વારથી સાથે આવેલો હોવાથી તેનું માન રાખી તેણે જે જગ્યા અગાઉથી રાખી હતી ત્યાં અમો ગયા. આ ધર્મશાળા બજારમાં હોવાથી સગવડતા ભરેલી લાગી હતી. વળી આ ધર્મશાળાનો મેનેજર અર્જુનનો મામો માણેકલાલ ચોબો હોવાથી તેણે તમામ સગવડ કરી આપી હતી, અને ઉપર નીચે તમામ ઓરડાઓ ખોલી આપ્યા હતા. ચોબા માણેકલાલ શરીરે ભીમના ભાઇ સમાન હતા. શરીરે જાડા મોટા કદાવર હતા અને બીજા ચોબાઓની માફક તે અજ્ઞાની નહોતા. તેઓ બુધ્ધીશાળી હોવાથી કવીતાઓ સારી લખતા હતા અને તેમણે કેટલાંક નાટકોપણ લખ્યાં હતાં. એટલુંજ નહિ પણ એક બડા તાલીમ-

બાજ હતા અને આજુ બાજુનું કેટલુંક જ્ઞાન સારૂ ધરાવતા હતા. મી. એફ. કેશવદેવ તી. સ્વ. બાઇને મળવા આવ્યા હતા અને પોતીકે ઉતારે લઇ જવા ઘણો આગ્રહ કર્યો પણ તે બહુ દુર પડતું હોવાથી માફી માગી અને શ્રમને માટે ઉપકાર માન્યો. બપોરના હોડીમાં બેસી સામે પાર જઇ અમોએ જમનાંજીમાં સ્નાન કર્યું હતું, અને જળ સખત ગરમીને લીધે ગરમ લાગતું હતું. ગરમી ૧૧૭ ડીગ્રી હતી. આખો દિન દીલ ઓગળતું હતું, અને રાતના સર્વેને ખુલ્લામાં અગાશીમાં સુવું પડતું. આવતી કાલે ગીરીરાજ જવાનું હોવાથી ટાંગાનો યોગ્ય બંદોબસ્ત કર્યો, અને તા. ૨૮ મી એ અહિંથી મુંબઇ જવાનું હોવાથી સ્ટેશનપર રીઝર્વ કરવામાટે ગયા. સ્ટેશન માસ્તરે હા કહી પણ પકકી ખાત્રી નહિ આપેલી હોવાથી મુંબઇની ઓફીસમાં ટ્રાફીક સુપ્રીન્ટેડન્ટને મલી રીઝર્વ કરવામાટે ભાઇશ્રી જેવચ્છરામ ભાઇને તાર કર્યો.

## જેઠ શુદી ૧૪ તા. ૨૬-૬-૧૫ શનીવાર.

આજરોજ સવારના ઉઠી ત્રણ સીગરામ ભાડે કરી પાંચ વાગતાં **શ્રી ગીરીરાજ** તરફ રવાના થયા અને સવારના ૯ાા વાગે ત્યાં અગાડી પુગ્યા. સ્વ. શેઠ ધરમસીશેઠના ગુરૂ શ્રી મટુલાલજીની હવેલીમાં ઉતારો લીધો હતો અને સને ૧૯૧૨ ની સાલ કરતાં સારો ઉતારો મળ્યો હતો. અંદરનો તમામ ભાગ ઉઘાડી આપેલો હોવાથી તમામ જાતની મોકળાશ હતી. જ્યારે અમો ત્યાં પુગ્યા ત્યારે જગ્યા ધુડથી ભરેલી હતી જેથી સાફ્સુફ કરાવવામાં ઘણો વખત વહી ગયો હતો. અત્રે રાજભોગ આઠ વાગામાં થયેલો હોવાથી શ્રી ઠાકોરજીનાં દર્શન થયાં નહોતાં. ઉતારામાં નીવાસ કરી તી. સ્વ. બાઈ વીગેરે એક કુંડ કે જેના પાણીપર અતિશે સેવાળ જામી ગયો હતો ત્યાં સ્નાન કરવામાટે ગયાં અને હું એક દુર આવેલો કુવો હતો ત્યાં નાહવા માટે ગયો. ત્યારબાદ શ્રી ગીરીરાજની વીધીપૂર્વક સેવા પુજા કરી દુધ ચડાવી પ્રસાદ ધરી તથા સામે શ્રી મહાપ્રભુજીની બેઠકમાં પ્રસાદ ધરી ઘરે આવ્યાં. કબુબાઇને તાવ આવ્યો હતો અને સખત હતો. મંદીરમાંથી આવેલો પ્રસાદ તથા બાટી દાલ વીગેરે લઇ રાતના અગાશીમાં સુંઇ ગયા હતા.

## જેઠ શુદી ૧૫ તા. ૨૭-૬-૧૫ રવિવાર.

આજરોજ સવારના વહેલા ઉઠી દર્શન દેવે ગયા હતા. શ્રી ગીરીરાજની દુધવડે પુજા કરી હતી અને શ્રી મટુલાલજીની હવેલીમાં દર્શન કર્યાં હતાં. શ્રી ગીરીરાજપર જે દુધ ચડેછે તે નીચે વહેતાં ત્યાનાં કુતરાં તથા ત્યાંના રહીશનાં છોકરાંઓ એકઠાં મળી પીએ છે. હવેલીમાં દર્શન કરી રાજભોગ કરાવ્યો હતો અને શ્રી દાઉજીને એક જડાવ હાર ચડાવ્યો હતો. ઘરે આવતાં ગરમા ગરમ પ્રસાદ જે આવ્યો હતો તેને ઇનસાફ આપ્યો હતો અને અહિંના લોકોમાં કપડાં વીગેરે વાટી બપોરે ત્રણ વાગતા મથુરાં જવા ઉપડ્યા હતા અને સાંજના સાત વાગતા મથુરાં પુગ્યા હતા. આજે પણ ગરમી સખત હતી. સાંજના શ્રી જમનાંજીની આર્તીનાં તથા શ્રી દ્વારકાંનાથજીનાં દર્શન કરવા ગયા હતા. વિશ્રામ ઘાટપર આર્તીનાં દર્શન ખાસ કરવા જેવાં છે અને શ્રી દ્વારકાંનાથજીનાં દર્શન કરવા જે લોકો જાય છે તેને મંદીરમાંથી બહાર નીકળવાનું મનજ થતું નથી. મુર્તી ઘણીજ આકર્ષક છે. અત્રે વાંદરાનો ઉપદ્રવ ઘણો હતો અને આજરોજ તેણે એક ચાંદીનો પ્યાલો ઉપાડી એક પાસેની બીજી અગાશીમાં ઠેક મારી હતી. પ્યાલો કેમ હાથ કરવો તે વિચારથાં હું પડ્યો દરમીયાન તી. સ્વ. ટમુંસાસીનો ચોબો આવ્યો અને એ કુડલીમાં ખાવાનું લઇ આવ્યા તેણે તે અગાશીમાં મુંકી. બંદરજી મોઢામાં પ્યાલો પકડી કુડલીમાં જોવા લાગ્યો અને કંઇ ખાવાનું છે કે કંઇ ઠકબાજી છે તે નક્કી ખાત્રી કરવા લાગ્યો. જ્યારે પક્કી ખાત્રી થઇ કે તેમાં ખાવાનું છે ત્યારે તેમાં હાથ નાંખી ખાવાનું ઉપાડી ખાવા ગયો કે મોઢામાંથી પ્યાલો પડી ગયો. તુરત હાથમાંની લાકડી બતાવતા તે છલંગ મારી નાશી ગયો અને અમોએ પ્યાલો હાથ કર્યો. આ યુક્તિપણ ધ્યાનમાં રાખવા જેવી છે. ભાઇશ્રી જેવરછરામ ભાઇને જે તાર કર્યો હતો તેનો સંતોષકારક જવાબ આવી ગયો હતો. આજરોજ પૂર્ણીમા હોવાથી રાતના અગાશીમાં પૂર્ણ આનંદ આવ્યો હતો.

## જેઠ વદી ૧ તા. ૨૮-૬-૧૫ સોમવાર.

સવારના ઉઠી જમનાં સ્નાન કરી મી. એફ. કેશવ દેવને તેમની કોઠીપર મલવા ગયા હતા. ત્યાંથી પાછા ફરી સ્ટેશનપર રીઝર્વની તપાસ

કરવા માટે ગયા અને સ્ટેશન માસ્તરે સંતોષ કારક જવાબ આપ્યો. પછી ઘરે આવી જમી કારવી જરા આરામ લીધો હતો, અને ચોબાજીની ભાંગને ઇનસાફ આપ્યો હતો. ભાંગથી ભુખ વધારે લાગતી હતી તથા તબીયત ઠીક રહેતી હતી, અને ગરમી કમી લાગતી હતી. સાંજના અહિંના મુરબા ચુરણ વીગેરે ખરીદી દર્શન કરવા ગયા હતા અને પાછા આવી સર્વ સામાન પેક કરવા લાગ્યા મથુરાંના **ગોર મુઠી ભુરાના** વંશના **ચોબા છમકી, જમનાંદાસ તથા અર્જુનને** દક્ષણા વસ્ત્ર વીગેરે આપ્યાં, અને જમનાંદાસને તેના ઘરનો જીર્ણોદ્ધાર કરવામાટે રૂપિયા આપી રાજી કીધો. ત્યારબાદ જમનાંદાસને દુધ નાસ્તો તથા ગાડીઓ ચાર વાગે ધર્મ-શાળામાં હાજર કરવાની વરધી આપી અને રતલામ રા. રા. રવિશંકર અંબારામ છાયાને દુધ કાલે સાંજના તૈયાર રાખવા તાર કરી દીધો

અમારી આખી યાત્રામાં સ્પર્શાસ્પર્શ જોકે થવા નહિ પામ્યો હતો તો પણ ભુલે ચુકે અજાણતાં થવા પામ્યો હોય તો છેવટે ગંગાસ્નાન કરી તથા મથુરાંમાં જમનાં પાન કરી દેહની શુધ્ધી મેળવી હતી. કારણકે આપણામાં કહેણી છે કે "ગંગા સ્નાને અને જમનાં પાને."

## જેઠ વદી ૨ તા. ૨૯-૬-૧૫ મંગળવાર.

આજરોજ અહિંથી મુંબઇમાટે ઉપડવાનું હોવાથી પ્રભાતના પહોરમાં ચાર વાગામાં ઉઠી નહાઇ ધોઇ તૈયાર થયા અને ચોબાજી દુધ લાવેલા હોવાથી ચાહ પી બધો સામાન ઉતરાવી ગાડીઓ ભરાવી માટે તે તોળાવવાનો હોવાથી તથા ટીકીટો લેવાની હોવાથી હું સ્ટેશનપર સામાન સાથે રવાના થયો. સ્ટેશનપર આવી ટીકીટ કઢાવી સામાન જોખાવ્યો અને બ્રેકના દાગીના જુદા કાઢી સાથેના દાગીનાનો ઢગ પ્લૅટ-ફૉર્મપર કર્યો. તી. સ્વ. બાઇ વીગેરે સર્વ આવ્યાં તેમને વેઇટીંગ રૂમમાં બેસાડ્યાં ત્યારબાદ ચોબાજી પાણીનાં બે માટલાં તથા ભાંગનો એક કુંજો ભરી લાવ્યા અને તે પણ સ્ટેશનપર રખાવ્યાં. બરાબર સવારે ૮-૪૦ વાગતા નાગડા મથુરાં મેલ આવી પુગ્યો અને ડબ્બાની તલાશ કરતાં રીઝર્વ ડબ્બો જોવામાં આવ્યો નહિ. સ્ટેશન માસ્તરને ખબર આપતાં તેમણે એક નવો ડબ્બો અહિંથી જોડાવ્યો. જે સેકન્ડ કલાસમાં ચાર

સીટ હતી તેમાં તી. સ્વ. બાઇ વીગેરે બેઠાં અને તેનીજ પાસેનું એક બે સીટનું કમરૂં હતું તેમાં હું તથા પરમાનંદ શેઠ બેઠા. અમારા કમરાપર ફક્ત સ્ત્રિઓમાટે તેમ લખ્યું હતું. પણ અમારે માંહોમાંહે ગોઠવણ કરવાની હોવાથી માસ્તરે કશો વાંધો લીધો નહિ. સર્વ સામાન ડબ્બામાં ગોઠવી દીધો. બકરાને બ્રેકમાં મુકયો અને ત્રણ કુતરાંને સાથે લીધાં. ચોબા લોકોને રેલવે સતાવાળા અંદર આવવા દેતા નથી કારણકે તેઓ ત્યાં અગાડી ધાંધલ મચાવી મુકેછે પણ છમકી જમનાંદાસ અર્જુન વીગેરે આવ્યા હતા અને તેમને હરકત નહિ કરવા ત્યાંના સ્ટેશન માસ્તરને લખ્યું હતું. તેમણે તેઓને આવવાની પરવાનગી આપી હતી. ગાડી ચાલ્યા બાદ અને એક બે સ્ટેશન પસાર થયાબાદ અમો નાસ્તો કરવામાટે તી. સ્વ. બાઇના ડબ્બામાં ગયા. તે ખતમ થયે અને સવાઇ માધવપુર મુંકયા બાદ પાર્વતી ચાંદીની થાલી ધોવા બારીપર ગઇ અને સખત પવનના આંચકા સાથે તે હાથમાંથી સરી પડી અને ગઇ અરે સદાને માટે ગઇ. બીજું સ્ટેશન આવતાં ત્યાંના માસ્તરને ખબર આપી અને કદાચ કોઇ લાઇન તપાસનારના હાથમાં આવે તો તે અમારે સીરણામે મોકલી આપવા કહ્યું. ત્યારબાદ એક વે ઇન્સ્પેકટર જે યુરોપીયન હતો તેણે આવી પુછ્યું કે "તમો અંગ્રેજી જાણો છો?" અમે હા કહી. તેણે ડબ્બાપર જે લખેલું હતું તે વાંચવા કહ્યું. તેપર ફકત બાનુઓ માટે તેમ હતું. તેણે ખાલી કરવા કહ્યું અને અમે તે પત નહિ કર્યું. તે બડબડ્યો કે બીજા સ્ટેશને હું તે ડબ્બો ખાલી કરાવીશ. મેં જવાબ આપ્યો કે તમારી મરજી તેમ હશે અને તમારા ઉપરી અધિકારી ફરમાવશે તો તેમ કરીશું પણ હાલ તો અમો ખાલી નહિજ કરીશું. સાહેબે ગાર્ડ અને સ્ટેશન માસ્તરને કહયું અને સઘળા ભેગા થઈ અમારા કમરા પાસે આવ્યા. તમાશો જોવાને બીજાં માણસો પણ ડબ્બા પાસે એકઠાં થયાં. સ્ટેશન માસ્તરે જ્યારે પુછયું ત્યારે છ સીટ રીઝર્વ હોવાનું જણાવ્યું અને અમોએ માંહો માંહે ગોઠવણ કર્યાનું જણાવ્યું. માસ્તરે ખુશીથી બેસવાનું કહયું અને પેલા સાહેબ હાથ ચોળતા ચાલતા થયા. મને અજબ એજ લાગ્યું કે સાહેબનું કામ રસ્તો તપાસવાનું હતું તેમાં વળી પેસેન-

જરની ખટપટમાં તે કયાં પડ્યો ! આગળ ચાલતાં સાંજના સમયે રતલામ આવી પુગ્યા. અત્રે ભાઇ શ્રી રવિભાઇએ કેશરીયું કઢેલું દુધ સ્ટેશનપર આણ્યું હતું, અને અમો સર્વેએ તે લીધું હતું. તેના પૈસા લેવા તેમણે ના પાડી પણ દબાણ કરી આપ્યા તથા તેના માણુસને એક ધાબલી આપી. અમો ડબ્બામાં વાત કરતા હતા અને ગાડીનો વખત થતાં રા. રા. રવીભાઈ નીચે ઉતરી ગયા અને છત્રી ભુલી જવાથી તે મારા સાથે મુંબઇ આવી. અહિંપણ ટીકીટ ઈન્સ્પેકટરે ડબ્બો ખાલી કરાવવાનું કર્યું પણ તેને કશી પત નહિ કરી અને ગાડી ચાલવા માંડી. વડોદરે પાછા અમને જગાડી ત્યાંના સતાવાળાએ સતામણી કરી હતી અને તેમને પણ સમજ પાડતાં તેઓ ચાલી ગયા. તેમના ગયાબાદ અમો નિંદ્રાવશ થયા અને સ્વપ્નમાં મુંબઇ જોવા લાગ્યા હતા.

## જેઠ વદી ૩ તા. ૩૦-૬-૧૫ બુધવાર.

આજરોજ સવારના ટ્રેન પાલગઢ આવતાં દાતણ પાણી કરી ચાહ પી ઉતરવા માટે સજ થયા. અમારા સાથે સામાન વધારે હોવાથી ગ્રાન્ટ રોડ નહિ ઉતરતાં કોલાબે ઉતરવાનું ચોકસ રાખ્યું હતું અને તે પ્રમાણે મુંબઇ મથુરાંથી તાર આપી ખબર આપ્યા હતા. ગ્રાન્ટરોડ આવી પુગતાં મે. ત્રીકમદાસ શેઠ તથા મી. ચંદુલાલ દીવાનજી સ્ટેશનપર આવ્યા હતા. મે. ત્રીકમદાસ શેઠ તી. સ્વ. બાપાને પગે લાગી સાથેજ કોલાબા આવ્યા. સ્ટેશનપર સર્વ સગાંવાહલાં તથા મોબતી સોબતી લેવા માટે આવ્યાં હતાં. તી. સ્વ. માતુશ્રી વીગેરે વાહનમાં બેસી ચીનાબાગ ગયાં અને હું પણ સામાન કુતરાં બકરાં વીગેરે રવાના કરી ઘરે ગયો. જેવી રીતે હરદ્વારથી પરિક્રમા શરૂ થઈ હતી. અને હરદ્વાર આવી પુરી કરી હતી. તેવીજ રીતે બોરીબંદરથી જી. આઇ. પીમાં ઉપડી બી. બી. સી. આઇમાં કોલાબા ઉતરી મુંબઇની પરિક્રમા પણ પુરી કરી.



